# श्रीभक्त.

[ पुस्तक ८ मुं. संवत् १९६८. कार्तिक, शुक्ल पक्ष १५. अंक ५ मो.]

## मनुष्य मात्र

तथा

## आर्यबांधवो सर्व प्रकारना

### उत्कर्षने प्राप्त करो !

( અમને લાગી સ્વરૂપ શું તાળી—એ રાહ. )

ગુર્જરગીરા અમરરસ પામો,
અજરામરતાનો હો લાવો. ગુર્જર૦
પ્રગતિ અરૂણનાં નિર્મળ ઝરણાં દશદિશમાં રેલાવો,
ભાત ભાતની સુખવેલડીએ, નવલાં કુસુમ સુહાવો. ગુર્જર૦
કર્મ તથા જ્ઞાનેંદ્રિય કેરી વાડી વસંત ખીલાવો,
આભ્યંતર મન દર્શનનાં અમૃતસરે ઝીલાવો. ગુર્જર૦
સર્વોત્તમ આરોગ્ય તથા આયુષ પૂર્ણ પ્રકટાવો,
ધનપતિ કુબેર સમ થઇ વિશ્વે વિજય ધ્વજ ફરકાવો. ગુર્જર૦
ધર્મતણું બળ પામો અનુપમ, સિદ્ધ મનોરથ થાઓ,
આપ્તકામ થઇ સ્વરૂપ ઝલકથી દશ દિશમાં ળળકાઓ. ગુર્જર૦
સ્વરૂપ સૂર્યનાં નૂતન કિરણે જીવનરસ રંગાઓ,
આનંદ આનંદ દશદિશ વ્યાપો, શાન્તિ સુધાપય પાઓ. ગુર્જર૦

# नूतनवर्षाभिनंदनम्. . .

## અનંત જીવન-માલામાં નવિન કુસુમ.

પ્રિયવાચક બન્ધુઓ આપને, આપણા સમગ્ર ગુર્જર બાંધવોને, સમગ્ર હિંદ નિવાસીઓને અને માનવ માત્રને અમે સપ્રેમ અભિનંદન અર્પણ કરીએ છીએ. આપ (માનવજાતિ) અમારૂં સર્વસ્વ છો. આપના વડેજ જે કંઇ સુંદર અને સારૂં છે, મનોહર અને હિતકર છે તે સર્વ અસ્તિત્વમાં આવ્યું છે. આ પૃથ્વીને આપેજ માનવ તનુને નિવાસ કરવા અને હિત સાધવાનાં સમગ્ર સાધનો યુક્ત બનાવી છે. એટલુંજ નહિ પણ આપેજ આ કર્મભૂમિને રચી તેમાં મનુષ્યને દેવકોટિ અને ઇશકોટિ પર્યંત ઉત્કર્ષ સાધવાના સમગ્ર ઉપાયોને પ્રસાર્યો છે, તેથી આપની અનંત જીવન-માલામાં નૂતનવર્ષરૂપી આ નવીન કુસુમ આપનેજ સમર્પણ કરાય છે.

## વનવેલીનું પુષ્પ માનવ-દેવના કંઠમાં ઝૂલશે કે ?

વનવેલીપર ખીલેલું પુષ્પ કાં તો અજ્ઞાન મનુષ્યના પગ તળે ધૂળમાં રગદોળાવા સરજાયું છે કે ભૂમિપર પડી ત્યાં ને ત્યાં સુકાવા નિર્માયું છે અથવા તો વિવિધ સુંદર પુષ્પોની નવરંગી પુષ્પમાલામાં પરોવાઇ માનવ-દેવના કંઠમાં ઝૂલવા નિપજ્યું છે. પુષ્પનો ગમે તે ઉપયોગ થાઓ! પણ તે તેનો ધર્મ બજાવે છેજ. સુંદરતા પ્રકટાવે છેજ. સુગંધ અર્પે છેજ. મોદ પ્રકટાવવાના સમગ્ર પ્રયત્નો સહજ સ્વભાવે કરેછેજ. પછી તેનો કોઈ લાભ લે વા ન લે ! !

## નૂતન વર્ષરૂપી ષડ્દલ પદ્મ.

આપણું આ નૂતન વર્ષ અનુપમ કમલ પુષ્પ છે. તેમાં સૌંદર્ય છે. સુગંધ છે. હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ નામની ષડૠતુ રૂપી ષડ્દલ છે. તેમાં શ્રી વિધાતાનો નિવાસ છે. સર્જનશક્તિની દિવ્ય મૂર્તિ તેમાં વિલસી રહી છે. કાલ પવનની ગતિથી આ નવલ પુષ્પ. કલિ હાલે છે. થોડો સમય હેમંત નામની પાંખડી આપણા અભિમુખ રહે છે અને પછી શિશિર આવે છે. એમ ક્રમે ક્રમે આ દૈવી કમળ પુષ્પની સઘળી પાંખડીઓ આપણા અભિમુખ થાય છે અને પોતાનાં સૌંદર્ય અને માધુર્ય, આપણને અર્પે છે.

## શ્રી વિધાતા દેવતા અને સર્જનશક્તિ શું કરે છે !

આ નૂતન પુષ્પની મધ્યમાં નિવસતા શ્રી વિધાતા દેવતા આપણને સંપૂર્ણ બલ અર્પી રહ્યા છે. જગતના એક જડ અણુથી આરંભી મોટા મોટા સૂર્ય મંડળો પર્યંત, એક સમષ્ટિથી આરંભી અનંત સમષ્ટિઓ પર્યંત તે પોતાનું બળ પ્રસારી રહ્યા છે. તેમજ તેમની અર્ધાંગના રૂપ સર્જનશક્તિ નવિન નવિન રૂપમાં સરજવાની ક્રિયા કરી રહ્યાં છે. આ જોતાં શું આપણાં નયન હર્ષથી ભીનાં નથી થતાં? શું પ્રેમ અને આનંદથી આપણા શરીરમાં રોમોદ્‌ગમ નથી અનુભવાતો ? શું આ એમનો સંતત ચાલતો હિતકર અને પ્રિય પ્રયત્ન આપણા ઉપર સહસ્રાવધિ ઉપકાર નથી કરતો ? આટલું બધું તેઓ કોને માટે કરે છે ? આપણે માટે. માનવ જાતિ માટે.

## માનવજાતિ મગરૂરથા !

જ્યારે પરમેશ્વરને પાર્થિવ સૃષ્ટિમાં પ્રકટવાની ઇચ્છા થઇ ત્યારે તેઓ મનુષ્ય રૂપે પ્રકટયા. મનુષ્ય શરીર, તેનું મગજ, તેનું મન અને સર્વસ્વ પોતાના જેવાં કર્યાં. અને તેમાં પોતે નિવાસ કર્યો !! માનવજાતિ મગરૂરથા ! તારાથી હદ કરતાં વધારે કદીજ મગરૂર થઇ શકાશે નહિ ! ગમે તેટલી તું મગરૂરી ધરશે તો પણ તે ઓછીજ છે, કારણ તારા તનુમાં પરમાત્માનો વાસ છે. પરમાત્માનો વાસ હોવાથી તારામાં પરમાત્માનું અભિમાન પ્રકટ થવાની યોગ્યતા છે. પરમાત્માનું અભિમાન તારામાં પ્રકટે છે, તો પછી તારું પદ કેટલું મહાન છે, તેનો વિચાર કર !

## પ્રયત્ન વડે પ્રસાદ પ્રકટાવો !

પણ આ મહાનપદ મોઢાની વાતમાં શમાતું નથી. તેણે આગળ વધવું જોઇએ. તે નીચે છેક બાહ્ય સૃષ્ટિમાં સામર્થ્ય રૂપે પ્રકટવું જોઇએ. જ્યાં સુધી તે માત્ર વાણીમાંજ રહે છે ત્યાં સુધી આપણે આપણા યથાર્થ પદનો અનુભવ કરી શકતા નથી. માટે પ્રયત્ન વડે તે મહાન પદનો પ્રસાદ આપણામાં પ્રકટાવવો જોઇએ.

## જ્ઞાન અર્પવાનું પદાર્થોનું સામર્થ્ય.

આ નૂતન વર્ષ આ કાર્યને માટે છે. આપણને જે નાના પ્રકારના પદાર્થો પ્રાપ્ત છે, તેમનો ત્યાગ કરવાનું કાંઇજ પ્રયોજન નથી. તે સર્વનો સર્વોત્તમ ઉપયોગ છે. આપણા હિતને માટે તે સર્વ પદાર્થો આપણી પાસે આવ્યા છે. તેમનાથી જેટલું આપણું હિત સધાય તેટલું સાધી લો. અને હિત સાધનાર સેંકડો અને હજારો પદાર્થોને અધિક પ્રમાણમાં મેળવવાનો પ્રયત્ન આરંભો. પ્રત્યેક પદાર્થનો અને ઇન્દ્રિયનો સંબંધ કંઇ [illegible] જ્ઞાન, કંઇને કંઇ અનુભવ આપણને આપે છે, અને જેમ જેમ આપણે વધારે [illegible]માણમાં હજારો જાતના પદાર્થોના સંબંધમાં આવીએ છીએ, તેમ તેમ આપણા જ્ઞાનનો—અનુભવનો ભંડાર વધારે માતબર થાય છે.

## મનુષ્યો અને વિવિધ પ્રસંગો જ્ઞાન પ્રાપ્તિઓના હેતુઓ છે.

પદાર્થોનો સંબંધ જેટલું જ્ઞાન અને અનુભવ આપે છે તે કરતાં અધિક ગુણુ જ્ઞાન અને અનુભવ પ્રાણીઓ અને પ્રસંગો આપે છે. માટે હજારો પ્રાણીઓ—મનુષ્યોના સંબંધમાં આવો, હજારો પ્રકારના પ્રસંગોના સંબંધમાં આવો અને આ સર્વ સંબંધોથી ઉપજતા જ્ઞાન અને અનુભવથી તમે માતબર થાઓ. પરમેશ્વરજ આ સૃષ્ટિ રૂપે પ્રકટયા છે. જેમ આ સૃષ્ટિને આપણે વધારે ને વધારે જાણીએ છીએ તેમ આપણે અધિક અને અધિક પ્રબુદ્ધ થતા જઇએ છીએ.

## મહાપુરૂષોથી થતો અમર્યાદ લાભ.

સામાન્ય મનુષ્યો અને પ્રસંગો જ્યારે આપણા જ્ઞાન અને અનુભવમાં આટલો બધો વધારો કરે છે ત્યારે વિદ્વાનો, રાજનીતિજ્ઞો, ભક્તો, યોગીઓ મહાત્માઓના પરિચય જ્ઞાનમાં અને અનુભવમાં કેટલો બધો વધારો કરતા હશે તેનો વિચાર કરો. સત્પુરૂષોના સંબંધથી મનુષ્ય જીવત્વથી મુક્ત થઇ શિવત્વ પ્રાપ્ત કરવાને સદ્ભાગી થાય છે તે આથી હવે સ્પષ્ટ થશે.

## આત્મસંગી સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરે છે.

હજારો પદાર્થોના સબંધ કરતાં-પ્રાણીઓના સબંધ; પ્રાણીઓના સંબંધ કરતાં મનુષ્યનો સંબંધ; મનુષ્યોના સંબંધ કરતાં મહાત્માઓનો સંબંધ હજારો ગણું વધારે જ્ઞાન અને અનુભવ અર્પવા સમર્થ હોય છે. આ સર્વ કરતાં આત્મસંગી પુરુષો અધિક જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત કરી શકે છે.

## સર્વથા પ્રગતિ કરો !

અજ્ઞાનથી દુઃખ પ્રકટે છે અને જ્ઞાનથી સુખ પ્રકટે છે. માટે આવો આપણે આપણા સુખને માટે જ્ઞાન પ્રાપ્તિના યથા પ્રાપ્ત ઉપાયો કરીએ:—

આપણને જ્ઞાન પ્રાપ્તિનાં-સુખ પ્રાપ્તિનાં કોઇ સાધનો પ્રાપ્ત છે. ? હા. દૃષ્ટિ વિકસાવો ! તમે શું જુઓ છો ? તમારું શરીર અને આસપાસના પદાર્થો. બસ. આજ જ્ઞાનપ્રાપ્તિની પ્રયોગ શાળા છે. તમને કર્મેન્દ્રિય પ્રાપ્ત છે. તેવડે કર્મો કરો. શુભ કર્મો કરો. હિતનાં-સ્વપર કર્મો કરો. પ્રત્યેક કર્મ તમને જ્ઞાન પ્રાપ્તિના અધિકારમાં પ્રવેશ કરાવે છે. વળી બીજું શું પ્રાપ્ત છે ? જ્ઞાનેન્દ્રિય. બરાબર. તેવડે જે જે પદાર્થોનો સંબંધ થાય તે તે પદાર્થમાંથી કાંઇને કાંઇ તમને સમજાશે. મગજ કેળવાશે. મન ખીલશે અને ઉપયોગી અને અધિક ઉપયોગી, સુખદ અને અધિક સુખદ શું છે તે સમજવાની વિવેક દૃષ્ટિ ઉઘાડશે. પછી સારાસાર સમજવાની વિવેક દૃષ્ટિનો આરંભ થયો તો તેના જેવું શુભ પગલું બીજું એક નથી. આ વિવેક દૃષ્ટિ અમર્યાદ પ્રમાણમાં ખીલશે અને પછી સર્વત્ર શુભ જોનાર દૃષ્ટિ સુવિચારમાં સ્થાપશે અને સુવિચાર કરનાર પુરુષ મનમાં અત્યંત ગહન સુક્ષ્મ અનુભવો પ્રાપ્ત કરવાના અધિકારને પ્રાપ્ત કરશે ! માટે પ્રયત્ન માંડો આ ક્ષણથીજ પ્રયત્નનો આરંભ કરો સ્થિર થાઓ. મનમાંના સર્વ વિચારોને ક્ષણ ભર શાંત પાડો અને આગળ વધવાના-પ્રગતિ કરવાના વૃત્તિમાં ધારણ કરો.

## સ્વામી શ્રી વિવેકાનંદ સરખા મહાત્માને અનુસરો.

મનુષ્યને પ્રગતિ કરવામાં માર્ગપ્રદર્શકની જરૂર છે, અને શાસ્ત્રો અને એવા યથાર્થ માર્ગો દર્શાવે છે, માટે તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરો. સ્વદેશ અને વિદેશમાં સનાતન ધર્મનો વિજય વાવટો ઉડાડનાર શ્રી વિવેકાનંદ સ્વામી જેવા લોકોપકારક જીવનચરિત્ર પ્રતિ દૃષ્ટિ નાખો અને આગળ વધો. ધર્મ, સાહિત્ય વિજ્ઞાન અને કળા નામનાં દરીયાનાં મોજાં વચ્ચે એમણે પોતાની યશસ્વી નૌકા ખેડી છે અને તે સર્વમાંથી સાર રૂપ-અનુભવ રૂપ અમૃત પાન કરી અમરપદ ને પ્રાપ્ત થયા છે.

## શ્રી ભક્તની પ્રભુ પ્રાર્થના.

શ્રી ભક્ત આપને ફરીને પુનઃ પુનઃ અભિનંદન સમર્પે છે. અને અનંત જીવનના અનુપમ કુસુમક રૂપ આ નૂતન વર્ષ આપના સર્વ સંબંધીઓને પૂર્ણ સૌંદર્ય, પૂર્ણ અને પૂર્ણ આનંદ અર્પો એવી પરમાત્મા પ્રતિ નમ્ર પ્રાર્થના કરે છે.

# वास्तविक विचारो.

લેખક—ચંદુલાલ મોતીલાલ.—મુંબઇ.

કેવળ શુદ્ધ અંતઃકરણ, મનુષ્યમાત્રમાં વિરાજમાન પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાનું દૈવિ દુર્બિન છે, પણ મનુષ્યનો મોટો ભાગ આ બાબત સારી રીતે જાણે છે છતાં, તેના ઉપર વિકારરૂપી મળના થરપર થર ચઢવા દે છે, અને અજ્ઞાનરૂપી અંધકારમાં અટવાયાં કરે છે.

* * * * *

અત્યંત તીવ્ર વૃત્તિથી કોઇ પણ ચીજની ઇચ્છા કરતાં તે ચીજ અવશ્ય પ્રાપ્ત થાય છે. અને આમ કરવું તે મનના મનોરથ પૂર્ણ કરવાની સહેલામાં સહેલી કુંચી છે.

* * * * *

આવી રીતે તન્મય થયા છતાં પોતાની ધારેલી વસ્તુ પ્રાપ્ત થવામાં વિલંબ લાગે તો તેથી વિકળ ન થતાં, વિશ્વવ્યવસ્થાપક પરમાત્મામાં પૂર્ણ શ્રદ્ધા રાખી તે પ્રમાણે કર્યા જવું. અને તે ફલીભૂત થવામાં જે જે પગલાં ભરવાની જરૂર જણાતી જાય, તે તે પગલાં ઉત્સાહ પૂર્વક ભરવાં અને તમને થોડાજ વખતમાં જણાશે કે તમારી ઇચ્છેલી વસ્તુ તમને મળી છે.

* * * * *

આમ કરવા છતાં પણ ધારેલી મુરાદ પાર ન પડે તો જાણવું કે તેને માટે હજુ આપણે અત્યંત તીવ્ર ઇચ્છા કરતા નથી, અગર તે પ્રાપ્ત થશે કે નહિ એવી અશ્રદ્ધા સેવીયે છીયે, અથવા તો તે કાર્ય સિદ્ધ થવામાં જે જે પ્રયત્નની જરૂર છે તે તે કરવામાં આપણે પ્રમાદ ધરીયે છીયે.

* * * * *

જેને માટે આપણે તીવ્ર ઇચ્છા—અત્યંત તીવ્ર ઇચ્છા—કરીયે છીયે, તે પ્રાપ્ત થવામાં જે જે પ્રયત્નની જરૂર હોય છે તે આપોઆપ સ્પષ્ટ થતાં જાય છે, અને તે પ્રમાણે વર્તવાથી અવશ્ય મનકામના સિદ્ધ થવીજ જોઇયે.

* * * * *

નસીબ ઉપર વિજય મેળવવાનું સામર્થ્ય સાધવામાં ઉપર દર્શાવેલી રીત, એ જેમ પુર જોસથી વહેતી નદી મહાસાગરનેજ જઇને મળે છે, જળ પીવાથીજ જેમ તૃષાતૂરની તૃષા ટળે છે. અને સમાન ભૂમિકાનાંજ સ્ત્રિપુરૂષો જ્યાં ત્યાં મિત્રાચારીમાં જોડાય છે, તેમ સ્વભાવ સિદ્ધ છે.

* * * * * *

આ કુંચી કોઇ નવી નથી, પણ શાસ્ત્રીય પ્રમાણયુક્ત છે, અને તેજ—શાસ્ત્રીય પરીભાષામાં કહીયે તો, "પરા"ની વાણી કદી નિષ્ફળ જતી નથી.

* * * * * *

નશીબ આપણા પોતાનાજ હાથમાં છે. સુકૃત્ય કરીશું તો સુખ ભોગવીશું, અને કુકૃત્ય કરીશું તો દુઃખજ ખમવું પડશે. આંબો વાવેથી તેની ઋતુ આવે કેરીરૂપ ફળની પ્રાપ્તિ થશે, અને બાવળ રોપેથી તેના ફળરૂપ કાંટાજ ભોંકાશે.

* * * * * *

હમેશાં સત્પ્રયત્નમાં મચ્યા રહો અને અભ્યુદયને અનુભવો.

---

# વર્તમાનકાળ " સુવર્ણકાળ " કેમ છે !

## ચાલુ જમાનાના કુબેરભંડારી. મી. કાર્નેજીના વિચાર.

## સસ્તામાં સસ્તું હાલ શું મળે છે ?

શ્રીયુત પંડિત ફતેહચંદ કપુરચંદ લાલન.

૬૩, આવન્યુ મારશો; પારિસ.

મી. એન્ડ્રુ કાર્નેજીને થોડા દિવસપર સેન્ટ આન્ડ્રુઝનું સ્વતંત્રપણું ત્યાંના લોક તરફથી બક્ષવામાં આવ્યું તે વેળાએ વર્તમાન જમાનાના આ વ્યાપારી જગતના આ મહારાજાએ પોતાને મળેલા માનનો ઉત્તર આપતાં ચાલુ જમાનો સુવર્ણ યુગ ( Golden age ) કેમ છે તે આઠમી સદી, અગીઆરમી સદી અને ચાલુ વિસમી સદીની ચીજોના ભાવની તુલના કરી બતાવી આપ્યું હતું કે ચાલુ જમાનાનું વ્યવહારૂપણું જેને જ્ઞાન છે તે સમજી શકે છે. આમ ધર્મજગતમાં ( in the world of religions ) પણ આગળના કરતાં કેટલી બધી વૃદ્ધિ પામતી જાય છે. કલામાં, જ્ઞાનમાં પણ તે તે દુનિયાના મહારાજા આ વ્યાપારી મહા પેઠે જ્ઞાનરાજ્યમાં પુરાવા સહિત કહી શકે. કારણકે બુદ્ધ મહારાજના વખતમાં જગતમાં પ્રચારનાં સાધનો થોડાં હતાં છતાં. આજ બુદ્ધ મહારાજને દુનિયાની વસ્તીનો ત્રીજોભાગ કરીને તેમણે દેખાડેલા સિદ્ધાંતોને પોતાનો ધર્મ માને છે. પરંતુ ચાલુ જમાનામાં ધર્મ જેને ઉત્પન્ન થયાને પુરાં ત્રીશ વર્ષ પણ નથી થયાં છતાં આજે તે ધર્મના હુંડનમાં વિરાજતા મહાત્માને ત્રીશ લાખ મનુષ્યો માને છે; કારણ કે કોઈપણ સારા વિચારોનો આખી દુનિયામાં ફેલાવો થવાનાં સાધનો આ " સુવર્ણ યુગ "માં જેટલાં છે; તેટલાં સાધનો બુદ્ધના વખતમાંતો શું પણ આઠમી અને અગીઆરમી સદીમાં પણ નહિ હતાં. એક પુસ્તકનાં પાનાં બધાં ઓગરદમ ગોઠવ્યાં હોય અને એકદમ આખા પુસ્તકમાં શું છે તેનું આલેહુબ ચિત્ર આપણા મનની આંખ પાસે ખડું થાય તેમ ચાલુ જમાનાની સસ્તામાં સસ્તી ચીજ " ન્યુઝપેપર " ( સાંજ વર્તમાન જેવું ) ઉઘાડી જુઓ કે દુનિયામાં તમારી નજર સામે વ્યાપારવૃદ્ધિ, રાજ્યકલાવૃદ્ધિ, જ્ઞાનવૃદ્ધિ, નીતિવૃદ્ધિ, ન્યાયવૃદ્ધિ, ધર્મવૃદ્ધિ કેટલી થતી જાય છે તે જણાશે.

પાછલા જમાનામાં આ ભાગોની કેવી સ્થિતિ હતી તે પણ પેપરમાં આવતા કેટલાક વિષયોપરથી આપણે જોઇ શકીએ અને ચાલુ જમાનાની સત્ય હકીકત ( facts ) ઉપર

ચણાતી ઇમારતો કે જે સાયન્સવેત્તાઓ દેખાડે છે, તે જોઇએ તો તેમાં નજીકના ભવિષ્યનો જમાનો હાલના "સુવર્ણ યુગ" પર પણ કેમ ચડશે તેનું ખરું ચિત્ર જોવા આપણે પામીએ.

મી. એન્ડ્રુ કાર્નેગી આંઠમી સદીમાં વસ્તુના ભાવ કહી અગીઆરમી સદીમાં સસ્તી વસ્તુ હતી તેપર આવે છે. તેઓ કહે છે કેઃ—

ઘોડાની કિંમત તે વેળા અર્ધો પાઉન્ડ (સાડાસાત રૂપીયા) અને ગુલામની કિંમત એક પાઉન્ડ ( પંદર રૂપીયા ) હતી. તે વેળાએ જેમ સર્વને જોઇતી વસ્તુ સસ્તામાં સસ્તી કિંમતે મળતી, તેમ આ વેળાએ પણ ચાલુ જમાનામાં જોઇએ તો ગરીબ હોય, તવંગર હોય, જોઇએ તો રાજા હોય કે પ્રજા હોય, શેઠ હોય કે નોકર હોય, શિક્ષક હોય કે શિષ્ય હોય, ધર્મગુરૂ હોય કે ચેલો હોય, પરંતુ સર્વ મનુષ્ય જાતને કે જેને વ્યવહારમાં હાલ ખરેખર કેવી સ્થિતિ છે તેના સત્યજ્ઞાન ( હકીકતમાં સત્ય ) માર્ગપર પોતાની નાની મોટી જીવનગાડી ચલાવવી છે તેને ન્યુઝપેપર જોઇએ છે. અને તે હાલના વખતમાં આ શ્રીમાન કુબેર ભંડારી કહે છે, કે માત્ર અર્ધાપેની–એ દોઢીએ મળે છે. હિંદમાં આવું ઉપયોગી છતાં સસ્તું ન્યુઝપેપર સર્વ પ્રજામાં લોકપ્રિય થતું સાંજવર્તમાન છે.

જેમ ભૂતકાળમાં સસ્તી વસ્તુઓ મળતી તેમ હાલ પણ ઉપયોગી વસ્તુ આ પ્રકારે સસ્તી મળે છે. માટે આ સુવર્ણ જમાનો છે ને એવો આ દાનવીરનો વિચાર છે. વળી આગળ ઉપર સસ્તી વસ્તુને દેખાડતાં તે વદે છે કેઃ—

## પત્રો, પુસ્તકો અને રેલવેઓ

આ સર્વ જનસમાજને ઉપયોગીમાં ઉપયોગી અને વળી સસ્તામાં સસ્તાં આજના જમાનામાં છે. તેમણે સ્કૉટલૅંડમાં ભાષણ કરતાં પોતાના શ્રોતાઓને જણાવ્યું છે કેઃ–વિચાર કરો કે અહીંથી ચૌદ હજાર માઇલપર આવેલા પૂર્વના ભાગમાં એટલે ઑસ્ટ્રેલિયામાં અને અહિંથી ત્રણ હજાર માઇલપર આવેલા પશ્ચિમ દેશમાં એટલે અમેરિકામાં આવેલા આપણા મનુષ્ય ભાઇઓ સાથે આપણે અનેક વિષયો સબંધી માત્ર એક પેની ( એકઆનો ) ની ફીથી પત્રવ્યવહાર કરી શકીએ છીએ આ શું આગળના જમાનામાં શક્ય હતું ? જમીનનું અંતર મનુષ્યની બુદ્ધિ પાસે પોતાનો પડદો ઉપાડી લઇ સર્વને સાથે મેળવે છે. અને વળી રેલવેની એક્સકર્શન ટ્રેન ( સહેલ ગાડીઓ ) અર્ધી પેનીના એક માઇલના ભાવે કલાકના પચાસ માઇલ લઇ જાય છે. આવો સસ્તો પ્રવાસ પણ " સુવર્ણ યુગ " ને આભારી છે. વળી જુઓ કે જે ગયા જમાનામાં પુસ્તકો ૭ પાઉન્ડ ( નેવું રૂપીઆ ) કિંમતે મળતાં તેના ભાવ આજે છપેન્સ છે ! ! અને જે જ્ઞાન ગણ્યા ગાંઠ્યા મનુષ્યોમાં હતું તે આજે સસ્તે ભાવે મળવાથી મનુષ્ય જાતને મોટે ભાગે કામ લાગવા માંડ્યું છે. આ પરથી ચાલુ જમાનના કર્ણ જેવા દાનેશ્વરીએ એ સાર ખેંચ્યો છે કેઃ—

## માણસ આગળ વધે છે.

આ તેની અભિવૃદ્ધિ પૂર્ણતાને પામશે ભુલો ઉદાર વૃત્તિથી સુધારશે અને જેથી મનુષ્ય જાતનાં સુખમાં અભિવૃદ્ધિ થાય તે માટે આગળને આગળ વધ્યાંજ કરશે વળી તેઓ લડાઇના ભવિષ્ય માટે કહે છે કે.—

" We are on the end of the edge when men their swords into ploughshares, and their spears into hooks."

અર્થાત્ મનુષ્યો રણસંગ્રામમાં પોતાની તલવારના ઉપયોગને બદલે અન્નક્ષેત્રમાં હળ ચલાવશે, અને ભાલાને બદલે કલમ કરવાનાં ઓજાર બનાવશે. આવો સુવર્ણ તમાં લાવનારી પ્રજામાં અંગ્રેજ પ્રજા સર્વની નેતા ( Leaders ) થશે, અસ્તુ.

॥ ૐ ॥

## જગદ્દશેષ જાતિ સમાજ. યુનિવર્સિટિ કોન્ગ્રેસ.

આખી દુનિયાની સર્વ જાતિનો સમાજ-ભારત જૈન મહામંડળના પ્રતિનિધિ પત્ર આવ્યો પણ ઘણો મોડો. કાલે છેલ્લો દિવસ છે. મીસીસ. બીસાંટ હિંદના સારું બોલ્યાં, અને યૂરોપને ચામખા માર્યા.

આ પ્રજાનો સુમંપ. જે મહદ્‌માં જગતના મોટા મોટા વિદ્વાનો, રાજાઓ અને વગેરેનો એમ વિચાર થયો કે કેળવણીમાં મારો દેશ એટલે ઇંગ્લાંડ, અમેરિકા "પણ દુનિયાં એ મારો દેશ, અને મનુષ્ય જાત એ મારું કુટુંબ" એમ શીખવવું

ત્રણ દિવસની ફી એક ૧ ) ગીની હતી. લાલનને એક બહુજ પાસેની જગાની મળી છે. આજની બેઠકમાં સાંભળતાં આખા જગતમાં કોઇપણ અધમ-એટલે શરીરે-મને-હૃદયે અધમ પ્રજા થઇ ગઇ હોયતો તે હિંદની છે. કારણ-બાળલગ્ન અને જાતિ અભિમાન. નાતમાં શુદ્ધ-આહાર હોવા છતાં પણ અનેક ભેદ। એવી તો છાપ દુનિયાના મુખ્ય પ્રધાનોના મુખ ઉપર ઉદાસીની હતી કે હિંદ જેવો ઉત્તમોત્તમ દેશ, તેનું અપૂર્વસ્થાન તેનાં છોકરાંની આવી સ્થિતિ ચલાવશે તો હિંદ મરણ પામશે.

બાળલગ્ન કરતારા પોતાનાં ભવિષ્યમાં થનારાં છોકરાંનું ખુન કરે છે, એમ વિધવાની અધમ સ્થિતિ. આ બધું જગતની સ્ત્રી-માતાની સાથે સરખાવતાં દીવા જેવું લાલનને એવો વિચાર આવ્યો કે બાળલગ્ન કરનારાને જ્ઞાતિબાર નહિ પણ દેશબાર જોઇએ કે તેનો ચેપ બધાને ન લાગે.

વળી હૃદયમાં એવો વિચાર ઉછળ્યો કે દુઃખથી માર્યો ચંડાળ કે ઢેડ જે નથી કરતો, તેનો સ્પર્શ કરવો તેની સાથે શુદ્ધ આહારનું ભોજન કરવું. પરંતુ કરનાર એવા અધમ-પાપીનું દૂરથી મુખ જોવાઇ જાય તોપણ નાહી નાંખવું, એટલુંજ પણ જો તેનું રાંધેલું ભૂલમાં ખવાઇ જાય તો વામિટ કરી નાખવું જોઇએ. ? સાત વર્ષની કેટલી પાંચ વર્ષની કેટલી વિધવા । બાલી ફાટી જાય છે. જો મૂર્ખતાએ નાશ કર્યો હોય તો તે માંજ. બીજી પ્રજાની સાથે સરખાવતાં તે આમજ દેખાય છે

મનુષ્યની ઇચ્છાના પરમાણુઓ હવામાં ઉડી તેની આસપાસ આકાશાદિના અનુક્રમે ભેગા થાય છે. ગંભિરતા જેમ જેમ પ્રગટે તેમ તેમ ખજાનાની-ચીક્કતની પાસે આવતી જાય છે. માબાપ બાળકને જન્મ આપતા નથી, પરતુ પોતે પોતાને જન્મ આપે અને જો આ શરીરમાં રહી તે કોઇ એવી અદ્‌ભુત ઇચ્છા કરે કે હાલના સંજોગમાં તેવી સ્થિતિ તેને મળે નહિ

## શ્રી ભક્ત



પંડિત ફતેહચંદ કપૂરચંદ લાલન.

भारतजीवन प्रेस–मुंबई

# * महेशमहिमा.

શ્રીયુત ગોવર્ધન—મુંબઈ

( ભૂને ભલા ભલા ભૂલેરે, એ રાગ. )

શમે પ્રભુ પદે શમે રે,
વૃત્તિઓ વિષય વિષે નવ ભ્રમે. (૨)
ભ્રમરવત્ પ્રભુપદ પદ્મે રમે— શમે૦

[1]મત્સ્યતણો અવતાર ધરી, ઉદધિને આપ્યું-સ્થાન;
[2]પૃષ્ઠ ઉપર જગમંડલને લઈ, હર્યું અસુર અભિમાન— શમે૦
[3]દંષ્ટ્રાપર ધરણીને ધારી, કીધો જગ ઉદ્ધાર;
દિતિસુતાધીશ[4]નખથી દારી, ભક્તની કીધી વ્હાર— શમે૦
વામનરૂપે ત્રણ પગલાંથી, પ્રકટાવ્યું આશ્ચર્ય;
[5]ક્રોધ સ્વરુપે પરશુ પકડી, હણ્યા [6]સુક્ષત્રવર્ય— શમે૦
દશરથ ગૃહમાં દેહ ધરી, [7]દશમુખના લીધા પ્રાણ,
ક્રુર કંસના કાલ બની, કહેવાયા કૃષ્ણ સુજાણ— શમે૦
યોગી યતિના હૃદયપ્રદેશે, 'તત્વ'રૂપે રહી સ્થિર;
નિરાકાર નિર્ગુણ કહેવાયા, અંતર અને બહિર્— શમે૦
અંતરનો આનંદ અબ્ધિ અતિ, ભક્તિ થકી ઉભરાય;
મહેશ મહિમા આપ તણો શો ! 'નેતિ' 'નેતિ' વદાય—શમે૦

---

* 'यस्यासीयत शक्र सीम्नि जलधिः पृष्ठे जगन्मण्डलं,
दंष्ट्रायां धरणी, नखे दितिसुताधीशः, पदे रोदसी।
क्रोधे क्षत्रगणः, शरे दशमुखः, पाणौ मलम्बासुरो,
ध्याने विश्वमसावधार्मिककुलं कस्मैचिदस्मै नमः॥'

આ શ્લોક ઉપરથી સુચિત.

૧ મત્સ્યાવતાર ૨ કૂર્માવતાર. ૩ વરાહાવતાર. ૪ હિરણ્યકશિપુ ૫ પરશુરામાવતાર. ૬ ઉત્તમ ક્ષત્રિયવર્ગ ૭ રાવણ

# દૈવી સામર્થ્ય અથવા યોગબળ.

લેખક. શ્રીજયકૃષ્ણ ગંગાદાસ ભક્ત.—સુરત.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૧૩૨ થી ચાલુ. )

## પ્રકરણ ૫ મું ચાલુ.

ત્યાર પછી એ વિદ્વાને કવિમંડળ તરફ દૃષ્ટિ વાળી, ને તેમનાં કાવ્યો હાથમાં લીધાં.

સોક્રેટીસ એ સંબંધમાં લખે છે કે મેં તે તે કવિઓને તેમનાં કાવ્યોના તાત્પર્ય, ઉદ્દેશ વગેરે સંબંધમાં પ્રશ્નોપર પ્રશ્નો પૂછ્યા. પણ બીજા મનુષ્યો એ કાવ્યકૃતિ તથા કાવ્યના વિષય સંબંધે જેટલો પ્રકાશ નાંખે તેટલો પણ તે કવિઓએ નાંખ્યો નહીં. આ પરથી મેં અનુમાન બાંધ્યું કે કવિઓ આંતર સ્ફુરણથી પ્રેરાઈને આવી જાય છે અને તે વખતે આંતર દૈવી સામર્થ્યના પ્રેરાયા જે લખી કાઢે છે તેનું પછી ભાનપણ રહેતું નથી. જેમ કેટલાક ધર્મપ્રવર્તક મહાપુરૂષોને અંતરમાંથી દૈવી પ્રગટે છે, કેટલાક ઈશ્વરભક્તોને, યોગીઓને પ્રસંગે પ્રસંગે દૈવી જ્ઞાન પ્રકટે છે, તેમ કૃપાપાત્ર પુરૂષાર્થી કવિઓને પણ અંતરમાંથી દૈવી વેગ મળે છે અને અલૌકિક પ્રકટ થાય છે.

મહાત્મા સોક્રેટીસનાં આ વચનોપરથી તદ્દન ખુલ્લું છે કે પ્રાચીન મહાકવિઓનાં બોમાં આંતરમનનાં સામર્થ્યોએજ અપાર કૃપાબલ પ્રેર્યું છે. અંતરાત્મામાંથી જ દૈવી કાવ્યો પ્રકટ થયાં છે. લોર્ડ મૈકાલે અને મહાત્મા સોક્રેટીસ એક જ પ્રકારના વિચારો.

કવિઓની પ્રતિભામાં હેતુ આંતર મનનું અગાધ સામર્થ્ય છે એ જાણ્યું એટલે વિષયપર ઘણો પ્રકાશ પડેલો સમજવો. કવિઓ જે સમયે બાહ્ય મનનાં સ્ફુરણોથી થયા હોય છે અને આંતર મનને જ વશ કેવળ હોય છે ત્યારે તેમને કંઇ કાળનું જ્ઞાન બધું સ્મૃતિપટપર આરૂઢ થાય છે. પાંચ પચાશ વર્ષ પૂર્વે વાંચેલું સઘળું સાંભરી આવવાનું અને પંક્તિઓ ને પંક્તિઓ એ તેવીજ લખ્યા જવાના, ઘણાઓએ અન્યમહાકવિઓના પૂર્વરચિત પદો પોતાનાં કાવ્યોમાં સ્મૃતિભંડારમાંથી મૂકી છે. ઘણા મોટા કવિઓ માટે એમ કહેવાય છે કે એમણે અન્ય કવિઓનાં કાવ્યોમાંથી તારા કરી દીધા છે. અને કંઇક અઘટિત ટીકા પણ કરાઇ છે.

ઓલિવર વેન્ડેલ હેલ્મ્સ કહે છે કે અજાણતાં બીજા કવિઓનાં કાવ્યો મૂક્યાં એ કવિઓને પાછળથી ભાન આવે ત્યારે જરા ગભરાવે છે. ઘણે પ્રસંગે અમુક બીજા લેખનો ઉતારો છે કે તદ્દન નવી છે એ નિર્ણય કરવો કપરો પડે છે.

કેટલાક મનુષ્યો સમાધિ અવસ્થામાં વા ચિત્તની એકાગ્રતામાં સમીપસ્થ કોઇ સૂચવેલા વિષયપર કાવ્ય લખી કાઢે છે. એ કાવ્યો ઘણુંજ ઉત્તમ હોય છે. પણ બને છે એવું કે જે વાંચેલું હોય તે જ તેઓ લખ્યા જાય છે.

કોઈ વખત ચિત્તની એકાગ્રતા બહુ સિદ્ધ થાય છે તો કવિઓ આખાં કાવ્યોનાં કાવ્યો અંતરમાંથી બહાર પ્રકટ કરે છે અને એ કાવ્યો કોણે રચેલાં છે તેનો નિર્ણય કરવો કપરો પડે છે. વળી અમુક કવિએ બીજાના કાવ્યો ચોરી લીધાં છે-ઉતારા કરી દીધા છે એવો દોષ પણ સ્થાપી શકાતો નથી. કારણકે બહિર્મુખ વૃત્તિ શમે છે ત્યારે અંતર્મુખ વૃત્તિમાં સ્મૃતિ બહુ તેજસ્વી બને છે અને કંઇ કાળના જ્ઞાનનો ભંડાર અંતરમાંથી બહિર નિસરી આવે છે. આ સર્વ પ્રસંગોપરથી એ તો સ્પષ્ટ જ છે કે આંતર મનની પ્રબળ સત્તાકાળે જ્ઞાનના અદ્દભુત ચમત્કારો અનુભવાય છે.

મહાકવિ શેકસપીયર બહુ વિદ્વાન ન હતો–એમ બેકનના સિદ્ધાંતવાળા મનુષ્યો જણાવે છે, પણ એ કવિના સોબતીઓ બેકન, બેનજોન્સન, ડ્રેઇટન, બોમોંટ, ફ્લેચર વગેરે વિદ્વાન પુરુષો હતા. રાણી એલિઝાબેથના રાજ્યમાં સૌથી મોટા વિદ્વાનો જેટલા હતા તે બધાના પરિચયમાં શેકસપીયર હતો. અને એ કવિએ આ વિદ્વાનોના સંબંધથી પોતાના આંતર મનના સામ્રાજ્યસમયે એજ વિદ્વાનોના ઉચ્ચ વિચાર, નિશ્ચયો વગેરેને પદ્યોમાં સારી રીતે ઉતારી દીધા છે.

શેકસપીયરના ગ્રંથો વાંચનારને અંતરથી સ્પષ્ટ સમજાય છે કે એ કવિનું અંતઃકરણ ઘણુંજ ઉચ્ચ હોવું જોઇએ, એની બુદ્ધિનો વિકાસ બહુજ હોવો જોઇએ, તેની સાથે એની આધ્યાત્મિક સંપત્તિ પણ વિશાળ હોવી જોઇએ. એનું હૃદયબળ અગાધ હતું. તત્ત્વવિદ્યામાં એ પારંગત હતો. એલિઝાબેથ રાણીનો સમય વિદ્યાના ઉચ્ચ વિલાસોનો હતો. એ રાણીના સમયમાં જે વિદ્વાનો થઇ ગયા છે તે સર્વ અદ્વિતીય હતા. અને સર્વ વિદ્વાનોની સોબતમાં રહીને શેકસપીયરે અંતઃકરણમાં બહુજ સત્ત્વમય વિચાર દ્રવ્ય ભરેલું અને તે કવિતા લખવા બેસે ત્યારે બહારનું તમામ ભૂલી જતો. આંતર મનનુંજ આધાન્ય પ્રવર્તતું અને પ્રત્યેક અંતઃકરણને સચોટ અસર કરે એવું લખાણ લખતો. કોઇ દૈવી મહાપુરુષ હોય એમ એના સંબંધમાં આવેલા ઘણાને એને વિષે સમજાતું. તે તારક મહાપુરુષ કે સિદ્ધપુરુષ જેવોજ પ્રતાપ પ્રકટાવતો. વાણી અને વર્તનમાં વિરોધ કોઇક વિદ્વાનોમાં જણાય છે તેવું એનામાં ન હતું પણ સર્વ વિદ્વાનોમાં પૂજ્ય નીવડે એવું વર્તન એનું હતું. સમર્થ વિદ્વાનો પણ એના વિષે પૂજ્ય ભાવને ધારતા. ભારત વર્ષના વિદ્વાનો તત્ત્વવિચાર અને સંયમ બે માર્ગને જીવની ઉન્નતિ માટે આવશ્યક ગણે છે. આ બે માર્ગને યથાર્થ સેવનાર શેકસપીયર ગણાય. કારણ કે સર્વોત્તમ વિદ્વાનોના સંગને સેવી સત્સંગતિનો મોટો લાભ તે લેતો અને બાહ્ય સર્વ સંબંધોનું ભાન લેવી બાહ્ય મનને શાંત કરી આંતર મનની પ્રૌઢ કક્ષામાં ઘણો સમય રહેતો અને તે સમયે સર્વોત્તમ વિદ્વાનોના નિશ્ચયોને પોતાના જીવનમાં અણુ અણુએ વિસ્તારી દેતો. આથી દૈવી કે યોગી મહાપુરુષ જેવી છાપ એનાં લખાણોમાં છે.

ચિત્રકલા વગેરે કલાઓમાં પ્રવીણ પુરુષોમાં પણ આંતર મન બહુજ કેળવાયલું હોય છે. આંતર મન જ્યારે સારી રીતે કેળવાયલું હોય છે, અંતર્મુખ અવસ્થા જ્યારે સિદ્ધવત્ હોય છે ત્યારેજ કલાવંત મનુષ્યો પોતાનાં કામ અદ્દભુતરીત્યા સાધી શકે છે. ચિત્રો કાઢનાર કલાવંત મનુષ્યો પોતાનાં ચિત્રો આંખે ઉડીને બાઝે એવાં, કેવળ જીવનતત્ત્વથી ભરપૂર, હમણાં જાણે આપણી સાથે વાત કરશે એવાં ત્યારેજ ચીતરી શકે છે કે જ્યારે તેમની ભટકતી

વૃત્તિ શમેલી હોય છે, જ્યારે તેઓ બાહ્ય મનને શાંત રાખી શકે છે, જ્યારે તેમના વિચાર, નિશ્ચયો વગેરે કરવાની વૃત્તિ શમેલી હોય છે અને આંતર મનમાં ધારેલાં કાર્યનું સ્વરૂપ ચીતરી દીર્ઘકાળ તેમાં ને તેમાં નિમગ્ન રહે છે. જેવું ચિત્ર પાડવું હોય તેવું ચોખ્ખું નિર્દોષ સ્વરૂપ વૃત્તિમાં ખડું કરવાનું સામર્થ્ય હોવું જોઇએ. અને એ સામર્થ્ય આંતર મનને પ્રબળ કરવાથીજ પ્રકટે છે.

જે કલામાં પ્રવીણ થવાનો આશય હોય તે કલાસંબંધનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને બાહ્ય મનનો વિકાસ જરૂરનો છે અને તે સંબંધનાં સંપૂર્ણ નિર્દોષ ચિત્રો આંતર મનના વિકાસદ્વારાજ પ્રકટે છે. તેથી આંતર મનનો વિકાસ પણ તેટલોજ જરૂરનો છે.

કવિઓ તેમજ કલાવંત મનુષ્યોમાં કેવળ આંતર મનનો વિકાસ અયોગ્ય પરિણામનેજ પ્રકટાવે છે. કુપ્રેરી અને બ્લેઇક આ બે કવિઓનાં કાવ્યોમાં દોષ નહીં પણ બાહ્ય મનનું નિયમન ન હોવાથી એમનામાં ગાંડપણ હતું એવો દોષ એમને માટે સ્થપાયો છે. બાહ્ય મનનો વિકાસ સાર અસારના નિર્ણયનું સામર્થ્ય આપે છે. અને આંતર મનનો વિકાસ સ્વીકારેલા કોઇ પણ યોગ્ય સિદ્ધાંત માટે સર્વોત્તમ બળ ઉપજાવે છે.

બાહ્ય મનનો વિકાસ એ તત્ત્વ વિચારને મળતો છે અને આંતર મનનો વિકાસ એ ચિત્ત વૃત્તિના નિરોધને અનુરૂપ છે. તત્ત્વ વિચારથી જે વિવેકમતિ પ્રકટે છે, જે ઉત્તમ નિશ્ચયો ધારારૂપે વૃત્તિમાં ઠરે છે તેજ નિશ્ચયો યોગવડે અનુભવાય છે. યોગસમાન બળ નથી પણ તે તત્ત્વવિચારથી પ્રતિકૂળ નથી. કોઇ વિષયની ધૂન લાગે અને તેમાંજ મનુષ્ય તલ્લીન થાય તો તે વ્યવહારભ્રષ્ટ, ધૂની, ગાંડો ગણાયછે. તેમ બાહ્ય મનના વિકાસને સિદ્ધ કરી સર્વોત્તમનિર્ણયો સાધવા અને તે નિર્ણયોનો સાક્ષાત્કાર કરાવનાર, સર્વોત્તમ પરિણામ ઉપજાવનાર આંતર મનનો વિકાસ છે.

ઘણાખરા ચિતારા તેમજ બીજા કારીગરોનું આંતર મન તેમની સત્તામાં હોય છે. કોંબ નામના પ્રસિદ્ધ ચિત્રકારમાં આંતર મનનો વિકાસ આ પ્રકારનો હતો. એ ચિતારા બહુજ જલદીથી ચિત્રો કાઢતો, અને એનાં ચિત્રો એવાં તો જીવનમય આબેહુબ પડતાં કે એ પ્રજામાં બહુજ લોકપ્રિય નીવડેલો. જેમનું ચિત્ર પાડવું હોય તેમને થોડી ક્ષણજ તે બેસાડતો અને પછી તે ચિત્ર એની વૃત્તિમાં ઠરી રહેતું. તાત્પર્ય કે એની ધારણશક્તિ બહુજ ઉત્તમ હતી. એ કોંબ જાતે લખે છે કેઃ—

"જ્યારે કોઇ પોતાનું ચિત્ર ચીતરાવવા મારે ત્યાં આવે ત્યારે હું તેને ખુરસીપર બેસાડતો. થોડો સમય ધારી ધારીને તેને જોઇ લેતો. ત્યાર પછી બીજો મનુષ્ય તૈયાર હોય તેને ધારી ધારીને નિહાળતો. હું પછી ચીતરવા બેસતો ત્યારે પ્રથમના પુરૂષને વૃત્તિમાં આણતો અને ખુરસીપર બેઠેલો હોય ત્યારે જે ભાન થતું તેવુંજ આબેહુબ થતું. ચિત્ર પાડતી વખતે ખુરસી તરફ દૃષ્ટિ કરતો અને સમજાતું કે ત્યાં પેલો પુરૂષ બેઠોજ છે. અને એમ બરોબર આબેહુબ જીવનમય ચિત્ર પાડતો."

આ પ્રમાણે કોંબ વર્ષમાં ત્રણસો ચિત્રો પાડતો. આંતર મનનો વિકાસ જેમ વધાર તેમ વૃત્તિમાં ચિત્રો ઉપજાવવાનું સામર્થ્ય વિશેષ. આ સામર્થ્ય વિરલ મનુષ્યોમાં હોય છે.

કોઇ કોઇ સમયે કોઇ કારીગર પોતાનું કાર્ય ઘણીજ સરળતાથી કરે છે તેમજ સર્વોત્તમ કરે છે, કોઇ સમયે જાણે બહારની કોઇ અદ્દષ્ટ સત્તા એને મદદ કરતી સમજાય છે, જાણે અંતરમાંથી અંતર્યામીજ એને પ્રેરતા હોય તેમ માલમ પડે છે. આ બનવામાં હેતુ આંતર મનનો યથાયોગ્ય વિકાસજ છે. બાહ્ય મનની સત્તાનાશે સધાતો આંતર મનનો વિકાસ આ ઉત્તમ પરિણામને પ્રકટાવે છે.

આંતર મનનું સામર્થ્ય જેમનામાં બહુજ આગળ નીકળી આવે છે એવા ઘણાંજ વિદ્વાન્ પુરુષો તે સમર્થ વક્તાઓ છે. પેટ્રીક હેન્રી, આઇરિશ વક્તા ચાર્લ્સ ફિલિપ્સ, હેન્રી ક્લે, ડેનીયલ વેબ્સ્ટર આ વિદ્વાન્ પુરુષો આ પંક્તિના છે. યોગ સામર્થ્યથી વા સમાધિમાંથી અલૌકિક જ્ઞાનને પ્રકટાવનાર વીર મહાપુરુષો પ્રકટ થાય છે એવું જે ભારતવર્ષમાં કહેવાય છે તેવા દૈવી પુરુષો પણ આ આંતર મનના મહાન્ ઉચ્ચ વિકાસદ્વારાજ પ્રકટે છે. પેટ્રિક હેન્રીનું આખું જીવન લક્ષપૂર્વક તપાસીશું તો આ સર્વ નિશ્ચયોની સત્યતા પૂરેપૂરી સમજાશે. હેન્રી ક્લેને માટે એવું કહેવાય છે કે એક વખતે એના સામા પક્ષનો એક મનુષ્ય સેનેટમાં સારી રીતે બોલ્યો. આ સમયે ક્લેની પ્રકૃતિ શિથિલ હતી, તેથી વિસ્તારથી ઉત્તર આપવાનું બળ એનામાં ન હતું. તો પણ પ્રસંગનું સ્વરૂપ એવું હતું કે ક્લેએ પોતાના વિરોધીનાં સર્વ વચનોને તોડી નાખવાંજ જોઇએ. આથી પાસે બેઠેલા પોતાના મિત્રને કહ્યું કે દશ મિનિટ થાય ત્યારે મને અટકાવજો. મિ. ક્લેએ બોલવાનું શરૂ કીધું. દશ મિનિટ થઇ એટલે એના મિત્રે એનો ડગલો તાણ્યો. મિ. ક્લેએ કંઇ લક્ષ આપ્યું નહીં. એ તો પોતાનું ભાષણ ચલાવતોજ રહ્યો. પાછું તેના મિત્રે ડગલાની કોર ખેંચવાનું શરૂ કીધું, પણ ક્લેને તેની કંઇ અસર થઇજ નહીં. આથી એના મિત્રે ક્લેના શરીરમાં ટાંકણી ઘોંચી. એથી પણ ક્લેને કંઇ ખબર પડી નહીં. એણે એના શરીરનું ભાનજ ખોયું હતું. પોતાના વિષયના વિવેચનમાંજ એનું ચિત્ત સારી રીતે ઓતપ્રોત થઇ ગયું હતું. ભાષણના વિષયમાંજ પ્રવૃત્તિ તદાકાર પરિણામને પામી ગઇ હતી. ટાંકણી ઘોંચે કે ડગલો તાણે તેથી એનું ચિત્ત બહિર્મુખ થતું નહીં. પગમાં ટાંકણી ઉંડી ઘોંચી. તે સમયે એ બુમ પાડી ઉઠશે એમ એના મિત્ર માનતો. પણ તેથી કંઇ વળ્યું નહીં. આ પ્રમાણે દશ મિનિટને બદલે બે કલાક સુધી મિ. ક્લે બોલ્યો. અને પોતાની ઘડીયાળમાં જોયું, ત્યારે બહુજ થાકી ગયો છું એવું તેને ભાન થયું. અને પોતાના મિત્રને ઠપકો આપ્યો કે મને કેમ અટકાવ્યો નહીં, એમ બોલીને તે પોતાના મિત્રના હાથપર માથું મૂકી સુઇ ગયો.

# *नैनिताल.

કવિકુલગુરુ કાલિદાસે પોતાના કુમાર સંભવ અને મેઘદૂત નામનાં કાવ્યોમાં હિમાલય પર્વત અને તેની આસપાસના પ્રદેશના વર્ણનના પ્રસંગ આણ્યા છે—જેમણે આ કાવ્યો જોયાં છે તેમને આ વર્ણનો ઘણુંજ મનોહર અને ચિત્તાકર્ષક લાગે છે એ વાત નવેસરથી કહેવાની જરૂર નથી. પરંતુ આ વર્ણનો આબેહુબ છે, તે ઉપરથી કાલિદાસે હિમાલય પર્વત પ્રત્યક્ષ જોયેલો હશે એમ તો જોકે ખાત્રીથી કહી શકાય તેમ નથી તો પણ એટલું તો ખરૂં કે મળી શકી તેટલી હિમાલયની માહિતી તેમણે અવશ્ય પ્રાપ્ત કરી હોવી જોઇએ. કવિ કાલિદાસે કુમાર સંભવના પ્રારંભમાંજ હિમાલય સંબંધમાં ઉલ્લેખ કરેલો છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિમાલય પર્વતનું પ્રચંડપણું તેનું ભવ્યપણું તથા સૃષ્ટિસૌંદર્ય વિષે એમણે બરાબરજ કલ્પના કરેલી છે. " **पूर्वापरौ तोयनिधीवगाह्य स्थितः पृथिव्या इव मानदण्डः**" હિમાલયનું આ વર્ણન ખરેખરજ યથાર્થ છે. હિમાલય એ એકલા હિન્દુસ્તાનનોજ નહિ પણ આખી પૃથ્વીનો માનદણ્ડ કહીએ તો પણ તે ખોટું નથી. આ પર્વત આખી પૃથ્વીમાં અદ્વિતીય છે એમાં શંકા નથી.

આર્ય લોક ઉત્તરમાંથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેમને આ પર્વતની સર્વ શોભા અને તેમાંનું સૃષ્ટિસૌંદર્ય પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આ પર્વત ઓળંગીને તેઓ બીજી બાજુએ આવ્યા હતા અને હિંદુસ્તાનના સપાટ પ્રદેશમાં આવી વસવાટ કર્યો હતો. તેમ છતાં હિમાલય માટેનો તેમનો પ્રેમ કાયમજ રહ્યો હતો અને તેથીજ સૃષ્ટિસૌંદર્યપ્રિય એવા જે ..ંકર ભગવાન તેમના નિવાસ સ્થાનની કલ્પના તેમણે આ હિમાલય પર્વતમાંજ કરી છે, અને હિમાલયની બીજી બાજુએ મનુષ્ય કરતાં ચડતી કોટીઓ દેવ, ગાંધર્વ, યક્ષ વગેરેનું નિવાસ સ્થાન છે એમ માન્યું છે. હિમાલય પર્વતપર આવેલું માનસ સરોવર સર્વ સૌંદર્યનું, સર્વ સુખ વિલાસનું અને સર્વ પ્રેક્ષણીય વસ્તુનો આકર છે એવું તેઓએ વર્ણન કર્યું છે. આજ કારણને લીધે આર્યાવર્તમાં વસતિ આર્યપ્રજા એમ માને છે કે હિમાલયપર જઇને ત્યાં તપશ્ચર્યા કરી બ્રહ્માનંદમાં વિલીન થવું એ મનુષ્ય અવતારનું કર્તવ્ય છે.

પહેલા જમાનામાં આવા અદ્વિતીય સૌંદર્યવાળા પર્વતનું અને તેની આજુબાજુના પ્રદેશનું પ્રત્યક્ષ દર્શન પ્રાપ્ત થવું ઘણુંજ દુર્ઘટ માનવામાં આવતું હતું. આ કારણને લીધેજ હિમાલયનાં દર્શનને આટલા ધાર્મિક-પવિત્રપણાનું માન આપવામાં આવ્યું છે. પરંતુ અર્વાચીનકાળમાં આગગાડીના ફેલાવાને લીધે સર્વ ભારતવાસીઓને આ દર્શનલાભ સુલભ થયો છે. હિમાલયની પશ્ચિમ તથા દક્ષિણ બાજુના ભાગોમાં ગયા સો વરસમાં અંગ્રેજ સરકારે ઘણાં સ્થાનો હવા ખાવા માટે શોધી કહાડ્યાં છે અને ત્યાં વસતિપણું થઇ છે. આમાનાં સિમલા, મસુરી, નૈનિતાલ, અને દાર્જલિંગ પ્રસિદ્ધ છે. આ સર્વ સ્થળો હિમાલયના તળેટીના ભાગોમાં આવેલાં છે એ વાત ખરી છે તથાપિ તેઓ સમુદ્રની સપાટી કરતાં ઘણાંજ ઉંચાં છે તે ભુલવું ન જોઇએ. સિમલા સમુદ્ર સપાટી કરતાં સાતહજાર ફુટ ઉંચું છે અને મસુરી તથા નૈનિતાલ ૭ હજાર ફુટ ઉંચું છે. આ ઉંચાઇ ઉપરથી આપણને સહજ ખયાલ આવશે કે આપણા મુંબાઇ ઇલાકામાં ઉંચામાં ઉંચું હવા ખાવાનું સ્થાન મ.

* શ્રીયુત પ્રો. ગોવિંદ ચિમણાજી ભાટે. એમ. એ. ના મરાઠી લેખ ઉપરથી.



નૈનિતાલ.—બરફાચ્છાદિત હિમાલયનો દેખાવ

હાબલેશ્વર છે પરંતુ તેની ઉંચાઇ પાંચહજાર ફુટ છે.

મુંબાઇ ઇલાકાના લોકને હિમાલય પર્વતપર હવા ખાવા જવું હોય તો નૈનિતાલ એજ એક પાસેમાં પાસે આવેલું સ્થાન છે. હાલમા મુંબાઇથી નૈનિતાલ બે રસ્તે જઇ શકાય છે. સૌથી પાસેનો રસ્તો બોમ્બે બરોડા રેલવે લાઇનવાળો છે. પંજાબ એક્સપ્રેસમેલમાં બેસીને કોલાબેથી ઉપડીએ તો મુંબાઇથી વડોદરા ત્યાંથી ગોધરા રતલામ નાગદા અને તે રસ્તે ઠેઠ મથુરાં સુધી ગાડી આવે છે આ રસ્તે મુંબાઇથી મથુરાં આવતાં આપણે સાતસે સત્યોતેર માઇલ મુસાફરી કરીએ છીએ. અહીંથી આગળ નેરોગેજ લાઇન આવે છે તે હાથરસ, કાસગંજ, બરેલી થઇને કથગોડમ પર્યંત જાય છે. મથુરાંથી કથગોડમ એકસોત્રાણુ માઇલ થાય છે. નૈનિતાલનું સ્ટેશન આજ ગણાય છે. અહીંથી નૈનિતાલ બાવીસ માઇલ છે, એટલે કે આ રસ્તે જતાં મુંબાઇથી નૈનિતાલ નવસો બાણું માઇલ થાય છે.

બીજો રસ્તો જી. આઇ. પી. રેલવેનો છે. આ રસ્તે પંજાબ મેલમાં આગ્રે જવાય છે. મુંબાઇથી આગ્રા આઠસો પાંત્રીસ માઇલ છે. આગ્રાથી આગ્રાકથગોડમ પેસેંજરઉપડે છે. આગ્રાથી કથગોડમ સુમારે અઢી સો માઇલ થતું હશે. એટલે કે જી. આઇ. પી ને રસ્તે સો માઇલ વધારે મુસાફરી કરવી પડે છે. બધી મુસાફરી મેલટ્રેનમાં કરવાથી જી. આઇ. પી. રેલવેમાં આસરે વીસ રૂપીઆ ખર્ચ થાય છે અને ત્રીજા વર્ગની ગાડીમાં બાર રૂપીઆ ખર્ચ આવે છે. બી. બી. રેલવેમાં મેલગાડીમાં મુસાફરી કરતાં જી. આઇ. પી. જેટલા ભાડામાં કથગોડમ પહોંચી શકાય છે.

મુરાદાબાદથી નૈનિતાલ જવાના બે માર્ગ છે. મુરાદાબાદથી બરેલી અને ત્યાંથી કથગોડમ જવાય છે. ત્રીજા વર્ગનું ભાડું માત્ર સવા બે રૂપીઆ થાય છે. બીજો રસ્તો આ કરતાં પાસે છે, પરંતુ બે વાર ગાડી બદલવી પડે છે. મુરાદાબાદથી રામપુર સુધીનો એક ફાંટો છે. આ રામપુરથી કાશી માત્ર એક ગાઉ રહે છે. મુરાદાબાદથી કાશી ઉત્તરમાં છે. અને કાશીપુરથી એક ફાંટો જાય છે જે માર્ગે લાલકુવા જંક્શન જવાય છે અને ત્યાંથી કથગોડમ જવાય છે. આ રસ્તે ત્રીજા વર્ગનું ભાડું સવા રૂપીઓ થાય છે.

જેમણે ઉત્તર હિંદુસ્તાનનો થોડો ભાગ પણ જોયો હશે તેને આ પ્રદેશની સામાન્ય કલ્પના અવશ્ય આવશે. આ પ્રદેશ ઘણોજ સપાટ છે. ચારે બાજુએ કોઇ સ્થળે ટેકરાટેકરી કે ખાડા જોવામાં આવતા નથી. ગંગા અને યમુના નદિનો પ્રદેશ સફેદ માટીનો છે. અહીંના પત્થર પણ સફેદ માટીનાજ હોય છે. કોઇ કોઇ કાળા પત્થર નજરે પડે છે અને ખેતરો ભર ઉન્હાળામાં પણ લીલાં છમ જેવાં દેખાય છે. કાશીપુરી સુધી આવો દેખાવ નજરે પડે છે. કાશીપુરી છોડી પૂર્વતરફ લાલકુવાના રસ્તાપર આવ્યા કે સઘળો દેખાવો બદલાઇ જાય છે. પહેલાં તો ઝાડી આવે છે. આગગાડી આ ખીચોખીચ ઝાડીમાંથી દોડે છે અને જ્યાં ત્યાં પાંદડાંઓ ખરખર ખરખર પડે છે. લાલકુવાથી ડુંગરાની રાંગોની રાંગો દેખાય છે. લાલકુવાથી નિકળ્યા પછી હલ્દવાની નામનું સ્ટેશન આવે છે. આ સ્ટેશનપર વ્યાપાર ઠીક ચાલે છે. જંગલ વધારે ખીચોખીચ અને ઉંચાં ઝાડોવાળું જણાય છે અને જમીનનો રંગ તેમાં પણ પત્થરનો રંગ ઘણોજ સુંદર દેખાય છે અહીં ઔષધ માટે કાળો પત્થર જોઇતો હોય તો તે પણ મળે નહિ. અહિં બધાજ પત્થર સફેદ લીલાશ પડતા સફેદ કે કંઇક રાતા હોય છે. આવા ત્રણ રંગના પત્થરોના ઢગલે ઢગલા–આસના પાસ આગગાડીની બાજુમાં જોવામાં આવે છે અને તે દૂરથી ઘણાજ સુંદર દેખાય છે. આ તરફ ઘણાખરાં પણ આ ત્રણ રંગના

પથ્થરોની બનાવવામાં આવેલી હોય છે. ઇમારતોને કૃત્રિમ રંગ લગાડવામાં આવતો નથી; આ કુદરતી રંગથી રંગાયલી નાની નાની ઇમારતો શહેરોમાં આવેલી મોટી મોટી ઇમારતો કરતાં પણ વધારે સુંદર દેખાય છે.

આ જોવામાં આપણે ગર્ક થઈ ગયા હોઇએ છીએ એટલામાં તો આશ્ચર્યથી ચકિત થઇ જવાય એવા બીજા દેખાવો આપણી આગળ રજુ થાય છે. હિમાલયની તળેટી આગળના લીલા પથરના ટેકરાઓ આપણી નજર સામેજ ઉભા રહે છે અને ટેકરાને સ્પર્શ કરીને એક સ્ફટિક જેવી શુભ્ર નદી દષ્ટિએ આવે છે. ઉપર બાજુમાં લીલાંછમ જંગલો, અને તેમાં સફેદ સ્ફટિકમય પત્થરોવાળી નદી! આ દેખાવ ઘણોજ આશ્ચર્યકારક દીસે છે. છેટેથી જોનારને આ મોટો સમુદ્ર તો નથી એમ ભ્રાન્તિ થાય છે. આ નદીનાં પાણી ઉંડાં નથી પણ તેનો પટ ઘણો છે. આનું નામ ગોલા નદી છે. આ નદી એટલે સફેદ, લીલા, અને રાતડા રંગના પત્થરોની જાણે ખાણજ!!

ઉન્હાળામાં નદીમાં મુદ્દલ પાણી રહેતું નથી. પરંતુ બધીજ નદીઓ આવા ચિત્રવિચિત્ર રંગના પત્થરથી ભરેલી હોય છે. આ દેખાવ તો નૈનિતાલ અથવા હિમાલયના સૃષ્ટિસૌંદર્યના ભંડારનો માત્ર પ્રારંભજ ગણી શકાય. આ કથગોડમનો દેખાવ જોવાથી મુસાફરનું મન ઘણુંજ પ્રસન્ન થાય છે અને થોડાજ સમયમાં સૃષ્ટિસૌંદર્યનું મુળ સ્થાન દૃષ્ટિગોચર થશે એ વિચાર આવતાં મન અધિક ઉલ્લાસમાં આવે છે. અહીં મે માસમાં સવારના સાડાચાર વાગતાં અજવાળું થવા માંડે છે અને પાંચ સાડાપાંચ થતાં તો પો ફાટી જાય છે. તેજ પ્રમાણે સાંજે આઠ વાગતા સુધી અજવાળું રહે છે. કથગોડમથી નૈનિતાલ ૨૨ માઇલ એ આગળ જણાવ્યું છે. ટાંગા એક્કા વગેરે રાત્રીએ પ્રવાસ કાપે છે. અહીં ધર્મશાળામાં સગવડ સારી હોય છે. પ્રત્યેક મુસાફરને જુદી જુદી ઓરડી આપવામાં આવે છે. આથી મુસાફર પોતાનો સામાન ઓરડીમાં મૂકી તાળું મારી બહાર જવું હોય ત્યાં સુખેથી જઇ શકે છે. દરેક ધર્મશાળાનો એક રખવાળ હોય છે તે રખવાળું કરે છે. ખાવા માટે પુરી અને શાક જ્યારે જોઇએ ત્યારે તૈયાર વેચાતાં મળે છે અને તે એકંદર રીતે જોતાં સારાંજ હોય છે. આથી આ તરફ મુસાફરી કરવી એ બહુ સગવડ ભરેલું છે. માત્ર પુરી શાકપર નીભાવ કરી લેવો જોઇએ. વળી ગરમ કરેલું દુધ પણ સઘળે સ્થળે મળે છે.

ટાંગા કરતાં ઘોડાના એક્કાનું ભાડું ઓછું પડે છે. ટાંગામાં ત્રણ માણસ બેસી શકે છે ને તેનું ભાડું બાર રૂપીયા થાય છે ત્યારે એક્કામાં બે માણસ બેસી શકેછે અને તેનું ભાડું સાડાત્રણ રૂપિયાજ પડે છે. એક્કાનું વાહન આ તરફ ઘણુંજ સસ્તું છે. આ એક્કા ઘણોજ વજનમાં હલકા અને તેને રથના જેવી ઉપરથી છત્રી હોય છે અને ચારે બાજુએ પડદા હોય છે તે જોઇએ તો બંધ કરી શકાય છે. આ એક્કા એક કલાકમાં પાંચ ૭ માઇલ કાપે છે. કથગોડમથી વીરભટ્ટી (બ્રુઅરી) સુધી ટાંગા તથા એક્કા જાય છે. કથગોડમ અને વીરભટ્ટી વચ્ચેનું અંતર તેર માઇલનું છે. આગળ સામાનનાં ગાડાંને જવાનો નવ માઇલનો રસ્તો છે પણ તે ગાડાંમાં માણસો મુસાફરી કરતાં નથી. માણસો તો પગેના રસ્તે થઇને ચાલીને, ઘોડા ઉપર અથવામાં પાલખીમાં બેસીને જાય છે. વીરભટ્ટીથી નૈનિતાલ પગ રસ્તે સુમારે ત્રણ માઇલ છે પાલખીમાં બેસીને જનારને અઢી રૂપીઆ આપવા પડે છે. નૈનિતાળમાં બે હોટેલો હિંદુ માટે છે પણ ત્યાં ભોજન આપવામાં આવતું નથી. હાથે રાંધવું જોઇએ અથવા પુરીને શાક બજારમાંથી લાવી ચલાવવું જોઇએ. (અપૂર્ણ.)

## श्री कृष्णशरण भक्तना हर्षोद्गार.

(આ તારી વાતને સારી સ્નેહે સાંભળજો—એ રાગ.)

લાગી લગની મારી હેતે હરીશું,
ભાગી ભવરોગ કેરી ભીતી....રે....હાવે.
કનકને કાન્તાનું કપટ જે કારમુંજી,
બાંધીને નાંખીશું મેં ખીંટી...રે....હાવે
સ્વપ્નાસમ સુખ સઘળાં, લાગે સંસારનાંજી,
ભાજી જંજાળ જગની જીવી ...રે....હાવે.
ફરતાં ને ફરતાં હું વ્યવહાર કરતાંજી,
ગાઉં ગુરૂદેવ કેરી ગીતી...રે હાવે.

ચંદ્ર.

---

# कवि अने कविता.

લેખક. શ્રી જયસુખરામ પુ. જોશીપુરા. એમ. એ.
શિક્ષક, મેલટ્રેનીંગ કૉલેજ, વડોદરા.

( ગતાંક પૃષ્ઠ ૧૫૨ થી ચાલુ )

ઉપરની વાતો ઉપરથી આપણને સમજાયું કે માણસ જાતમાં આ ત્રિવેણી સંગમ તો હોય છેજ. ત્યારે શું આપણે દરેક મનુષ્યને કવિનું નામ આપવું? આપણી વ્યાખ્યા પ્રમાણે તો પશુ પંખી, માનવી એ સર્વે કવિઓ થઇ ગયાં! સર્વે પ્રાણીઓ ગાય છે અને ગાયનનું શ્રવણ કરી હર્ષ પામે છે, ત્યારે શું તેઓ વિવેકવાન્ છે એમ આપણે માનવું? ના, કલ્પનાશક્તિ અને નિર્ણયશક્તિ માનવજાતિનેજ વરેલી છે. ઇતર પ્રાણીઓમાં તેનું અસ્તિત્વ નથી હોતું. આવી હકીકત હોઇને, આપણે 'કવિ,' શબ્દ માત્ર માનવજાતિને માટેજ વાપરશું. માનવ એટલે કવિ અને કવિ એટલે માનવ. કવિતા સંગીતાત્મક ચેતનશક્તિ સમાન છે. અન્તર્ગત વિચારોને જે મનુષ્ય વાણીદ્વારાએ બહાર દર્શાવી શકે તે કવિ એ કવિની આ વ્યાખ્યાનો સ્વીકાર કરવામાં આવે તો આ અવનિમાં જન્મ લેતાની સાથેજ દરેક આત્મા કવિપદને પ્રાપ્ત થાય છે. પણ એમ નથી કવિ એ નામનું મહાન્ માન બહુજ થોડા જીવોને માટે નિર્મિત કરી રાખેલું છે. થોડી ઘણી અનુપ્રાસયુક્ત લીટીઓ લખતાં આવડી એટલે કવિ નથી થઇ જવાતું. કવિ થવામાં તો નૈસર્ગિક કાવ્યશક્તિ જોઇએ-અચિન્ત્ય રચના શક્તિની પ્રથમ આવશ્યકતા છે આ ઉપરાંત અનુકૂળ પ્રસંગો અને દૈવકૃપાથી ઉત્પન્ન થતી ઉપાધિઓનો અભાવ હોવો જોઇએ. વળી સ્વાભાવિક રીતે બધાં મનુષ્યની શક્તિ સરખી હોતી નથી વાસ્તવમાં વૃદ્ધિ પામી મોટાં વૃક્ષ થનારાં આમ્રતરુઓની બીજશક્તિ કેટલી આ વિશ્વમાં હવા, પાણી વગેરેનો જરા પણ ઉપયોગ લીધા સિવાય પોતાની બાલ્યાવસ્થામાંજ મૃત્યુ પામી જાય છે; કોઇ યુવાવસ્થાના ઉન્નતપણામાં તેઓની ફલિતશક્તિ મંદ પડતી થતી પુન. મૂળ સ્થિતિને પ્રાપ્ત થઈ જાય છે, કોઇ ખીલતાં ખીલતાં વામણી થઈ આડે રસ્તે ચડી જાય,

અંધકારમાં અથડાઇ અધમતાના ધમાકામાંને ધમાકામાં ધૂળધાણી થઇ જાય છે. કેટલીક વખતે એવું પણ બને છે કે ઉંચા પ્રકારની કવિત્વ શક્તિ ન ધરાવનારાં મનુષ્યો આંધળામાં કાણીયાં થઇ પડે છે અને વિજન વગડે એરંડો પ્રધાન એ કહેણીની પેઠે તે વખતની પ્રજામાં કવિના નામથી પંકાઇ અખંડ કીર્તિની માળા પહેરી પોતાનાં નામો અમર કરી જાય છે; કેટલીક વખતે આસપાસની પુષ્ટિકારક અને સુગંધદાયક હવાનો લાભ લઇ તેઓ મ્હોટાં ગણાઇ જાય છે; વળી એવું પણ બને છે કે ઉચામાં ઉંચી શક્તિ ધરાવનારાં મનુષ્યો જેનો જન્મ તેવા કળિકાળમાં થયો હોય છે તેઓ તેવી નગુણી પ્રજાથી અનાદૃત રહી આ સંસારમાંથી ઉડી જાય છે પણ તેમનાં સદ્ભાગ્ય એટલાં કે તેઓની પાછળ જો કોઇ ગુણ પરીક્ષક પ્રજા નિકળી આવે છે અને તેઓની કવિતા અસ્તિત્વમાં હોય તો તેમની યોગ્ય પ્રશંસા થાય છે અને તેમને યોગ્ય સંમાન મળે છે. ચેતન **શક્તિનો વિકાસક્રમ એવો છે કે તે તો પોતાનું અસ્તિત્વ પ્રકટાવતીજ જશે;** પછી ગમે તો તે સમયનાં માણસો સમજે કિંવા ન સમજે; તે તો પોતાનું વિચાર સ્વાતંત્ર્ય જાળવીજ રાખશે. અને જે માણસમાં તે ઘર કરી રહી હોય છે તે માણસદ્વારા તે પોતાનાં વચનોને પ્રકાશ દેશેજ. વિશ્વલીલાનાં ઉંડાં અને અગાધ પાનાંઓને ઉકેલનાર આ ચેતનાજ છે–તેમાં રહેલા શુભરસનો વિકાસ કરનાર તેજ છે–તેના ઉદ્ગારો અનિર્વચનીય છે; તેનું જોસ અટકાવી શકાય તેવું નથી; તે **વિક્ષેપ શક્તિયુક્ત** છે; તેનો ફણગો પણ પોતાથીજ ફૂટે છે; તે શમી પણ પોતાથીજ જાય છે; તે અનવધિ અને અસ્ખલિત છે; રવિજ્યોતિની પેઠે તેનામાં આવરણશક્તિ રહેલી છે; તે આપણા માનસરોવરના જળની સપાટી ઉપર નાચી રહેલી અનિલલહરીની બરાબર છે. સ્વયંજાત વિચારોને વાણી વસ્ત્રથી અલંકૃત કરવા એ કવિનું કર્તવ્ય અને જે તેમ કરે તે કવિ. પાશવ, માનવ અને યથાર્થ જ્ઞાનથી સંપૂર્ણ રીતે ભરેલો જે માનવી તે શ્રેષ્ઠ કવિની માનભરી પદવી પામી શકે છે, અને તેનેજ રવિની સાથે સરખાવી શકાય છે. આવા કવિની કવિતા વાંચનાર માણસને વાંચતાં વાંચતાં એવી ભ્રમણા થઇ જશે કે તે પોતેજ કવિ છે; પણ વસ્તુતઃ તે કવિ નથી; એતો તે કવિની કવિતાની રસિકતા છે કે જેણે પેલા વાંચનારને પોતાના પંડનું વિસ્મરણ કરાવી દીધું છે. કવિની પ્રભુતા વા લઘુતા કાર્યાનુમેય છે કારણ કે તે તો બિચારો પોતાની ધૂનમાં ને ધૂનમાં ગાતો જાય છે, લખતો જાય છે પણ તેણે કેવું સુંદર અથવા કેવું અરૂચિકર લખ્યું છે–અર્થાત્ કહ્યું છે તેની તેના પોતાના મનમાં જે કીંમત થાય તેના કરતાં તે પોતાની ધારેલી નેમ કેટલે દરજ્જે પાર પાડી શકે છે તેના ઉપર આધાર રાખે છે. કવિ જો નિપુણમતિ હશે તો ધારેલાં નિશાન પાડશેજ; પણ માત્ર જો તે કૃત્રિમ કવિતા કરનાર હશે તો પથ્થરની પેઠે પાણીને તળિએ બેસતાં તેને વાર લાગશે નહિ. જે ખરો કવિ છે તે માનવજાતિના સમસ્ત સ્વભાવનો પ્રકાશક છે; દિવ્યપુરુષ છે, ભવિષ્યવેત્તા છે. ઐતિહાસિક પ્રમાણોથી **પરીક્ષા કરતાં માલુમ** પડે છે કે આપણી જનસમાજે તેની ઠેઠ બાલ્યાવસ્થામાં જે જે ઉદ્ગારો કહાડ્યા છે તે બધા કવિતામાંજ છે; જે જે વસ્તુઓને જોઇ આપણા પ્રાચીનવીરો આનંદ પામતા તે તે વસ્તુઓનું તેઓએ અદ્ભુત રીતે વર્ણન કર્યું છે; તેઓના પ્રથમ ઉદ્ગારો કવિતામયજ છે. જો કે હાલના કવિઓના જેવી તેઓની બુદ્ધિ ખીલેલી અને સૃષ્ટિજ્ઞાનથી ભરેલી ન હતી તોપણ તેઓએ પોતપોતાના પ્રમાણમાં દેશકાળને છાજતું બુદ્ધિ સામર્થ્ય દર્શાવ્યું છે અને સાબીત કરી દીધું છે કે તેઓને સૃષ્ટિસૌંદર્ય અને ભવ્યતાનું થોડે

પ્રત્યે અંશે ઠીક ભાન હતું. અર્વાચીન કવિઓની ભાષા વ્યાકરણના નિયમો સાચવી રહી છે; તેઓની બાની અને ક્રમક મનપ્રસન્ન અને શાસ્ત્રાનુસારી છે એ વાતમાં કંઇ શક નથી. પણ તેઓની આ વિદ્વતા ચઢના બુદ્ધિ-વિકાસક્રમનું ફળ છે એ નિર્વિવાદ છે. અને આપણે જો અસલી કવિઓને ઇશ્વનર માન આપીયે તે તેમાં કશું ખોટું નથી. કવિઓ છે તે ચાલતા કાલની સ્થિતિથી વધિક હોઇ તેથી વિશેષ આગળ વધેલા હોય છે. તેઓનું પરમ પ્રયોજન જનસ્વભાવને ઘડવાનું છે. તેઓ સાધારણ રીતે ન સમજી શકાય તેવાં વચનોના કહેનારા છે કે જે વચનો ભવિષ્યમાં ફલીભૂત થાય છે; અને તે વચનેજ કવિના દિવ્યાંશ અને બુદ્ધિબળનો પૂરતો ખ્યાલ થાય છે અને વગર માગે તેની પ્રશંસાનાં ગીતો ગવાય છે. અદ્યાપિ પર્યન્ત જે કંઈ લખાયું છે, જે કંઇ બોલાયું છે તે સઘળું કવિતામાંજ છે. કવિતા કરવાની શક્તિ તે દૈવીસંપત્ છે; પુરેપૂરાં કરેલાં તપનો પ્રસાદ છે કારણ કે તેથી અભેદજ્ઞાનની ઉત્પત્તિ થાય છે; તે જીવનનું રસાયન છે; બ્રહ્મનાદની છાંય છે; મુક્તિદાયક છે. અહા ! કવિ તારામાં શું નથી ? !

હવે, ખરેખરા કવિ કહેવાવામાં ક્યા ક્યા ગુણોની આવશ્યકતા રહેલી છે તેનો આપણે વિચાર કરવો જોઇએ. પ્રથમ તો તે કુદરતનો અભ્યાસી હોવો જોઇએ; તેને તપાસી તપાસીને જોવાની ટેવ હોવી જોઇએ. ' આ વસ્તુ શું છે, શેની છે, એવા એવા પ્રશ્નો કરવાની તેને આદત પડેલી હોવી જોઇએ. સૃષ્ટિના અંતર્માં જે મધુરતા રહી છે તે બતાવી દેવાનું કવિનું કામ છે. જે સાચો કવિ હશે-એટલે જેનો રસ-જેનો આત્મા કવિતા રૂપજ હશે તેજ આ વિશ્વની સુંદરતા અને ભવ્યતા જોઇ વિસ્મય પામશે; દૃશ્યમાન જગત્‌નું સત્વ શું ને તે જાણવાની તેને ઉત્કંઠા થશે; અવર્ણનીય પ્રેમઘેલછામાં તેનો અન્તરાત્મા ડુબી જશે; આવી જાતનું તેને પ્રથમ પ્રકૃતિ લક્ષણ છે. વિસ્મયભાવ સર્વ જ્ઞાનને જન્મ દેનાર છે. જે માણસમાં તે ભાવનું અસ્તિત્વ નથી હોતું, તે માણસ પશુની માફક આંધળો ભીંત થઇને આ દુનિયામાં પોતાનું જીવિત નિરર્થક ગુમાવે છે. તમને જો અવલોકન કરવાની ટેવ હશે તો તમને પોતાનેજ માલૂમ પડશે કે તમે પોતે જ્યારે બાળક હતા.—જ્યારે તમને આ જગતની કોઇ પણ વસ્તુનું જ્ઞાન નહતું ત્યારે તમે પોતેજ તમારાં માત પિતાને અથવા જે કોઇ તમને બોલાવતું રમાડતું તેને ' ફલાણું એટલે શું અને ફલાણું કેવું લાગે, ? એમ સવાલો પૂછતા અને તે સવાલો પૂછવાના પરિણામમાં તમને હાલમાં જે જ્ઞાન તમારી પાસે છે તે મળેલું છે. જે માણસનો વિસ્મયભાવ દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે તે માણસમાં તેમ તેમ પાશવપક્ષની પ્રબળતા વધતી જાય છે અને મનુષ્યત્વનું આવરદા ધીમે ધીમે ટૂંકું થતું જાય છે. નવા નમૂના, નવાં યંત્રો, નવી શોધો એ સઘળું તેના અભ્યાસીઓનું અવશ્ય ધ્યાન એંચશેજ અને તેના આકર્ષણના પરિણામમાં તે ઉપાસકો તે નમૂનાનું અનુકરણ કરવા, તે નવાં યંત્રોનું યાંત્રિક કામ જાણવા અને શોધોનું વિશેષ સંશોધન કરવાને વિશેષ તત્પર થઇ જશે.

આ પ્રમાણે જો કવિ વિસ્મયભાવનું પાલન કરશે તો તેનો દૃષ્ટિવિકાસ સારો થશે અને તેથી તેને કવિતા કરવાનાં સાધનોનો જબરો ભંડાર તેના હાથમાં આવી પડશે. વિસ્મયભાવનું પાલન કરવાથી કવિનું અનુભવ જ્ઞાન વિશાળ અને ઉંડું થાય છે. વિષય-વિષયીના ભેદને પાર ઉતરી જવાને તે શક્તિમાન્ થાય છે. વિસ્મયભાવરૂપી પક્ષીની પાંખ ઉપર સ્વારી કરતાં કુદરતનાં અમૂલ્ય અને અનન્ત ઝરણોના પાણીનું પાન કરવાને આપણે સમર્થ થઇ

શકીએ છીએ. અજ્ઞાનના વિસ્મયભાવને જન્મ દે છે અને વિસ્મયભાવ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તે ગાઢ અંધકારમાંથી ઝગમગતા તેજનાં દર્શન કરાવે છે, કાર્યનું કારણ શું છે તેની તે ઓળખાણ આપે છે. એટલે અનુભવાતી વસ્તુનું તત્ત્વ શું છે તેની તે સ્પષ્ટ સમજ આપે છે જ્ઞાન માર્ગે દોરવાનું કામ વિસ્મયભાવનુંજ છે અને કવિ અહર્નિશ જ્ઞાન ભાગાર્થે અતિશય મથે છે તેથી કવિને તે ઘણોજ ઉપયોગી અને આવશ્યક છે. તે ભાવને તે કદિ પણ મૃત્યુ પામવા દેશે નહિ કારણ કે જો તેમ થવા દે તો જ્ઞાન સરિતાનાં જળ સુકાવા માંડી જાય અને વખત જતાં તેનું નામ નિશાન પણ ઉડી જાય આ વિસ્મયભાવને કેટલાક લોકો આશ્ચર્યભાવની સાથે સરખાવે છે, પણ ખરેખર રીતે તે ઉભય ભાવની વચ્ચે કોઇ પણ પ્રકારનું સામ્ય નથી અને તેટલાજ માટે આપણે આશ્ચર્યભાવનું વર્ણન આપી તેને વિસ્મયભાવથી જૂદો પાડી નાંખશું; જેથી વિસ્મયભાવ એટલે શું તેનું યથાર્થ જ્ઞાન આપણને થશે. આશ્ચર્યભાવ એટલે આશાનું નિરાશામાં અને નિરાશાનું આશામાં પરિણમવું–દૃષ્ટાંતમાં–હું એમ જાણુતો હઉં કે 'અ, પુરુષ મુંબઇમાંજ છે પણ અહિં જુનાગઢની બજારમાં હું જતો હતો તેવામાં તે મારી નજરે પડયો ' હવે આ 'અ, પુરુષ અહિં' ક્યાંથી, એમ જે મને ભાવ ઉત્પન્ન થયો તે આશ્ચર્યભાવ હું ન્હોતો ધારતો કે તે આવુ હશે કે તે આમ થશે, એવું જે આપણું ધારવું અને માનવું એ આશ્ચર્યભાવની નિશાની છે.

મતલબમાં આશ્ચર્યભાવ ઉત્પન્ન થતાં પહેલાં અનુભવ થઇ ગયેલો હોવો જોઇએ. વસ્તુનું અનુભવ જ્ઞાન જ્યાં સુધી થયું નથી ત્યાં સુધી તેને જોતાં ઉત્પન્ન થતા ભાવને આપણે આશ્ચર્યભાવ નામ નથી આપી શકતા, પણ વિસ્મયભાવમાં ભૂત જ્ઞાન નથી હોતું, તે ભાવની મદદ વડે તો ભવિષ્યમાં જ્ઞાન મળવાનું છે. આવી તરેહની તે બન્ને ભાવો જૂદા ભિન્ન રહેલા છે તેથી આપણે સહજ કહી શકશું કે તેઓ અન્યોન્યથી વિરુદ્ધતાદર્શક ભાવો છે; અને તેમ કહેવામાં કોઇપણ પ્રકારનું અસત્ય નથીજ. કવિને ગત અનુભવ તો હોતોજ નથી; જન્મતાંની વારજ તેને સઘળું જ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી; અને તેથી તે વિશ્વલીલાને નિહાળી આશ્ચર્ય પામતો નથી, પણ ઉલટો તે વિસ્મય પામે છે અને આ ભાવની ઉત્પત્તિ સાથેજ તેના જ્ઞાનનો પ્રારંભ થાય છે. વિસ્મયભાવને અભાવે તેનું કોઇ પણ વિષયની સાથે સ્વરૂપાનુસંધાન થતું નથી. પ્રત્યેક પદાર્થ સૌંદર્યાત્મક છે. વિસ્મયભાવ વિના પદાર્થ જ્ઞાન થતું નથી અને પદાર્થ જ્ઞાન થતું નથી તો પછી સૌંદર્ય જ્ઞાન તે ક્યાંથીજ થાય? સૌંદર્ય એજ ચેતન અને ચેતન એજ સૌંદર્ય. નામ રૂપ જુજવાં અન્તે હેમનું હેમ હોયે, સૌંદર્ય એકજ છે; ભિન્ન ભિન્ન કળામાં અને વસ્તુઓમાં ભિન્ન ભિન્ન રૂપ અને રંગ ધારણ કરે છે. કાવ્યતરંગિણીમાં સૌંદર્યતત્ત્વ ઓતપ્રોત થઇ રમી રહ્યું છે તેના ખળખળ વહેતા જળ પ્રવાહની નીચે અદૃશ્ય ઢંકાઈ રહ્યુ છે; માત્ર કવિનાં સૂક્ષ્મ જ્ઞાનચક્ષુ તેને જાણી શકે છે અને તે જ્ઞાનચક્ષુમાં જોવાની જે શક્તિ ગુપ્ત રહેલી છે તે શક્તિનું નામ વિસ્મયભાવ. વિસ્મયભાવ વિલાસી વસ્તુ છે અને તેથી કવિ પણ તેનો ભોક્તા હોઈ 'વિલાસી' કહેવાય છે. તે ગમે ત્યાં દોડે છે, ગમે ત્યાં જુએ છે. તેના વિસ્મયભાવને અન્ત નથી, બંધન નથી જ્યાં જ્યાં વિસ્મયભાવ વિરમે ત્યાં ત્યાં કવિ પણ વિરમે છે. તેની સહાયતાથી સહિસિંધુમાંથી કવિ કાવ્યસુધારસને મથી કહાડે છે, જેનું પાન સેના મનુષ્યોનાં ઉંડા હૃદયથી છલકાઇ જાય છે અને પરમાનન્દમાં તેનો વિલય થઈ જાય છે. ( સમાપ્ત. )

### શ્રી ઇષ્ટદર્શન થતાં અંતઃકરણની સ્થિતિ.

(કોઈ ફાંસી લગન માંડે, તુમ લાવે ઈશ્વરાઃ—એ રાગ.)
ઉમંગે અંશુ ઉભરાતું, હું નિરખું જે સામે.
મુજ હૃદય ઉછળતું જાણે, (જેમ) આવીને મળે,
સરિત સાગરે,
(તેમ) પ્રેમમય થાતું— હું.
જોઈ હૃદય વિષે શ્રીપતિ, ગહન શી ! ગતિ,
કરૂં પ્રણુતિ,
હર્ષનાં આંસુ— હું.
નિરખીને સુખનો નિધિ, રોટ ગે' દિધિ,
સ્વરૂપે સિધિ,
હરી ગુરુ ગાતું— હું.

ચંદ્ર.

## પૈસા અને પ્રેમ.

(શ્રીયુત ગોવધન, મુંબાઇ.)

૧

### હું તે પૈસાને પરણી કે પ્રેમને ?

"મને ખાલી ત્રાસ નહિ આપ, જો હું કેટલો બધો કામમાં ગુંથાયલો છું !" રામદાસને આ પ્રમાણે બાલના બાલના કાગળોની ફાઇલ ઉથલાવવામાં ગુંચવાતા જોઇ શાન્તા બોલી "આજે રાતના પછી તમે નાટકમાં તમારા મિત્ર શાગજી અને એન્ડરસન સાથે જવાના છો?"

રામદાસ હમનાં હમનાં કહેવા લાગ્યા " બના ! ઇશ્વર ! બૈરાંઓને તે વખત વિચારીને વાત કરવાની બુદ્ધિ કાં ન આપી ! ખરેખર તમને બૈરાંને પુરૂષોના મગજમાં ચાલતી વેપાર ઉદ્યોગની ગુંચવણી અને ટેકનો વિચાર શી રીતે આવી શકે ! જો ! સાંભળ ! હાલ હું પૈસાના એક ઘણાજ મોટા સાહસમાં માથું પરોવીને ગોઠાયો છું. આ તે કાંઇ વાત કરવાનો વખત છે ! હમણાં તો પૈસા આ પૈસાનાજ પ્રોબ્લેમો-કિસ્સાઓ મારા મગજમાં ઉડયા કરે છે ! જો આ વખત બેડો પાર પડ્યો તો પંદરલાખ રૂપૈયાનો લાભ આપણે માટે તૈયાર છે ! તારે માટે વીશ હજારના હીરાના દાગીના અને દશ હજારની ખાસ મોટર તથા ફેશ કરાવવાના છે ! જા જા હમણાં ખરેખ ન કર ! અમે રાતે નાટકમાં જવાના છીએ અને તમારે બધાને જવું હોય તો મોહનને મોકલી તાકીદે સીટસ રીઝર્વ કરાવી લેજો."

શાન્તા ગંભીરપણે બોલી " મને ઘરેણાં નહિ જોઇએ; મારી પાસે ઘણાં છે. હદ કરતાં વધારે છે, મારે તો તમારા મુખના વચનોરૂપી મોતીના દાગીના જોઇએ છીએ; તમે ભુલી ગયા કે આજથી એક વરસ પહેલાં જ્યારે આપણાં લગ્ન થયાં હતાં ત્યારે તમારા દરેક શબ્દમાં અને ક્રિયામાં કેવો મીઠો પ્રેમ ઉભરાતો હતો ! છ માસમાં તમારામાં ફેરફાર શાથી પડી ગયો તે મને સમજાતું નથી. પહેલાં તમને મારી નજરથી જરા બહાર જતાં ચેન પડતું હતું નહિ અને મોડે મોડે વખતે મારી તપાસ કરી મારી સાથે વાત કરતાં વાડીમાં ફરવા ચાલતા અને

મોડી રાત સુધી અગાશીમાં બેસી રહેતા હતા. હાલ તમે કલાકના કલાક સુધી ટેબલ ઉપર વાંચતા અને કાગળ લખતા, ટેલીફોન ઉપર વાત કરતા અને ફરેરી વગાડતા, એકાએક મોટર ગાડી બહાર ઉપડી જતા અને જાતજાતનાં માણસો સાથે નાટકો જોવા જતા ધમા-ધમમાં ગુંથાયલાજ રહ્યા કરો છો તેથી મારા કોમળ મનમાં શું લાગણી થતી હશે તેનો જરા ખ્યાલ કરવા તસદી લેશો ? એક પક્ષીને પ્રેમથી થોડા દિવસ ખવડાવી પીવરાવી તેનાથી દૂર રહેનાર રક્ષકને તમે કેવો ગણશો ? મારા પ્રેમી હૃદયને તમે મારાં માબાપ પાસેથી લઇ આવી તમારા સ્વાધીનમાં રાખ્યું છે અને હવે તેની પુરતી સંભાળ ન લેવી એ શું પુરુષોનું લક્ષણ છે ? 'પુરુષોનાં હૃદય વજ્રથી પણ કઠોર હોય છે' એમ જે કહેવાય છે તે ખોટું તો નહિજ હોય એમ મને લાગે છે !"

ખડખડ હસીને રામદાસે કહ્યું "વિદ્યાભ્યાસનો ઘણો સારો ઉપયોગ કર્યો હો! મને પણ કૉલે-જમાં હું બી. એ ક્લાસમાં "શેક્સપીયર" નું "હેન્રી ફોર્થ" માંનું હૉટસ્પરનું પોતાની સ્ત્રી કેટ પ્રત્યેનું વાક્ય યાદ છે ! હૉટસ્પર જ્યારે લડાઇનાજ વિચારોની ધુનમાં રાત દહાડો લાગેલો હતો ત્યારે તેની સ્ત્રી પણ તારી પેઠેજ તેની પાસે આવીને ખલેલ કરતી હતી ! જરા સબુર કર હું મારા કબાટમાંથી ચોપડી લાવીને તને સંભળાવું જેથી તારા કટાક્ષનો જવાબ તને બરાબર મળે."

ચોપડી લાવી રામદાસે નીચે પ્રમાણે વાંચી બતાવ્યું.

Hotspur:—" ……………This is no world
To play with mammets, and to tilt with lips.
* * * * *
But hark you, Kate:
I must not have you henceforth question me
whither I go, nor reason whereabout:
* * * *
I know you wise, but yet no farther wise
Than Harry Percy's wife: constant you are,
But yet a woman. and for secrecy,'
No lady closer: For I well believe
Thou wilt not utter what thou dost not know;
*And so far I will trust thee, gentle Kate.*
(Shaks. Henry IV, Act II Scean. 3).

(ભાવાર્થ:—સ્ત્રીઓ સાથે રમત ગમતનો હાલ સમય નથી; સ્ત્રીઓએ પુરુષોના કામમાં માથું નાખી ગમે તેવા સવાલો પુછવાની કાંઇજ જરૂર નથી. ભલે, સ્ત્રીઓ શાણી હોય પણ તેઓ સ્ત્રી તે સ્ત્રીજ કહેવાય; તેમનામાં કોઇ છાની વાત સાચવી રાખવાની ગરજ હોતીજ નથી. જ્યાં સુધી તેઓ વાત નથી જાણતાં ત્યાંસુધી વિશ્વાસ રાખવાલાયક હોય છે.)

"જોયું ! પુરુષો પોતાના કામમાં આવા આસક્ત હોય છે ! બૈરાંઓએ તેમના કામમાં વચમાં પડવું એ મૂર્ખાઇજ છે ! જાઓ હવે ગડબડ ન કરો; રામાને કહીએ કે કાફીનો પ્યાલો આપી જાય." આટલું બોલી રામદાસે પોતાની ફાઉન્ટન પેન લઇ કાગળ ઉપર લખવા માંડ્યું.

શાન્તા નીચે નજરે એક ધ્યાને સ્તબ્ધ થઇ ઉભી રહી. પોતાની ફાઉન્ટન પેન શાહી વિનાની જણાવવાથી તેને દૂર ફેંકતાં રામદાસ બોલી ઉઠ્યા "હજી તું ગઇ નથી ! શું વિચાર

ફરે છો જા જા કારી મોકલાવ! મગજને શાંત રાખતાં શીખ, એવા નકામા ગંભીર વિચારોમાં મગજને ભમવા ન દઈએ! કેવી ઘેલી અને ગાંડી જેવી તું વિચારમાં ઉભી છે? શું તું નથી જાણતી કે તું એક મોટા વેપારી શેઠીયાને પરણી છે!" —

બીજી પેન ખોળવા માટે રામદાસે ટેબલનાં ખાનાં ઉપર ખાનાં ખોલવા માંડ્યા અને જરા ચીડાતાં કહ્યું "બધી પેન ક્યાં ઉડી ગઈ? જો જો જરા બીજા ટેબલમાં જોઈ કાઢ."

બીચારી શાન્તા આમતેમ જોતી હતી એટલામાં બારીમાંથી પવનનો જપાટો આવ્યો તેથી રામદાસના ટેબલ ઉપરનાં કાગળીયાં ઉડી ઉડીને આમતેમ પડવા લાગ્યાં. એકાએક આમ તેમથી કાગળ પકડી રાખતાં રામદાસ બોલી ઉઠ્યા "જો જો પેલાં કાગળીયાં ઉડી ચાલ્યાં! લાવ લાવ, આમ લાવ! બરાબર પકડજે, અંદરથી ઉડી ન જાય,"

ધીમે પગલે ચાલતી શાન્તાએ બધાં કાગળીયાં સંભાળથી રામદાસને સોંપ્યાં અને ધીમેથી દાદરથી નીચે ઉતરવા માંડ્યું. રામદાસે પણ ઉડેલાં કાગળીયાં નીચેથી જડી આવેલી બીજી પેન હાથમાં પકડીને સડસડાટ લખવા માંડ્યું.

* * * *

પાસેના ઓરડાના ઘડીયાળમાં બારના ટકોરા વાગતા હતા; દૂર દેખાતો દરિયો તોફાનથી ઉછળતો હોય એમ દેખાતું હતું; શોકમાં ડુબેલી શાન્તા અગાસીમાં પડેલા સોફા ઉપર લટકતું માથું રાખી ઉંડા વિચારમાં ઉતરી ગઈ હતી, થોડી થોડી વારે તેનાં નસકોરાંમાંથી ઉંડા શ્વાસ ફુંકાતા હતા; આકાશમાં ખીલેલો રમણીય ચંદ્ર પણ જાણે તેના ગંભીર નિશ્વાસની ફુંકોથી વચમાં વચમાં કાળો પડી ગયો હોય એવું ભાન કરાવતો હતો.

તેના મનમાં શું વિચાર આવતા હતા? તેના હૃદયમાં શું ખળભળાટ થતો હતો? તેની આંખમાંથી આંસુનાં ટપકાં ગોળ સુંવાળી ગાલ ઉપર ઝાકળનાં બિંદુની પેઠે શાથી ટપકતાં હતાં?

તે વિચાર કરતી હતી કે કુદરત કેવી કઠોર છે? પ્રેમ તું કેવો અસ્થિર છે! પૈસા તું કેવો માયાવી રાક્ષસ છે! ...જે પતિ એક વખત મને આનંદ પ્રેમ અને સંતોષના ઉભરાથી હર્ષઘેલી કરી દેતા હતા તેજ પતિ, વેપાર, ખુશામતીયા સ્નેહીઓ અને પૈસાના લોભમાં ઘરબાર ભૂલી એક લીન થઈ ગયા છે! આવો વિચિત્ર ફેરફાર થવાનું શું કારણ? ગમે તેમ થાય પણ મારે આ સર્વનું કારણ શોધીને હીંમતથી યત્ન કરવોજ જોઈએ. સીતાનો અને રામનો, રાધાજી અને શ્રીકૃષ્ણનો, દમયંતી અને નળનો, લયલા અને મજનુનો જે અભેદ પ્રેમ ગણાય છે તે શું હવાઈ કિલ્લા હશે! અથવા આ સુધરેલા જમાનામાં પ્રેમના દેવને કોઈએ શાપ આપ્યો હશે કે જેથી સ્ત્રી પુરુષનાં મનની એકતા નહિ થતી હોય?

પણ મને એમણે જવાબમાં શું કહ્યું? મને ઘરેણાં અને ગાડીથી ખુશ કરવાનું કહ્યું? શું સુધરેલા જમાનામા પ્રેમને બદલે ઘરેણાંથી સ્ત્રીઓ ખુશ થઈ સંતોષ માને છે? જો પ્રેમ એવો સ્વાર્થીજ હોય તો હે ઈશ્વર! મરું મરતું વહેલું કરી મને દુનીયામાંથી છુટી કરજે; મારા એકેએક શ્વાસમાં ઝેર ઉપજાવી મારો અંત લાવજે.

શાન્તા એકદમ સોફા ઉપરથી ઉઠીને ભતાં ચડાવી હાથ રાખું જોઈને આવેશથી બડબડવા લાગી "આ રહ્યો મારો શત્રુ—આ રહી મારા પતિના પ્રેમનું હરણ કરનારી માયાવી સ્ત્રી! દોલત લક્ષ્મી હા! તુંજ મારા પતિને મોહમાં ફસાવનારી નાગણ છે! તારા સંબંધમાં મારા પતિનું તનમન આવવાથીજ તેમનો મારા ઉપરનો પ્રેમ બદલાઈ ગયો છે.

મારા પતિને મારા પ્રેમથી વિખુટા કરી, પોતાની મોહજાળમાં ફસાવી દેનાર તારા જેવી દુષ્ટને શું હું મારા હાથમાં, પગમાં અને ગળામાં રહેવા દઈશ કે!—ના! દૂર થા! તારા મોહમાં બીજી લાલચુ સ્ત્રીઓજ ફસાય! ધિક્કાર છે એવી સ્ત્રીઓને કે જેઓ ઘરેણાં અને કપડાંના મુજવાથીજ પ્રેમનો સંતોષ માને છે, જેઓ ગાડી અને ઘોડાંનેજ ઘરસંસારનું ખરૂં

સુખ મળ્યું એમ સમજે છે અને જેઓ વાડી, બંગલા, બહેનપણીઓ, પાર્ટીઓ અને મોજ શોખથીજ માનવ દેહનું સાર્થક થયું એમ ગણે છે."

આ પ્રમાણે બોલતી બોલતી શાન્તા હાથનાં હીરાનાં કંકણ,કાનની મોતીની બુટી અને ગળાના મોતી તથા હીરાના હાર એક પછી એક કાઢીને સોફા ઉપર ફેંકવા લાગી.

થોડી મીનીટ આમતેમ અગાસીમાં આંટા મારી ચેન નહિ પડવાથી પાછી શાન્તા કોચ ઉપર અવ્યવસ્થ હાલતમાં પડી.

* * * *

ઘડીયાળમાં એકનો ટકોરો થયો, રાત સમસમાટ અવાજ કરતી ચાલી જતી હતી; પાસેના ઝાડ ઉપર ઘુવડ પક્ષી ભયંકર અવાજ કરી રહ્યું હતું તથા અગાસી પાસેના છાપરા ઉપર ગીઅરીની ચીચીયારી ચાલ્યા કરતી હતી.

નિદ્રાદેવી ! તારૂં બળ કેવું અદ્‌ભુત છે ! તું ગમે તેવા માણસને પણ તારા મોહથી શાંત કરી દે છે ! જાગ્રત્ સ્થિતિમાં સેંકડો ગાઉ મુસાફરી કરનાર પગને તું થાંભલા જેવા સ્તબ્ધ બનાવી દે છે, હજારો વાક્યો લખવાની ક્રિયાઓ કરનાર હાથને નિશ્ચેષ્ટ કરી મુકે છે, અનેકને પ્રતાપથી આંજી નાંખનાર આંખોને અંધકારથી પુરી નાખે છે ! છેવટે તારીજ જીત થઇ ! આવી અત્યંત ઉશ્કેરાયલી શાન્તાને પણ તેં તારા જાદુઈ બળથી જડવત બનાવી દીધી !

શાન્તા ધસધમાટ ઉંઘતી હતી, થોડી થોડી વારે પાસું બદલતી હતી; અને યમના પાશની પેઠે નાક ઉપર ઉડી પડતી વાળની લટોને આમતેમ ખસેડવા હાથ ઉછાળતી હતી.

વહાલા વાંચનાર ! જરા આપણે શાન્તાને જે સ્વપ્ન આવે છે તેનું વર્ણન કરવાની છુટ લઉં ! સ્વપ્નમાં તેને પોતાનાં માબાપના ઘરની અંદરની પોતાની બાળકના રૂપની જીંદગી દેખાવા લાગી. કોઇ પણ જાતની ચિંતા વગર રમત ગમતમાં આનંદથી ખેલતા પોતાના સ્વરૂપને તે જોવા લાગી.

અહો ! બાળકનું હૃદય કેવું કોમળ, નિશ્ચિંત અને પ્રેમાળ હોય છે ! વેર બુદ્ધિનો તો તેનામાં અભાવજ હોય છે ! માતાએ મારેલી થાપડને તે બીજેજ પળે ભુલી જઇને હસતું હસતું સ્નેહથી કેવું તેને વળગી પડે છે ! પ્રેમ સ્નેહ-ભ્રાતૃભાવ ! તમારો પ્રભાવ બાળકના ઉપર કેવો ઉત્તમ પંક્તિનો હોય છે ! શાથી મોટી ઉમરે આ ભાવોમાં ફેરફાર થાય છે ? મનુષ્ય પોતાના સહવાસોથી, પોતાનાં સંસારિક ખોટા વિવેકનાં કાર્યોથી અને પોતાના કુદરતના નિયમોથી વિરૂદ્ધ પ્રકારના વર્તનથી પરમાત્મા તરફથી સર્વત્ર વિસ્તારવામાં આવેલા ભાવોનું રૂપાંતર કરી નાખે છે !

શાંતાના સ્વપ્નપ્રદેશમાં એક પછી એક ચિત્રો રચાતાં હતાં. વિવાહ સમયના ઉમળકા, લગ્ન વખતના હર્ષના ઉભરા અને પતિના ગૃહમાં આવવાની સાથે ઉદ્‌ભવતા પ્રેમના આવેગો એક પછી એક આ પ્રદેશમાં તે અનુભવતી હતી.

એક પછી એક બધા ચિતારો તેની કલ્પનાશક્તિમાં પ્રકટતા હતા અને વિલાતા હતા-દિવસના પડેલા તાજા સંસ્કારો સ્વપ્નસૃષ્ટિમાં સ્ફુરવા માંડ્યા ! શાંતાના મુખઉપર ઉંડા આવેશની છાયાઓ છવાઇ ગઇ અને તેના કપાળઉપર ગ્લાનિની કરચલીઓ પડવા લાગી. જાણે મનનો ખળભળાટ ફરીથી તેના હૃદયમાં ચાલતો હોય એમ જણાતું હતું.

ઉંઘમાંને ઉંઘમાં તે બોલી ઉઠી " હું તે પૈસાને પરણી કે પ્રેમને ? "

---

( અપૂર્ણ. )

# इश्वर स्तुति.

રાગ—'કલ્યાણ'

( શ્રી ભાણ માટે ખાસ જોડનાર 'શીરોજનાર.' )

શંકર, સુખકર, ભયહરદુખહર
દીનાનાથ હિતકારી. શંકર.
ઓ આ મનના માલેક, હાથ જોડી હરએક,
નમે છે નામ પુકારી. શંકર.
ધરતીને આકાશ સરજાયા તુજથી.
થયાં હમો ઉપકારી. શંકર.
નેકી[1]ની રોશનીમાં બદી[2]ની કીશતી
ડુબાડ ઓ જગધારી. શંકર.

## "आत्म—विसर्जन."

( લેખક—"શ્રીહુનિરંજન." મુંબઇ. )

૧

વસંત ઋતુમાં એક સુપ્રભાતે હરિવદન છબી પાડનાર ને ત્યાં મેં છબી પડાવી. કારણ તે આખા શેહરમાં પ્રખ્યાત હતો. તે વખતે મારા ભપકાનું ( ઠાઠમાઠનું ) તો પુછવુંજ શું! મેં ફોટોગ્રાફરને કહ્યું, આ કાચ ઉપરની છબી મારા સસરાને ત્યાં મોકલવાની છે. હું જાતે ગરીબ છું. તે પૈસાવાળા છે, છતાં મને તેની કન્યા આપવા વિચાર રાખ્યો છે. ફોટોગ્રાફરે જરા ચપળતાથી કેમેરો ગોઠવ્યો, અને વારંવાર આમ તેમ ફેરવવા માંડયો. મ્હારા વાળને ઠીક કર્યો, અને માથા પર મુકેલી ટોપી સાથે ફોટો નહી પડાવતાં ઉઘાડા માથે પડાવવાની સલાહ આપી, મે પણ તેમજ કર્યું, મારાં કોલર ટાઇ વિગેરે. દુરસ્ત કર્યા બાદ છબી પાડી અને કાચ ધોઇ મ્હને બતાવ્યો. મેં કહ્યું છબી સફાઇ બંધ ઉતારજો. જો જો, જરા સંભાળથી કામ કરજો

હરિવદન ફોટોગ્રાફરને ત્યાંથી મ્હારી ભવિષ્યમાં થનારી પ્રિયતમામાં ધ્યાન ધરતો હું બ્હાર નિકળ્યો, તેની મન મોહક છબી મ્હારા હૃદય મંદીરમાં વસી રહી હતી મેં ગુપ્ત રીતે તેની છબી મુશ્કેલીથી મેળવી હતી. અમારાં લગ્ન થવાને હવે કાંઇ વધારે વિલંબ નહોતો ! જો કે હું જાતે ગરીબ હતો, મારા માતપિતા પણ રંક હતા, છતાં મ્હારા કદરદાન સસરાએ ફક્ત મ્હારી વિદ્યા, અને બુદ્ધિને લીધેજ કન્યા આપવા ધારી હતી. હું એલ્ફીન્સ્ટન કૉલેજમાં બી, એ, ની પરિક્ષા પસાર કરી હમણાંજ પ્રસિદ્ધિમાં આવ્યો હતો

૨

હરિવદન ફોટોગ્રાફરને ત્યાં છબી પડાવી આવ્યા બાદ આજે મ્હને બીલકુલ ચેન પડતું નથી. મ્હારા હૃદયમાં કોઇ ગુપ્ત દરદ થાય છે. અને તેથી હું દુખી થાઉં છું. એ દરદ શું

૧. ભલાઇ ૨ બુરાઇ. ૩ વહાણ

છે તે હું કહી શકતો નથી. મનમાં જાણું છું.પણ મ્હોઢે બોલી શકાતું નથી, આંખે જોઇ શકું છું, કાને સાંભળું છું. છતાં હું કાન ધ્હેરો નહીં પણ ધ્યાન ધ્હેરો છું. હજી સુધી પણ તે હું કેમ કહી શકતો નથી ! છબી પાડનારના મકાનમાંથી નિકળતાંજ મને કાંઇ જબરો વ્યાધિ થયો છે. મુર્ખને અને જ્ઞાનીને દુ:ખ કરાવે, તેવો તે છે. બે કલાક ઘરમાં બેઠો, પણ ઘણા વિચારો કર્યાં છતાં પણ કાંઇ સુઝ પડી નહીં. તુરતજ ધુનમાં ને ધુનમાં પાછો છબી પાડનારને ત્યાં ગયો. અને ત્યાં તેના છબી પાડવાના સઘળા ઓરડાઓ ફરી વળ્યો. તેને મેં પુછયું, તમારે ત્યાં હમણાં કોણ છબી પડાવી ગયું ?

આ વિચિત્ર બેવકુફાઇ ભરેલા સવાલના જવાબમાં તે બોલ્યો " જુવો, આ કાચ હમણાંજ ધોઇને મુકયાછે ! તેમાંથી જેને તમે ધારતા હો તેને ઓળખી શકશો. મેં કાચ હાથમાં લીધા, એક, બે, ત્રણ, એમ ત્રીજો કાચ જોતાં મ્હારાથી કાંઇ ચીશ પડાઇ ગઇ. હું બેભાન થઇ ચીભડાની માફક જમીન પર પછડાયો. અરધા એક કલાક સુધી તેજ હાલતમાં હું રહ્યો. હરિવદને મારા મુખ પર પાણી છાંટી મને શુદ્ધિમાં આણ્યો. મ્હારા હાથમાંનો ત્રીજો કાચ પડી જવાથી તેમાં જે તસ્વીર હતી તેના ચુરેચુરા થઇ ગયા. ત્યાં હું લાચાર બની દીન મુખે તેના સામું જોઇ રહ્યો !!

એ કાચમાં કોઇ નવયૌવના બાળાની તસ્વીર હતી. તેની લાવણ્યતાએ મ્હારા હૃદય પર વજ્રપાત કર્યો, હતો. છબીવાળાના મકાનમાંથી નીકળતાંજ તે ગુલબદન છોકરી ત્યાં છબી પડાવવા આવતી હતી. તેની સાથે દ્રષ્ટિ એક થતાંજ તેણે તિક્ષ્ણ કટાક્ષ બાણ મારી મને ઘાયલ કર્યો. ે વખત સામુ જોઇ તેણે મારૂં ચિત્ત હરી લીધું. ત્યારથીજ હું ગુપ્ત વ્યાધિથી પીડાઉં છું. .ારા દરદની દવા તેના હાથમાંજ હતી. હું તેનો પ્રેમભીખારી બની તેનાજ વિરહથી પીડાવવા લાગ્યો.

૩.

એ મનોહર મુર્તિ કોણ હશે ! તેણે શામાટે મ્હારા ચિત્તની ચોરી કરી હશે ? શું મ્હેં તેનું કાંઇ બગાડયું હતું. ? હું તેની કોઇ વસ્તુ ચોરી તેનો ગુન્હેગાર બન્યો હતો ? કે તેનો બદલો આવી ઘાતકી રીતે તે લેવા લાગી ? કોણ સંતોષ કારક ખુલાશો કરે ? દીલાશો કોણ આપે ? મનમાં અને મનમાં હું વિરહે પીડાથી સુકાવા લાગ્યો. લગ્નની વાત સાંભળી મ્હારા શરીર પર જે લોહી ચઢયું હતું, તથા મ્હારી ભવિષ્યમાં થનારી પત્નિના મોહમાં હું જેટલો સુખી હતો, તે બધું નષ્ટ થઇ ગયું. જાણે પેલી નવિન મનોહર મુગ્ધા ચંદ્રમુખી મ્હારી નજર આગળ આવી કટાક્ષ કરતી ઉભી છે, તે નાજુક, સુંદર અંગવાળી, પોતાનાં ન્હાનાં પણ રસીલાં, ચંચળ નેત્ર વડે મ્હારા સામું પ્રેમભરી દ્રષ્ટીએ જોઇ રહી છે. તેનું નાજુક ગૌર શરીર મ્હારા નેત્ર આગલ રમ્યા કરે છે, જાણે તે મીઠડું હાસ્ય કરતી, ડાબો હાથ ડાબી કેડ પર મુકી, પગને ભેરવી, કેવી છટાથી ઉભી છે !! હું તેને નીરખું છું. તેના વિખરાયેલા વાળ જોઉં છું, નિશ્વાસ મૂકુ છું. વિરહની વેદનાએ બળું છું, રીબાઉં છું. મ્હારા માતપિતા, સાસુ–સસરા, સગા સબંધીઓ મિત્ર વર્ગ વિગેરે, મ્હને કાંઇ ચિંતા થાય છે, એમ સમજવા લાગ્યા, મ્હને તેઓ પુછવા લાગ્યા. પરંતુ હું કાંઇ જવાબ આપી શકતો ન હોતો, મને ડૉકટરની દવા લાવી આપતા, તેથી પણ મારો રોગ ગયો નહીં. દિવસે દિવસે મારૂં દરદ વધતું ગયુ, અન્ન જળનો પણ ત્યાગ કર્યો. બીછાનામાંથી ઉઠી શકતો ન હોતો, ફકત નેત્રથી જોઇ શકતો અને કાનથી સાંભળી શકતો.

૪.

હરિવદન ફોટોગ્રાફર એક દિવસે આવી મને બીમાર પડેલો જોઈ ગયો હતો, તેણે મારી સાથે મિત્રાચારીનો સંબંધ રાખ્યો હતો. હું જાણતો હતો કે, આ કળીયુગના સમયમાં જ્યાં મૃત્યુનું વિકાળ ડાચું સદૈવ ફાટેલું રહે છે, તેવા કારમાયુગમાં શું સાથે લઈ જવું છે! જેની તેની સાથે મિત્રતા, પ્રેમ, સ્નેહ, ભલમનસાઈ રહે તો તે વધારે સારું. અમે એક બીજાના તેવાજ વિચારોથી દોસ્તીના પવિત્ર બંધનથી બંધાયા હતા. આજે મારી પાસે મારા સગા સબંધીઓ વિગેરે ઉભા છે. ડોકટરના હાથમાં મારો હાથ છે. તે નાડી તપાસી બોલ્યો કે એમના શરીરમાં વ્યાધિ નથી. પણ "મસ્તિક ભમણું" છે. તથા મગજે ગરમી ચઢી ગઇ છે. એટલામાં સર્વ કોઇ ધારતા હતા કે હું થોડાજ વખતનો મહેમાન છું. એટલામાં મારાં મિત્ર હરિવદને આવી કુશળતાના સમાચાર પુછ્યા. તેણે મ્હારા કાનમાં કહ્યું, જો તમને આરામ થાય તો જે સ્ત્રીના વિરહપાસથી તમે પીડાઓ છો, તેની સાથે લગ્ન કરશો!

"તે કોણ હશે? તે હું શી રીતે જાણી શકું!" મેં કહ્યું, "તે તમારી ન્યાતનીજ છે એટલુંજ હું જાણું છું." તેણે કહ્યું. "પણ તેની સ્થિતિ કેવી છે? હું તો ગરીબ છું." મેં કહ્યું. "તે વળી તમારા કરતાં વધારે ગરીબ છે!" તેણે કહ્યું. "જાઓ ત્યારે તો હા કહો, હું રાજી છું." મેં કહ્યું.

મેં હીમ્મતથી રજા તો આપી, પણ તેમ કર્યા સિવાય ચાલે તેમ ક્યાં હતું! જોત જોતામાં આટલા માણસોની વચ્ચમાં મ્હારો મિત્ર તથા તે અલૌકીક મૂર્તિ પુરૂષના પોશાકમાં આવી પહોંચી હું શું જોઉં છું!! હું આ કોને જોઉં છું!! એકદમ તે સુંદરીને ઉઠી ભેટું એવા વિચારો મારા મનમાં આવવા લાગ્યા. તે મનોહર મુગ્ધાએ મ્હારી પાસે બેસી માથા પર હાથ મુક્યો. તેનું રૂપ, લાવણ્ય, અને પ્રેમ ભરેલાં નેત્રોને જોતાંજ મારો વ્યાધ બાર ગાઉ ન્હાસવા લાગ્યો, જેમ ગ્રહણ વખતે ચંદ્ર જોત જોતામાં પ્રકાશમાન થાય છે, તેમ મ્હારા મુખ ઉપર તેજ આવ્યું. મારા મિત્રે તેને કહ્યું—"ચંદ્રમુખ તમારો આભાર થયો." તેણે શરમાઇ નીચું મ્હોંડું કર્યું. હવે મને મારી બીમારીનાં ચિન્હો જવા લાગ્યાં, અને ત્રણેક કલાકમાં તો ઘણોજ આરામ થયો. દરરોજ તે બાલિકાએ પુરૂપ પોષાકમાં આવવું શરૂ કર્યું. તેમ તેમ મારો રોગ નાબુદ થતો લાગ્યો. હવે હું પુરતો તંદુરસ્તી ભોગવું છું.

૫.

આ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં છે! હવે તો થોડાજ દીવસમાં મ્હારી મુકુંદિની સાથે મારાં લગ્ન થનાર છે. તે હાલમાં યુવાવસ્થાના પૂર્ણ બ્હારમાં ખીલી નીકળી છે. અહાહા! જ્યારે અમે એકજ સ્થળે એકાંતમાં રહીશું ત્યારે અમારા સુખનો કાંઇ પાર રહેશે! મ્હારા સસરાએ પોતાના ઘેરે આઠ દીવસ અગાઉ લગ્નની ધામધુમ કરવા માંડી છે. શેહેરના આગેસરો તથા અમલદાર વર્ગ અને દેશ પ્રદેશના પ્રીન્સો તેમજ બીજા આબરૂદાર ગૃહસ્થોને નોતર્યાં છે. કલકતાથી ફ્રુટ મેવા, શાક ભાજી, વિગેરે મંગાવેલું છે. તેમજ ત્યાંના પ્રખ્યાત ગાનારી મીસ ગોહરજાનને પણ રોકવામા આવેલી છે. હું જાતે ગરીબ હોવા છતાં મ્હને પણ મન માન્યા પૈસાની મોટી રકમ વાપરવા આપી છે. આજે અમારા લગ્ન થનાર છે. મારા મિત્રો આ શુભ પ્રસંગે મેનેજમેન્ટ કરી રહ્યા છે. લગ્નની અરધી ક્રીયા પુરી થઇ ગઇ છે. ફક્ત હવે સાંજના સમયે હસ્ત મેળાપ થવાનીજ બાકી છે.

મ્હારી મુકુંદિની મ્હારા ધ્યાનમાં ડુબી ગઇ છે ! હું તેના વિરહથી પીડાઉં છું. સાંજનો સમય થતાં વરઘોડાની તૈયારી થઇ રહી છે. ન્યાતજાતનાં સભ્ય લોકો પોતાની સ્થિતી પ્રમાણે સારાં કપડાં પહેરી ઘર આગળ આવી ઉભા છે. મકાનની બ્હાર ઇંગ્રેજી અને દેશી વાજીંત્રોના નાદ થઇ રહ્યા છે ! સેંકડો લોકની મેદની ભરાઇ છે. સ્ત્રીઓ અને બાળકો સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી વરઘોડામાં આવવા તૈયાર થઇ રહ્યાં છે. કેટલાક ઘોડા ગાડીઓ વિગેરે હાજર છે. મ્હારો તેજસ્વી ઘોડો પણ સાજ સજી તૈયાર છે. ફક્ત મ્હારી હીસે ત્યાં ઢીલ છે. મેં જરીનાં કપડાં પહેરી માથે જરીની બત્તી (શીરપેચ) પહેરી કપાળમાં કંકુમનો ચાંદલો કરી, હાથમાં નાળીએર લઇ મોઢું પાનથી લાલચોલ કરી બારણાં પાસે શુકનની રાહ જોતો ઉભો છું. સ્ત્રીઓ મંગળ ગીતગાઇ રહી છે. તેજ સમયે એક બાર વર્ષની કુમારીકાએ આવી મને એક પત્ર આપ્યો તે સાથે સુચના કરી કે તે બનતી ઉતાવળે વાંચો. પત્ર નીચે પ્રમાણે લખેલો હતો.

પ્રીતિકર પ્રાણ !

મેં ચંદ્રમુખીએ વિશ્વાસઘાતકરવાના બદલામાં આજે પ્રાણ ત્યાગ કર્યો છે. વચનને ભુલી જનાર સ્વાર્થિનું કદી કલ્યાણ થતું નથી અને થશે પણ નહીં. પેલા ભવમાં વખતે મળી શું. જાઓ ! પરણો સુખી થાઓ જેવી ઇશ્વરેચ્છા અસ્તુઃ

લી. ભાગ્યહીણ બાળા.

ચંદ્રમુખી.

આ પત્ર મળતાંજ કીર્તિસેને નાળીએર ફેંકી દઇ સર્વે અલંકારોનો ત્યાગ કરી વ-ાજાના કપડામાં ઉઘાડે માથે સ્મશાન ભુમી તરફ એક દીવાનાની માફક ધસ્યો. ત્યાં જઇને જુએ છે, તો ત્યાં ચંદ્રમુખીના શરીરને ચિત્તામાં સુવાડી છે. તે કુમારિકાનું સ્ફટિક કરતાં પણ ઉજળું કમ્ળીપત્ર કરતાં પણ વધુ કોમળ શરીર પ્રચંડ અગ્નિની જ્વાળામાં બળવા માંડયું છે. બધા લોકો કીર્તિસેનને ધિક્કારી, ફટ ફટ કરવા લાગ્યા. તે ચિત્તામાં બળી મરવાનો દ્રઢ વિચાર કરવા લાગ્યો અને પડવા તૈયાર થયો, પરંતુ તેને લોકોએ પકડી રાખ્યો હતો. તે કુમારિકાને જોતાંજ તેનું હૃદય પીગળી ગયું. આજે તે વચનભંગ થવાથી દીવાનાની માફક ફરે છે !! પ્રેમાળ બાળા ચંદ્રમુખી પ્રેમભંગ થતાં આત્મવિસર્જન કરી સુખી થઈ.

---

# "मनोपदेश."

( લેખક. લીલુનિરંજન. મુંબઇ. )

મન મોહ વસ થઇ શું ભમે, અભિમાન ગર્વ ગુમાનમાં;
પણ ખબર નથી ઘડી પલકની, શું થાય તત્પર તાનમાં.
છળ બળ કરીને શું છકે, અસ્થિર જુઠ્ઠા જહાનમાં;
અતિ વિમાસણ થાય એમાં, જો વિચારી જ્ઞાનમાં.
તુંથી અધિકા થઇ ગયા. આખર થયા તે ભાનમાં;
પત્તા ન લાગે ખોળ કરતાં, વહી ગયા વેરાનમાં.
ધન પુત્ર દારા દેખી ને, મલકાય મૂરખ તાનમાં;

અંતે ન રહાયક કોઈ તેમાં, સમજ સાચું સાનમાં. ૪
મળ્યો જન્મ ઉત્તમ મનુષ્યનો, શીદ તું ફરે હેવાનમાં;
શીર પર ધરી લે શ્રીહરિ, ગુરૂ મંત્ર લઈને કાનમાં ૫
ધરી ટેક તત્પર થઈ જરી, ધરી ધીરતા પ્રભુ ધ્યાનમાં,
ગોવિંદ ભજ ગોવિંદ ભજ, બીન ફીકર ફર મેદાનમાં. ૬

"સ્રીલુનીરંજન"

---

# खेडूतनुं जीवन.

( શ્રીયુત જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત, સુરત. )

ખેડૂતનું જીવન સર્વોત્તમ છે, ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર એ વચન પણ એજ બોધ આપે છે

ખેડૂતને ચોખ્ખી હવાના એક મહાસાગરમાં રહેવાનું હોય છે. Pure air is the best tonic એ ડાક્ટર સ્ટોકહોમનું વચન પણ એમજ જણાવે છે કે ગામડાની ખેડૂતપ્રજા બારે દહાડા સ્વર્ગમાં વસે છે. શહેરના મનુષ્યોને બગના બંધાવવા પડે છે. અને કુમસ, માથેરાન વગેરે સ્થાનતરફ નજર કરવી પડે છે, પણ ખેડૂતો તો બારે દહાડા કુમસ કે સીમ્લાના જેવા સ્થાનોનો લાભ લે છે

ખેડૂતને ભૂખ કકડીને લાગે છે ખોટી ભૂખને લીધે ખા ખા કરવાથી શહેરીઓનાં શરીર અપચાદોષવાળાં હોય છે. તેમની પાચનશક્તિ તેજસ્વી હોતી નથી. અને ખાવાના પદાર્થો ઘી તેલ, ખાંડથી ભરેલા હોય છે ત્યારે ખેડૂતો કકડીને ભૂખ લાગે ત્યારે સાદું ભોજન લે છે ભાખરી અને દૂધ, તેમજ ભાત, દાળ અને શાક, આમ એકજ પ્રકારનું ભોજન હોવાથી તેમનાં જઠર મર્યાદાથી વિશેષ બગડતાં નથી વળી ખેતી માટે ખેતરમાં જતાં પ્રત્યેક ખેડૂત એક બે માઈલની જગામાં આવેલી તમામ ચોખ્ખી હવાનો ધણી હોય છે.

શહેરના પુરુષો ખુંધા, કમરમાંથી વળેલા હોય છે ત્યારે ગામડાના દુબળા પણ સીધા ટટ્ટાર ચાલનાર હોય છે. ગાડામાં બેઠે છે ત્યારે જાણે મોટા રથમાં બેઠેલા હોય તેટલી પ્રસન્નતાવાળી નૈસર્ગિક મુખમુદ્રાને ધારણ કરે છે કપાસના ગાંસડાપર ઉંચે માથાપર પીછોડી વીંટાળી બેઠેલા મનુષ્યો જાણે હાથીપર સ્વારી કરતા હોય એવા જણાય છે !! વળી ગમે તે સુપાત્રને અન્નનું દાન કરનાર ખેડૂત મોટું અજમત્ર જેમણે કાઢ્યું હોય તેના લક્ષપતિસમાન વૃત્તિના ઔદાર્યને પ્રકટ કરે છે

ખેડૂતો જાણે કુદરતનાં સાચાં સંતાન લાગે છે મહામાયાસત્તાના સાચા પુત્રો, ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ એ વચનમાં કહેલા પરમાત્માના ઐશ્વર્યના સાચા વારસ ખેડૂતો માલમ પડે છે.

એક વિદ્વાન લખે છે કે Agriculture is the primary school of alchemy. અર્થાત્ ખેતી એ રસવિદ્યાની પ્રથમની શાળા છે ખેડૂતને કુદરત સાથે કામ કરવાનું છે ભૂમિમાં

રહેલા ધનને બારણે આણવાનું કામ ખેડૂતનું છે. એક પ્રકારનું બી ભૂમિને આપો તો તે ગુલાબ ઉપજાવશે. બીજા બીજને લઇ નારંગી આપશે. ત્રીજા બીજનાં કેળાં આપશે. આમ નવિન સૃષ્ટિ કરવાનું યોગ સામર્થ્ય ભૂમિમાં રહેલું છે.

શહેરમાં રહેનાર મનુષ્યોને પરસ્પરમાં વિશ્વાસ હોતો નથી. તાળું માર્યા વગર બીજે કે ત્રીજે ઘેર શહેરના મનુષ્યો જતા નથી ત્યારે ગામડામાંના મનુષ્યો ઉઘાડે બારણે પડી રહે છે. ખેતરે જાય તો બારણું દીધા વગર અર્થાત્ મલિન ચોરી આદિ કામની પણ શંકા ગામડામાં થોડી હોય છે.

પચાશ ખેડૂતને ઉભા કરો અને પચાશ શહેરીને ઉભા કરો. તો ખેડુતોમાં આરોગ્ય ઉભરાઇ જતું માલમ પડશે. શહેરીમાં ઢીલાપણું, વાંકાપણું, વગેરેજ જણાશે. સાર્સાપરિલા કે વસંતમાલતી શહેરી મનુષ્યોના સોબતી દેખાશે, ત્યારે ગામડાની પ્રજાના સોબતી પાંચ સાત માઇલ ચાલવું, પાંચશેર દશશેર કેરી ઉંચકવી, કૂવા ખોદવા, મણ બે મણ બોજો સહેલથી ઉચકવો વગેરે જણાશે.

---

# સાયન્સની શોધો.

( શ્રીયુત જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત સુરત. )

**હવામાં ઉડતાં વાહનોમાં ઉન્નતિઃ**—૧૯૧૦ ના વર્ષમાં આ વાહનોમાં જેટલો સુધારો થયો છે તેટલોજ સુધારો આ વર્ષે અર્થાત્ ૧૯૧૧ માં થનો સમજાય છે. કર્ટિસનું એરોપ્લેઇન ઘણુંજ ઉચ્ચ પંક્તિનું થયું છે, આ કલાકુશળ પુરુષ ઇચ્છામાં આવે તે સ્થળેથી અથવા ઇચ્છિામાં આવે તેવા જળના ભાગમાંથી ઉંચે ઉડી શકે છે તેમજ ઇચ્છામાં આવે તે સ્થળે અથવા ચાહે તેવા દરિયા, નદી કે તળાવમાં ઉતરી શકે છે. ઉડતા એરોપ્લેઇનમાંથી તારની મદદ વગર સંદેશા મોકલી શક છે અને એ સંદેશા ૪૦ માઇલ દૂર એવી જમીનપર પહોંચ્યા છે. ગયા એપ્રિલ માસમાં મેકકર્ડીનું વાહન ૧૫૦૦ ફીટ ઉંચું ઉડયું હતું અને પોતાના વાહનમાં રહ્યા રહ્યા તેણે ૧૦૦૦ માઇલ દૂરથી સંદેશા લીધા છે.

---

**નવિન ઉદ્યોગ**—સિન્યોર ફેરન્ટીએ એવું અદ્ભુત વચન પ્રકટ કીધું છે કે ગ્રેટ બ્રિટનની હવા વિદ્યુતના સામર્થ્યથી ઘણીજ હદમાં આવી શકે. આખા ટાપુની આસપાસ એક વિદ્યુતનો ફરતો પ્રવાહ સ્થાપી દેવો. તેથી સમુદ્રના પવનના ઝપાટા ટાપુની જમીનપર ધપકાવીને પડે છે તે દૂર રહેશે અને પ્રકાશનો સમય પણ આ પ્રકારે ઇચ્છાનુસાર લંબાવી શકાશે.

---

**મોતીની શોધ અને રોન્ટજેન કિરણોઃ**—કાલુ માછલીમાં મોતી છે કે કેમ તે નક્કી કરવા રોન્ટજેન કિરણોનો ઉપયોગ કરવો એ પ્રકારનું સૂચન કોઈ કોઈ વિદ્વાનોએ કરેલું, જો એ કિરણોથી નક્કી થાય કે અમુક મત્સ્યમાં મોતી છે તો તે મત્સ્યને હણવો અને ન સમજાય

તો તે મત્સ્યને નિરર્થક મારવો નહીં પણ તેને પાણીમાં પાછો મૂકી દેવો અને કાળે કરીને તેને સુંદર મોતી ઉપજાવવાનો યોગ આપવો. આ પરથી એવા પ્રયોગો શરૂ થઈ ચૂક્યા છે અને તેમાં વિજયની આશા પણ બંધાઇ છે.

**ત્રાંબાનું રોગનિવર્તક સામર્થ્ય.**—હાલમાં વૈદ્યવિદ્યામાં પ્રવીણ વિદ્વાનોનું માનવું છે કે-ત્રાંબાના સિક્કાઓ વ્યાધિપ્રવર્તક જંતુઓને બીલકુલ પોષણ આપતા નથી ત્યારે સુવર્ણ અને રૂપું આ ધાતુઓપર રોગજનક જંતુઓ ઉભરાતા રહે છે ત્રાંબાની ભસ્મ, માત્રા વગેરેમાં અદ્‌ભુત સામર્થ્ય આ દેશના વૈદ્યો તેમજ પ્રજા માને છે. (United States Board of Live Stock Commissioners) આ બોર્ડે પશુ ક્ષયરોગથી પીડાતા ઢોરપર કેટલાક પ્રયોગ કરાવ્યા છે તેમાં salts of copper ત્રાંબાના મિશ્રણવાળા કેટલાક ક્ષાર વ્યાધિનિવૃત્તિમાં વિજયી નીવડયા છે. ક્ષયરોગથી પીડાતા કેટલાક મનુષ્યોએ પણ તામ્રવાળા ક્ષારનું દૈવી સામર્થ્ય અનુભવ્યું છે. અને તેમણે રોગ મુક્ત થયા પછી લખી આપેલા સર્ટિફીકેટો પણ લંડનમાંથી નીકળતા ટયુબર ક્યુલોઝીન ગેઝેટમાં પ્રકટ થયા છે.

---

**કેળાં પકવવાનો સર્વોત્તમ ઉપાય**—જે ઓરડામાં બીલકુલ હવાનો સંચાર ન હોય એવા ઓરડામાં પચોત્તેર ડીગ્રી ઉષ્ણતા જમાવરી, આથી કેળાં તરતજ પાકી જાય છે. આ માટે નવીન વિદ્યુતથી ચાલતો સાંચો પણ પ્રકટ્યો છે. એ સચો એક સરખી રીતે પચોત્તેર ડીગ્રી ઉષ્ણતા પ્રકટાવે છે.

---

# વીલ્યમ મેકપીસ થેકરે.

## તેની જીંદગીનું સંક્ષિપ્ત વૃતાંત.

જન્મ-૧૮૧૧. મરણ-૧૮૬૩.

(લખનાર—ગુલફરૂ.)

વીલ્યમ થેકરે અને ડીકન્સે તેમના સમયના પહેલ વહેલા નૉવેલીસ્ટો હોવાનું માન મેલવ્યું હતું. બનેનાં લખાણો લોકોમાં વખાણ પામેલાં હતાં. તેઓ બંને લખાણોની બાબતમાં એક બીજા સાથ હરીફાઇમાં ઉતર્યા. હતા તેમ છતાં તેમનામાં અદેખાઇનો જરાપણ અંશ પ્રકટયો નહોતો.

વીલ્યમ થેકરે ૧૮૧૧માં કલકત્તા ખાતે જન્મ્યો હતો. તેનો બાપ, રીચમંડ થેકરે એક આબરૂદાર, યોર્કશાયરના અસલી કુટુંબથી ઉતરી આવેલો હતો અને તે ઇસ્ટઇંડિયાકંપનીમાં સીવીલ સરવીસનો હોદ્દો ભોગવતો હતો.

તેની મા, એન બીચર પણ એક ઇંડિયન સીવીલ સરવંટની દીકરી થતી હતી. ૧૮૧૬ ની સાલમાં તે વિધવા થઇ, તે સમયે તેને એકજ દીકરો હતો અને તે માત્ર પાંચ વરસનો હતો. તેના બાપના મરણ પછી તેને તરતજ ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો હતો.

બાલ્યાવસ્થાની તેની મુસાફરીનો એક પ્રસંગ તેનાજ શબ્દોમાં નીચે આપ્યો છે. "Our ship touched at an island on the way home, where my black servent took me a walk over rocks and hills till we passed a garden where we saw a man walking. 'That is Bonaparte,' said the black; 'he eats three sheep every day, and all the children he can lay his hands on.'" તેના કાળા નોકરના આ શબ્દો સાંભળી તેનાં નાનાં નાજુક આંગળાંના તે નોકરનાં હાથને કેવા મજબુતપણે પકડી રહ્યાં હતાં! અને રખેને પેલો બાગમાં ફરતો માણસ તેને ઉપાડી લઇ જાય એવી ધાસ્તીથી તે રાક્ષસી કદનાં માણસ તરફ પાછું તે ફરી ફરીને જોતો હતો!!

બાલ્યાવસ્થામાંથીજ થેકરેને પ્રખ્યાત ચારટરહાઉસ સ્કુલમાં મૂકવામાં આવ્યો હતો. તે પોતાના કલાસના મિત્રોનો ઘણો માનીતો થઇ પડયો હતો. રમતગમતો તરફ તેને ઝાઝો શોખ હતો નહિં. તેણે સ્કુલમાં એક વિદ્યાર્થી તરીકે નહિં પણ રમુજી, તાણા તપલાથી ભરપુર કવિતાઓના લખનાર તરીકે કીર્તિ મેળવી હતી. જ્યારે તે ૧૮ વરસની વયનો થયો ત્યારે તેને કેમબ્રીડજ ખાતે મોકલવામાં આવ્યો જ્યાં તે ત્રિનિટિકોલેજમાં જોડાયો. કોલજમાં પણ એક પ્રખ્યાત કોલેજીઅન તરીકે નહિં પણ કેટલીક રમુજો જોડી કાઢવામાં તે ઉસ્તાદ હોવાને લીધે ઘણાનો તે માનીતો થઈ પડયો.

કેમબ્રીડજ ખાતે એક વરસ ગુજારવા બાદ તેણે (કોઇ પણ ડીગ્રી મેળવ્યા વગર) કોલેજ છોડી અને ત્યાર બાદ તે વીમર અને પેરીસ ખાતે જઇ ત્યાં આર્ટનો હુન્નર શીખવા લાગ્યો અને પ્રખ્યાત આર્ટીસ્ટો સાથ તેણે દોસ્તી બાંધી. તેની મતલબ તે વેળાએ એક મોટા આર્ટીસ્ટ થવાની હતી. તેણે ફ્રાન્સ અને જર્મની ખાતે પોતાનો આર્ટિસ્ટ તરીકેનો અભ્યાસ ચાલુજ રાખ્યો.

૧૮૩૨ ની સાલમાં જ્યારે તે મોટી ઉમરે પહોંચ્યો, ત્યારે તેને એક વારસો મળ્યો જેમાંથી દર વરસે તેને ૫૦૦ પાઉંડ મલતા હતા. પણ આ વારસો એક કે બે વરસમાંજ સફાચટ થઇ ગયો. થોડાક પાઉંડ ઇંડયાએક દેવાળું કાઢવાથી તેમાં ગુમાવ્યા, થોડાક પૈસા તેણે પાના પતાનો જુગાર ખેલી તેમાં ગુમાવ્યા પણ તેના પૈસાનો મોટો ભાગ એક ન્યુસપેપર કાઢવાની કોશેશ કરવા પાછળ ઘસડાઇ ગયો. આથી તેને પોતાના ગુજરાન અર્થે મહેનત કરી પૈસા કમાવાની ફરજ પડી. એજ વખતે થેકરે અને ચાર્લસ ડીકન્સ પહેલ વહેલા એકમેકને મલ્યા.

"મને યાદ છે" થેકરે કહેતો, "કે જ્યારે મી૦ ડીકન્સ ઘણો જુવાન હતો અને જ્યારે તેણે પોતાના એક માસિક ચોપાનીયામાં કેટલાંક રમુજી લખાણો લખીને લોકોને ખુશ કરવાનું પહેલ વહેલું બીડું ઝડપ્યું ત્યારે તેને પોતાનાં રમુજી લખાણો સાથે વળી રમુજી ચિત્રો આપવા માટે એક આર્ટિસ્ટની ઘણીજ જરૂર પડી હતી; અને મને યાદ છે કે હું એકવાર તેના ઓરડામાં મારા બે ત્રણ રમુજી ઉમદા ચિત્રો લઇ ગયો. પણ તે ચિત્રો, મને કહેવાને અત્યંત અજાયબી ઉપજે છે કે, તેને ગમ્યાં નહિં."

ત્યાર બાદ થેકરે આર્ટિસ્ટનો ધંધો છોડી દઇ સાહિત્ય પાછળ મંડયો. તેણે પોતાની સાહિત્યની કારકીર્દી ફ્રેઝરના ચોપાનીયાથી શરૂ કીધી. તેની રમુજી કવિતાઓ અને લેખો ઘણા ખરા "Michael Angelo Titmarsh" ના તખલ્લુસ હેઠળ પ્રગટ થતાં હતાં.

તેનાં સૌથી સરસમાં સરસ અને સર્વેથી ફતેહમંદ લખાણો નીચલાં હતાં—

"The History of Samuel Titmarsh" અને "The great Hoggarty Diamond" તથા પેરીસ ઉપર કેટલાંક લખાણો, કે જે લખાણો પાછળથી તેણે "The paris sketch book" નામની ચોપડીમાં ભેગાં કર્યાં હતાં. તે વળી "The new monthly magazine" નામના એક જાણીતા ચોપાનીયામાં લખાણો કરતો હતો, વળી "The Times" પત્રમાં તેનાં ઘણાંક લખાણો પ્રગટ થયાં હતાં.

૧૮૩૭માં તેનાં કર્નલ મેથ્યુની બેની સાથે લગ્ન થયાં પણ પરણેલી જીંદગીનું સુખ તે ઝાઝીવાર ભોગવી શકયો નહિં, કારણ થોડાજ વરસમાં તેની બાયડીનું મગજ જતું રહ્યું અને તેને તેનાં કુટુંબીઓ સાથે જુદા રહેવાની ફરજ પાડવામાં આવી. તોપણ થેકરેને પોતાની બે પુત્રીઓથી ઘણોજ આનંદ અને સુખ મળતુ હતું. તે બેમાંની વડીનું નામ એન હતું અને તે પાછળથી મીસીસ રીચમંડ રીચી થઇ હતી તે એક પ્રખ્યાત નૉવેલીસ્ટ હતી. આશરે ૧૮૪૦ માં થેકરેએ પંચ માટે લખાણો લખવાનું શરૂ કર્યું અને તે ચોપાનીયા સાથેનો તેનો સંબંધ ૧૮૫૩ સુધી ચાલુ રહ્યો, ત્યાર પછી તેણે ફ્રાન્સના રાજાની વિરૂદ્ધ કેટલાક હુમલાઓ તે ચોપાનીયામાં કીધા તેથી તેનાં લખાણો તે ચોપાનીયામાં પ્રગટ થતા બંધ કરવામાં આવ્યાં. ઉપરાં 'પંચ' ચોપાનીયાના સંબંધને લીધે તેને ડગ્લાસ જેરોલ્ડ, ગીલબર્ટ આ બેકેટ, જોન લીચ અને બીજા રમુજી લેખકો સાથે પરિચય થયો.

તેના 'પંચ'માં પ્રગટ થયેલા સૌથી પ્રખ્યાત લખાણો નીચલાં હતાં "The Snob Papers," "James' Diary" અને "The Ballads of Policeman X"

"The Snob Papers" માં તેની ઉંડી ફિલસુફીનું જ્ઞાન સમાયલું છે, કે જે ફિલસુફી વડે તેણે મોસાફરીઓમાં થાયના કાવાદાવા, ઠગાઈ, લુચ્ચાઇ, અને ધુતારા ઠગોને ઉઘાડા પાડયા છે.

તેની પહેલી નૉવેલ "Vanity fair," એક સૌથી શ્રેષ્ઠ ગણાય છે. તે નૉવેલમાં પણ તેણે નીચપણું, ઠગાઇ, પાપી કર્મો અને ધનવાન મુર્ખ લોકોને ઘણી અગાડી રીતે ચીતર્યાં હતા. આપણી જીંદગીના તખ્તાઉપર આપણે જે જુદા જુદા ભાગો ભજવી બતાવીએ છીએ તે આ નૉવેલમાંનાં બે એકએકથી ઉલટાં પાત્રો આપણને બરાબર સિદ્ધ કરી આપે છે.

જ્યારે એક હાથ ઉપર બેકી શાર્પ હોશિયાર હોવા છતાં તેનામાં નેકી યા નીતિનો જરા પણ અંશ નથી ત્યારે બીજા હાથ ઉપર એમીલ્યા સેદલી અભણ હોવા છતાં નેકી અને નીતિની પ્રતિમા છે. આ નૉવેલ ૧૮૪૬ ની સાલમાં પ્રકટ થઇ અને બે વરસ સુધી ચાલુ રહી. જેમ જેમ આ નૉવેલ ચાલુ અંકોમાં પ્રગટ થતી ગઇ તેમ તેમ તે સારૂ લોકોની ઇંતેજારી વધારે ને વધારે ઉશકેરાઇ અને આ પ્રમાણે તે નૉવેલના લખનારની કીર્તિ દિવસે દિવસે વધતીજ ગઇ. તે નૉવેલ આખી પુરી થાય તે અગાઉ તો થેકરેની કીર્તિનો સ્થંભ ઉભો થઇ ચૂકયો હતો

આ નૉવેલ પુરી થતાં તેણે ૧૬૪૯-૫૦ ના વરસોમાં "The History of Arthur Pendennis:" નામની ચોપડી બહાર પાડી અને ત્યારબાદ ૧૮૫૨ ની સાલમાં "The History of Henry, Esmond, Esq.," નામની બીજી ચોપડી વાચક વર્ગ સમક્ષ રજુ કરી. ૧૮૫૫ માં તેણે The new comes," અને ૧૮૫૭માં "The Virginians" કે જે ફક્ત " "The History of Henry Esmond" નો વધારો હતો તે બહાર પાડ્યો.

જ્યારે થેકરેએ પોતાની બે સૌથી શ્રેષ્ટ અને સૌથી ગંજાવર નૉવેલો "Vanity fair" અને "The History of Arthur Pendennis" થી પોતાની કીર્તિ જગતમાં વિસ્તારી ત્યારે તેણે એક જાહેર વકતા તરીકે લોકોમાં દેખાવ દેવાનું દુરસ્ત ધાર્યું.

તેણે પોતાનું પહેલું ભાષણ "The English Humorists of the eighteenth Century" એ ઉપર આપ્યું. પોપ, સ્વીફ્ટ, એડીસન, સ્ટીલ, હોગાર્થ, ગોલ્ડસ્મીથ તેમજ રાણી એન તથા ચોથા જ્યોર્જના રાજ્યમાં થઇ ગયલા કેટલાક પ્રખ્યાત અને મહાન નરોને લગતા ૭ સુંદર અને રમુજી હેવાલ તેણે આપ્યા હતા. આ ભાષણો વેળાએ લંડનનો "Willis room" ચીકાર ભરાઇ ગયો હતો. તે ભાષણો એક વાલ્યુમના આકારમાં બહાર પડે તે અગાઉ થેકરેએ, યુનાઇટેડ સ્ટેટસ અને ગ્રેટબ્રિટનનાં મુખ્ય શહેરોમાં તેજ ભાષણો ફરીથી આપ્યાં હતાં. આ ભાષણો આપવાથી તેને મોટો નફો મલ્યો, તેથી તે પોતાનું બીજું ભાષણ આપવા લલચાયો.

૧૮૫૬ માં તેણે ઇંગ્લાંડના ચાર જ્યોર્જ રાજાઓ વિષે ભાષણો આપ્યાં. પહેલાં તે ષણો અમેરિકામાં અને પાછળથી ઇંગ્લાંડમાં આપવામાં આવ્યાં હતાં. આ ભાષણો આગલાં નાં પણ વધારે ફતેહમંદ નીવડ્યાં. ૧૮૫૭માં થેકરેએ આક્ષફર્ડ તરફથી પાર્લામેંટમાં મે-મ્બર થવાની કોશીશ કરી પણ તેમાં તેને નિષ્ફળતા મળી.

જેટલો તે સાહિત્યની બાબતમાં ખીલી નીકલ્યો હતો તેટલો તે રાજદ્વારી બાબતમાં કદી પણ ખીલી નીકળતે નહિ. હજુ તો તેને માથે સાહિત્યની સેવા બજાવનારૂં એક ઘણું અગત્યનું કામ પડેલું હતું. આ કામ તે "The Virginians" નામની વાર્તા લખવાનું હતું. કે તે વાર્તા ૧૮૫૭ના નવેંબર માસમાં છપાઇ અને તે બે વરસ ચાલુ રહી.

"The Virginians" સમાપ્ત થાય તે અગાઉ થેકરેના અધિપતિપણા હેઠળ "The Cornhill Magazine" નામનું ચોપાનીયું બહાર પડયું અને આ ચોપાનીયું તે અગાઉનાં સઘળાં ચોપાનીયાં કરતાં વધુ ફતેહમંદ નીવડયું. તે ચોપાનીયામાં થેકરેએ પોતાની બે નૉવેલોનો ફાળો આપ્યો. તે નૉવેલો "Adventures of Philip," હતી. તે નૉવેલો ઉપરાંત તેણે ચાર જ્યોર્જ વિષેના પોતાના આગલા ભાષણોની હારમાળાઓ અને કેટલાંક રમુજી પણ તાણા તપલાથી ભરપુર લખાણો પ્રગટ કીધાં હતાં. તેણે બે વરસ કરતાં વધારે વખત અધિપતિ તરીકે કામ કર્યું હતું. અને ૧૮૬૨ ના માર્ચ મહિનામાં તે રિટાયર્ડ થયો હતો.

થેકરે ૧૮૬૩ ની સાલમાં નાતાલને દીવસે ૫૩ વરસની વયે એકાએક આ જહાનથી પોતાનો વાસ્તો ઉઠાવી ગયો હતો.

તેના મરણની થોડા દિવસ અગાઉ તે "Denis Duval" નામે નૉવેલ લખવામાં ગુંથાયો હતો.

આ નૉવેલનાં ૪ પ્રકરણો તેના મરણબાદ ૧૮૬૪ માં કોર્નહીલ ચોપાનિયામાં પ્રગટ કરવમાં આવ્યાં હતાં.

થેકરે ઘણો ઉદ્યોગી નિયમિતપણે કામ કરનાર હતો નહિ. જ્યારે તેને લખવાની ઇચ્છા થતી ત્યારેજ તે પોતાની કલમ અજમાવતો અને સામટી રીતે લેતાં તે ઘણો ખુશમીજાજી અને મશ્કરો હતો. તેના ઉમદા સ્વભાવ અને ખાસીયતો ધ્યાનમાં લેતાં, તેણે જે ગ્રંથો પોતાની ટુંક જીંદગીમાં રચી પ્રજા સમક્ષ રજુ કર્યાં હતા તે જોતાં તે અલબત માનને પાત્ર હતો. તે પોતાની ઉપર કામનો અતિશય બોજો કદી પણ પડવા દેતો હતો નહિ—તે કદી પણ તાણી તોડીને ઉપજાવી કાઢેલાં લખાણ લખતો નહિ. તેનાં લખાણો તેના રમુજી ભેજામાંથી નીકળતાં હોવાથી એક વહેતા ઝરાની પેઠે છુટથી દોડતાં હતાં.

તેની ભાષા મધુર અને સરળ હતી અને જો કે તેણે પોતાનાં લખાણોમાં થોડીક હલકી ભાષા પણ જગે જગે વાપરી હતી પણ સામટી રીતે લેતાં તેમાં Vulgarity નીચપણાનો દોષ હતોજ નહિ. તે પોતાના વાંચનારાઓ આગળ એક ગમથી એક સાદું ચીત્ર રજુ કરતો, તો બીજી ગમથી તે લોકોને વિષે ટીકા કરી તેમને સખ્ત ચીમાકીઓ પણ લગાવતો. તેનામાં સર્વથી મોટો ગુણ, માણસ જાતના ગુણ દોષ તપાસવાનો હતો.

મરદો અને ઓરતો બંનેના સદ્‌ગુણો તથા દુર્ગુણો તેણે સ્વાભાવિક રીતે ચીતર્યા હતા.

આ કારણને લીધે લોકોએ તેને "કજીયાખોર," "ઘાતકી" અને "મગરૂરીથી લાંબાં લચક ભાષણો આપનાર" એવી ઉપમા આપી હતી.

થેકરેએ તેના સમયમાં ચાલતી ઠગાઇઓ, દેશભાવો, વગેરે દુર્ગુણો પ્રમાણિકપણે ઉઘાડા પાડ્યા હતા. અને કેટલાક ઘાતકી રીવાજો પોતાનાં કલમરૂપી દાતરડાંવડે જડમુળથી ઉખેડી નાખ્યા હતા.

આ વાત તો આપણ સઘળાને માલમ છે કે જે માણસ યા માણસો મહાભારત કામો માથે ઉઠાવે છે અને જેઓની નિષ્ઠા લોકોનું ભલું કરવામાંજ સમાયલી હોય છે, તે માણસો ભાગ્યેજ લોકોમાં વિખ્યાતી મેળવી શકે છે. થેકરે પોતાના સ્વભાવ અને ખાનગી જીંદગીમાં એક સરખો સાદો વિશેષ દયાળુ, અને અતિશય નરમ હૈયાનો ગૃહસ્થ હતો.

થેકરેની સઘળી નૉવેલોમાં આવેલા ચિત્રો તેણે પોતાને હાથેજ ચિતર્યાં હતાં. તેનાં ચિત્રો જો કે ખામીથી નીરાળાં હતાંજ નહિ છતાં તે સઘળા તેની વાતને બરાબરજ રમુજી, ટકોરબાજીથી પુર, અને દુર્ગુણ સદ્‌ગુણ દેખાડનારાં હતાં.

હવે આપણે પેલા તેટલાજ પ્રખ્યાત નૉવેલીસ્ટ ચાર્લ્સ જોન ડીકન્સની સાથ થેકરેની સરખામણી કરીશું.

કેટલીક બાબતોમાં તેઓ એકમેકથી ઉલટો ખયાલ ધરાવતા હતા, જ્યારે કેટલીક બાબતોમાં તેઓની બહારની કારકીર્દી એક બીજાને મળતી આવતી હતી. (૧) તેઓ બંને પોતાની નૉવેલોના ભાગો દર મહિને પ્રગટ કરતા હતા. (૨) તેઓ બંને મહાન લેખકો હતા.

(૩) યુરોપ તથા અમેરિકામાં જાહેર વક્તાઓ અને પ્રખ્યાત વાંચનારાઓ તરીકે તેઓ પ્રસિદ્ધ થયા હતા. (૪) અને બંને જણાઓ જાણીતાં ચોપાનીયાંના અધિપતિ થયા હતા. ઉપલી ચાર બાબતોમાં તેઓનું મળતાપણું આવી રહેતું હતું. તેઓની ધારણાઓ અને લખાણો કરવાની રૂઢીઓ તદન ઉલટી હતી.

ડીકન્સ વાર્તાનો પ્લોટ નક્કી કીધા બાદ પોતાની કલમના ઘોડાને કાગળના શ્વેત મેદાનપર દોડાવતો, અને ત્યાર બાદ તેમાં આવતાં પત્રો અને અગત્યના બનાવો પોતાની વાર્તામાં ગોઠવતો,

થેકરેને મન પ્લોટ કંઈ ઘણો અગત્યનો હતો નહિ—તેને પ્લોટની કાંઈ ગરજ પડતી નહિ. તેનાં લખાણોનું મુખ્ય ખેંચાણ તેમાં આવતાં ચોક્કસ પાત્રો હતાં કે જે પાત્રો તેણે મનુષ્યોની જાતી ખાસીઅતો અને ગુણ દોષોની બારીક તપાસ લઇ પછીજ ઘણી બાહોશાથી અને ચાલાકીથી ચુંટી કહાડ્યાં હતાં.

મી. ત્રોલોપ નામનો એક અંગ્રેજ જણાવે છે કે "થેકરેએ જ્યારે "Vanity fair" ની નૉવેલ લખી ત્યારે તેણે મજબુત ઠરાવ કર્યો હતો કે, જેમ ડીકન્સ પોતાની વાર્તાઓમાં આવતાં મુખ્ય પાત્રો, અસંભવિત નેકી અને નીતિથી સુંદર બનાવે છે......તો મારે મારી વાર્તામાં આવતાં મુખ્ય પાત્રોને હદબહાર ખરાબ ચીતરવાં જોઇયે."

ડીકન્સે લંડનમાં વસતા મધ્યમ અને ગરીબવર્ગની જીંદગી ચીતારી, જ્યારે થેકરેએ પશ્ચીમ તરફનાં માતબર અને મગરૂર લોકો તરફ પોતાની નજર દોડાવી.

ડીકન્સની મતલબ લોકોને એવું બતાવવાની હતી કે માણસજાત પોતાની સૌથી ગરીબ હાલતમાં પણ બીજાનું ભલું કરી શકે, ત્યારે થેકરેની ધારણા એવી હતી કે લોકોના ખાલી ઠાઠમાઠ અને ભપકા સપકા તળે ઘણાક-દુષ્ટ કર્મો સમાયલાં હોય છે.

---

# केळवणी.

## ખાસ સ્ત્રીઓ માટે.

લખનાર. સૌ. મોતીબાઇ માધવજી. દા. ઠાકરસી. વાર્ડનરોડ, મુંબઈ.

( ગતાંક પૃષ્ઠ ૧૬૦ થી ચાલુ.)

કેળવાયલી સ્ત્રી પોતાના મનને દૃઢ અને સહન શીલતાવાળું રાખી પોતાના પતિનો વિશ્વાસ મેળવે છે. તેના દાખલા પોરશીયા પુરો પાડે છે તે પતીવ્રતા સ્ત્રી રોમ નગરમાં રહેતી હતી. તેના પતીનું નામ માર્કસ બ્રુટસ હતું. તે સ્વતંત્ર અને દેશ હિતકારી પુરૂષ હતો. પોરશીયા મોટી કુળવાન, રૂપાળી, હિંમતવાળી, નીતિવાળી અને ડાહી હતી; પતિ પત્નિમાં ઘણો પ્રેમ અને સંપ હતો. બ્રુટસ કોઇ પણ વાત પોતાની પ્રિય સ્ત્રીથી છુપી રાખતો ન હોતો તેમ પોરશીયા પોતાના પતિના કાર્યમાં સામેલ રહી સહાયતા અને સલાહ આપતી. રોમમાં પ્રથમ પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું તેને બદલે ત્યાં રાજાનું રાજ્ય સંસ્થાપવાની પ્રખ્યાત સરદાર જુલીયસ સીઝરે ઇચ્છા કરી. સ્વતંત્રતાને ચાહનારા સરદારોને તે કામ પસંદ નહોતું. તેઓએ સીઝરને જીવથી મારી નાખવાનો વીચાર કર્યો. એ કામમાં બ્રુટસ જે દેશાભીમાની પુરૂષ હતો તે સામેલ થયો. એવું લખેલું છે કે સિઝરે બ્રુટસ ઉપર ઘણો ઉપકાર

કર્યો હતો તે છતાં એ કામમાં તે સામેલ થયો. તેનું કારણ એટલુંજ કે તે સરદાર હરેક બીજી વસ્તુ કરતાં પોતાના દેશની અસલ નીતિ અને સ્વતંત્રતાને ઘણું ચહાતો હતો. સીઝર સરખા લોભી માણસને મારીને પણ એ વખતે પોતાના દેશીઓના હક અને છુટાપણાનો બચાવ કરવાને તેને કશું અયોગ્ય લાગ્યું નહિ. એ કામ સંબંધી તે પોતાના દોસ્તીઓ સાથે ગોઠવણ કરવા લાગ્યો. તે સમે તેની સદ્દગુણી સ્ત્રીના જોવામાં આવ્યું કે તે ઘણો વિચારમાં અને ચિંતાતુર રહેતો હતો. કોઇ કોઇ વેળા તે ઉંઘમાંથી ભડકી ઉઠતો. કોઇવાર જે કામ હાથમાં લીધું હોય તેની જાણે કશી ખબર ન હોય તેમ પોતાના મન સાથે બીજીજ બાબતના ખ્યાલમાં પડતો. પોરશીયા પોતાના પતિની આવી સ્થિતિ થવાનું કારણ સમજતી નહોતી. તે પોતે મોટી કુળવાન અને ડાહી હતી, તેનો પતિ કોઈ દિવસ કંઈપણ વાત છુપાવી રાખતો નહિ, પરંતુ હાલ પતિની આવી સ્થિતિ જોઇ મન સાથે તે વિચાર કરવા લાગી કે આતે શું હશે ! તેઓ ચિંતાતુર કેમ જણાય છે. ? તેઓ શા વિચારમાં હશે ! વગેરે વિચારી તેણે પતિનો ભેદ જાણવાની ઇચ્છા કરી. પણ બારીક વાતમાં સ્ત્રીનો વિશ્વાસ કરાય નહિ એવો પતિનો વિચાર જાણી તેને મનમાં ઘણું ઓછું લાગ્યું. પણ જરા થંડી થઈ મન સાથે વિચાર કર્યો કે પ્રથમ હું મારી પોતાની તપાસ લઉં. પતિના મનનો ભેદ જાણ્યા પછી તે ગુપ્ત રાખવાની મારામાં હીંમત અને ધીરજ છે કે નહીં ! પોતાની એવી શક્તિ વિષે તેણે અજમાયસ કરી. પોતાના ઓરડામાં જઇ તેણે સર્વ દાસીઓને બહાર મોકલી દીધી. પછી એક તીક્ષ્ણ હથીઆરથી પોતાની સાથળમાં ઉંડો જખમ કર્યો. તે જખમથી તેને તાવ આવ્યો અને તેથી તે ઘણી દુઃખી થઈ. તેની માંદગીનું કારણ તેના પતિએ ઘણા વખત સુધી પૂછ્યા કર્યું, પણ પતિવ્રતા, પોરશીઆએ કશો ખુલાસો કર્યો નહીં. એક દિવસ બ્રુટસ ઘણો આગ્રહ કરી દલગીર થવા લાગ્યો, ત્યારે તેણે કહ્યું કે આપને ઘણા દિવસથી કોઈ વાતના વિચાર અને ચિંતામાં જોવાથી તે જખમ કરવો પડયો હતો એમ કહી તેના વિચાર અને ચિંતાનું કારણ જાણવાની ઇચ્છા બતાવી. પણ બ્રુટસે પ્રથમની પેઠે જણાવ્યું કે બારીક વાતમાં સ્ત્રીનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. એ સાંભળી પોરશીયાએ કહ્યું કે હું જખમી થવાનું કારણ તમને જણાવીશ નહિ. આ વચનો સાંભળી બ્રુટસ ઘણો આતુર થયો. તેણે પોતાની વહાલી સ્ત્રીને મનાવી તેની માંદગીનું કારણ જાણવા માગ્યું. હવે તેઓ સમજુતી પર આવ્યા છે એમ વિચારી પોરશીયા બોલી કે પ્યારા પતિ તમોએ મને એક સ્ત્રીતરીકે સોબતી કરવાને નહિ પણ આખી જીંદગી સુધી તમારી સુખ દુઃખની ભાગીયાણ કરવાની ઇચ્છાથીજ મારી સાથે લગ્ન કર્યાં છે. તમારો એ હેતુ નિષ્ફળ જાય એવું કાંઇ પણ મેં આજસુધી કર્યું નથી. પણ તમે તમારા છુપા વિચાર અને છુપી વાતો મને જણવા દેશો નહિ તો તમોને મારા પ્યાર અને વિશ્વાસુપણાની સાબીતી કેમ મળી શકશે વારુ ! અગર સ્ત્રી જાતનો ભરોસો કરવો તમોને એકવાર અયોગ્ય લાગતો હશે પણ તમો કબુલ કરશો કે ઉંચા કુટુંબની ઉત્તમ કેળવણી અને સારી સંગતથી સ્ત્રીઓની ખામી મટી જાય છે. હવે હું તો કેટો સરખા નામદાર બાપની પુત્રી છું. કેળવણી પામી છું. તે ઉપરાત હું તમોને જણાવું છું કે તમારા ભેદને જાળવવા શક્તિવાન છું. મારી એવી શક્તિ તપાસવાને આ ભયંકર જખમ મેં મારા શરીરમાં કર્યો છે. એટલું બધું કરવાની હીંમત અને ધીરજ મારાથી રાખી શકાય તો પછી તમારો ભેદ જાણવાનું મુશ્કેલ

પડે નહીં. બ્રુટસ સ્ત્રીના પ્યાર અને દરાવ વિષેના વચનો સાભળી ઘણો આનંદ પામ્યો. તેનું મન ગળી ગયું. તે તરત બે હાથ જોડી ઇશ્વરપ્રાર્થના કરવા લાગ્યો કે મારૂં ધારેલું કાર્ય પાર પડે ને પોરશીયા જેવી પતિવ્રતા સ્ત્રીને લાયકનો ભરથાર હું થઈ રહું. પછી તેણે સર્વ હકીકત પોતાની સ્ત્રીને કહી. પોરશીયા તે સાંભળી એ વિશેના જોખમમાં ઘણી ગભરાઇ પણ તે ભેદ છુપો રાખવાને કોલ આપી ચુકી હતી માટે કશી ગડબડ કરી નહિ. એ ઉપરથી મારી વ્હાલી બ્હેનો! તમે વિચાર કરશો કે કેળવાયલી સ્ત્રી પતિનો વિશ્વાસ કેવી રીતે મેળવે છે તે તમો બેનો આ દાખલાપરથી સમજી શકશો. કેળવાયલી સદ્‌ગુણી સ્ત્રી ઘર ને સ્વર્ગ સમાન શોભાયમાન બનાવે છે. સ્ત્રીઓ કેળવણી લઇ સુધરેથી અનેક પ્રકારનાં સારાં ફળો પ્રાપ્ત કરે છે. કહ્યું છે જે—

ભલું ભણાવો પુત્રીને તો શાણી થાનાર,
સદૈવ સુખ પામી કરે આશિર્વાદ ઉચ્ચાર;
સ્ત્રીઓ સુધરશે તોજ ફળ ઉત્તમ થશે અથાક.
પૃથ્વી સુધરશે તોજ ત્યાં પાકે સારો પાક,
નારી તણી શોભા ઘણી બની ઠની રહી તોય,
તેતો સારી નહીં દીસે ભણી ગણી નહીં હોય.

હાલ કેટલાક લોકો કહે છે કે સ્ત્રીઓ ભણવાથી સ્વતંત્ર બની મર્યાદારહિત થાય છે. લખતાં વાંચતાં શીખ્યાથી સ્વછંદી થાય છે. વળી તેમને રળવા કમાવા કે નોકરી કરવા ક્યાં જવું છે ? આવું બોલવું અણસમજનું છે. કેળવણીતો દુર્ગુણને કાઢનારી છે. બગડવું એ કાંઇ કેળવણીનો દોષ નથી. પણ એતો અધુરી કેળવણીનો દોષ છે. જેનો સ્વભાવ જન્મથીજ ખરાબ હોય છે, તેને પછી ખરાબ સોબત લાગે છે. એ વગેરે કારણોથી કોઇ એવી સ્ત્રી ખરાબ નીકળે તો તેથી શું વિદ્યાને દોષ દેવાય? કદી નહીં. વિદ્યા સદા પવિત્ર છે. જે ભણેલી નથી તે શું દુરાચાર કરતી નથી? દુરાચાર કરવો એને લખવા વાંચવા સાથે કશો સંબંધ નથી. તેમજ સ્ત્રીને કેળવણી લેવી એ કાંઇ નોકરી ને માટે નથી, પણ તે કેળવણીનો ખરો ઉપયોગ ગૃહવ્યવહાર ચલાવવામાં, બાળ બચ્ચાંને રક્ષણ શીક્ષણ આપી માનવરત્ન બનાવવામાં, પતિને અનેક રીતે ઉપયોગી થઇ પડવામાં અને જીંદગીનું ખરૂં સાર્થક કરવા વગેરેમાં કરવાનો છે. સ્ત્રીનું મન પુરુષ કરતાં કોમળ છે. અને જો બાળપણથી સારી શીખન અને ધર્મનીતિની કેળવણીની તેના અંતઃકરણમાં ઉંડી છાપ પાડવામાં આવે તો તેની અસર જીંદગી પર્યંત જતી નથી. સ્ત્રી જો વિદ્યા ભણવાથી બગડતી હોય તો પૃથ્વીમાં ઘણી ભણેલી સ્ત્રીઓએ મોટા મોટા પરાક્રમો કર્યાં છે તે કરેજ કેમ ? પ્રાચીન કાળમાં સ્ત્રીઓને વિદ્યા ભણાવવા ઉપર પ્રથમજ લક્ષ આપવામાં આવતું. નહિકે આજની પેઠે મૂર્ખ રાખતા. સતી લક્ષ્મીજી સાવીત્રી, ગાર્ગી, મૈત્રેયી, લીલાવતી વગેરે, સ્ત્રીઓ ઘણી ભણેલી હતી, એટલુંજ નહીં પણ તેમણે વિદ્યાવડે પોતાની નામના રાખી છે. ગાર્ગી તત્વવેત્તા ગણાઇ છે, લીલાવતીએ લીલાવતી નામનો ગણિતનો ગહન ગ્રંથ ગુંથ્યો છે. સ્ત્રીઓએ પોતાની વિદ્વતાના ચમત્કાર બતાવ્યા છે એ કોનું અજાણ્યું છે. ! જે સ્ત્રી ખરી કેળવણી પામેલી છે તે તો બીજાની કુમતિ સુધારી તેને સુમતિવાન કરે છે તો તેની મતિભંગ કરવાને દુનીયામાં કોણ સમર્થ છે ? કોઇ નથી. તુલસીદાસ કહે છે કે.

તુલસી ઉત્તમ પ્રકૃતીકો દહાકર સકત કુસંગ,
ચંદન વિષ વ્યાપે નહિ લીપટે રહત ભુજંગ;
સહજ શીલ ગુણ સુજનકો ખલમતી કરે ન ભંગ,
રત્નદીપ બુઝાય નહીં, પાપી પવન પ્રસંગ.

સીતાને રાવણ જેવા દુષ્ટ મતિએ અનેક સંકટો આપ્યાં પણ તે કદીએ એક ટળી બીજી થઇ નહિ. સુકન્યાને અશ્વનીકુમારે પરીક્ષા લેવા અનેક રીતે સમજાવી પણ તેણે પોતાની મતિભંગ કરી નહિ, તેમજ ગાર્ગી મૈત્રેયી વગેરે વિદ્વાન સ્ત્રીઓએ પુરૂષોની સભામાં જઇ સંવાદ કરેલા છે. પણ તે કદી પોતાના નિયમથી ચલિત થઈ નથી. પણ ઉલટુ પુરુષોએ ઘણા માનથી તેઓને નમન કર્યું છે. એવી રીતે જે સ્ત્રીએ ખરી કેળવણી લીધી હોય છે તે કદી દુરાચારને રસ્તે પગલું ભરતી નથી. ખરી કેળવણીનો પ્રતાપજ અલૌકીક છે. માટે સ્ત્રીઓને આર્યધર્મ નીતિ રીતિને અનુકુળ પડતી કેળવણી પ્રાપ્ત કરાવવી જોઇએ. એટલુંજ નહિ પણ તેને બાળપણથીજ સારી સોબતમાં રાખવી અને સતીઓના ચરિત્રોની તેના મનમાં પવિત્રતાની ઉંડી છાપ પાડવી. તેને સ્ત્રીધર્મ સમજાવવાની ગોઠવણ કરવી જોઇએ. ગૃહકાર્ય અને ઘર વ્યવસ્થા વગેરે તેને મોટપણે ઉપયોગી થઇ પડે તેના વિષયો શીખવી હોશીઆર કરવી જોઇએ. આ પ્રમાણે કેળવણી આપવાથી સ્ત્રીઓ આગળ જતાં ઉત્તમ સદ્‌ગુણી અને ઘર તથા કુળ ઉજ્વળ કરી દેશ દીપાવશે. જેમ ગોધમના સુવર્ણને કેળવીને વાપરવાથી વધુ ગુણ થાય છે તેમ કેળવણીમાં સદ્‌ગુણની મેળવણી કરીને ચાલવાથી અધિક લાભો પ્રાપ્ત થાય છે.

---

# વશીકરણ વિદ્યા.

લેખક.—બાઇ માણેકબાઈ લાલજી ભીમજી.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ

દોહરો.

વર્તે જે વનિતા સદા, પતિ આજ્ઞા અનુસાર,
આશિત તેને જગતમાં, સદા રહે ભરથાર.

વર્તમાનકાળમાં કેટલીક સ્ત્રીઓ પતિની પોતાના ઉપર પરિપૂર્ણ પ્રીતિ નથી એ પ્રમાણે માની પોતાના પતિને વશ કરવા માટે અનેક પ્રકારના મિથ્યા ઉપાયો યોજવા યંતર, મંતર, તેમજ કોઇ પાખંડી, ઢોંગી જોગી જતી અથવા જોષી પાસે જાય છે ત્યારે તેમાંના કેટલાક પાખંડીઓ એ ભોળી ભામિનીઓને છેતરી તેમની પાસેથી પોતાનો સંપૂર્ણ સ્વાર્થ સાધવા તત્પર થાય છે અને તે સ્વાર્થસાધક સાધુઓ તેમને કાંઇ દોરો, ચીઠ્ઠી, બનાવી આપે છે. અથવા તો તેમના પતિને કાંઇ ખવરાવવાનું બનાવી પોતાની પાખંડી જાળ અનેકવિધ આડંબર કરી ત્યાં પાથરે છે. ભોળી સ્ત્રીઓ એ ઢોંગીઓની ઢોંગવિદ્યાને તે સમયે તો ખરી માની બેસે છે પણ પાછળથી તેમને પસ્તાવું પડે છે.

સદ્‌ગુણી સ્ત્રીઓ પતિવશ કરવાનો ઉપર લખ્યો તે ઉપાય કદીપણ લેતી નથી.

પોતાના પતિને વશ કરવાનો સહુથી શ્રેષ્ઠ ઉપાય એ છે કે જે રીતથી પોતાનો પતિ પ્રસન્ન રહે તેમ વર્તવું. પોતાના પતિની પરિપૂર્ણ પ્રેમભાવથી આજ્ઞા પાળવી. પોતાના

પતિનો અત્યુત્તમ સત્કાર કરવો. પતિ પાસે ક્યારે પણ અસત્ય ભાષણ કરવું નહિ, તથા તેમની પાસે કોઇની પણ નિન્દા તથા ચાડી ચુગલી કરવી નહિ. પતિ કદાચિત કોપાયમાન થાય તોપણ સર્વ પ્રકારે ક્ષમા રાખવી. પોતાના પતિની જે કાંઇ આવક હોય તેના પ્રમાણમાં ઘરખર્ચ નિભાવવું. વ્યર્થ ખર્ચ કરવાની ટેવ રાખવી નહિ. પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી થઇ પોતાનો પતિધર્મ બરાબર પાળવો. પોતાના પતિની ખાવા પીવાની દરેક પ્રકારે સગવડ સાચવવી. પતિ સાથે કોઈ પ્રકારનો વાદ વિવાદ કરવો નહિ. પતિ સાથે ક્યારે પણ ઠગાઈ કરવી નહિ પોતાની ઇચ્છા મુજબ પતિ કંઇ ચીજ લાવી આપે અથવા ન લાવી આપે અથવા પોતાની મરજી મુજબ ઘરેણા ઘડાવી આપે કે ન ઘડાવી આપે અર્થાત પતિ પોતાની મરજી મુજબ કંઇ ચીજ ન લાવી આપતો હોય તોપણ આપણે આપણા પતિધર્મ-માંથી ક્યારે પણ પતિત થવું નહિ.

આ પ્રમાણે વર્તણુક રાખવાથી પતિ પોતાની મેળે વશ થશે. તેમાં જરા પણ સંદેહ નથી. પતિ વશ કરવા યોગી યતિ પાસે દોરાચીઠ્ઠી કરાવવાં એ યોગ્ય નથી. સર્વથા તે અયોગ્ય છે એ નિશ્ચય માનવું. કેટલાક સ્વાર્થ સાધક દુષ્ટો તેવા ઉદ્યોગો પરજ પોતાનો નિભાવ કરતા હોય છે માટે તેવા પાખંડીઓથી હમેશાં ચેતતા રહેવું.

જો પોતાના પતિને વશ કરવા ઇચ્છા હોય તો તેમને ભગવત્સ્વરૂપ સમજી તેમની આજ્ઞાનુસાર ચાલવું. તેમની શુદ્ધભાવથી સેવા કરી અતિપ્રિય થવું. પોતાના પતિને વશ કરવાની કળા પોતે જાતેજ અજમાવી શકે એમ છે. **પતિનાં થઈ રહેવાથી પતિ આપણા થઈ રહે એ સ્વાભાવિક નિયમ છે.**

સદ્ગત ગુર્જર કવિવર દલપતરામનું કથન છે કેઃ— મનહર

સ્વામી વશ થતો નથી, સોળ શણગાર સજે;
સ્વામી વશ થતો નથી, અંગતણા રંગથી;
સ્વામી વશ થતો નથી, પીયરના પૈસાથી;
સ્વામી વશ થતો નથી, સદા અંગ સંગથી,
સ્વામી વશ થતો નથી, પુત્રના પ્રસવ થકી,
સ્વામી વશ થતો નથી ધુર્ત જેવા ઢંગથી;
કામિનિને વશ કંથ થાય દલપત કહે;
પ્રેમ ઉર આણી પાળ્યે આમન્યા ઉમંગથી.

એજ પતિ વશ કરવાનો સાચો અને સહેલામાં સહેલો ઉપાય છે. પોતાના પતિ કોઇ દુર્વ્યસનમાં સપડાયેલા હોય, તો તેમને બહુજ નમ્રતાપૂર્વક સમજાવી તે દુર્વ્યસન છોડાવવા-નો પ્રયત્ન કરવો. પતિ સાથે કદી પણ ઉચ્ચ સ્વરે વાત કરવી નહિ. પોતાનાં, વ્યવહારનાં કાર્ય કરવાનાં હોય તેમાં સર્વથી પ્રથમ પોતાના પતિની સલાહ સંપાદન કરવી. પોતાના પતિથી ગુપ્ત રીતે કોઇ પણ કાર્ય કરવું નહિ. પોતાના પતિનાં ધાર્મિક કાર્યોમાં આપણો અર્ધભાગ છે અને પતિના માનમાં આપણું માન છે અર્થાત્ પતિની ઉત્તમતામાં આપણી ઉત્તમતા રહેલી છે માટે પતિથી આપણે કદી પણ પ્રતિકુળ વર્તન કરવું નહિ. આપણે પ્રતિકુળ વર્તનથી તેમના તિરસ્કારને પાત્ર થઇએ છીએ.

( અપૂર્ણ )

# Welcome-Song.

*by.*

**Mr. V. C. Joshipara B. A.**

**Surat.**

Unutterably happy our hearts rejoice,
To honour Emperial feet.
From deepest depths leaps up a voice;
*The Royal Pair to greet !*

Oh ! Gracious King ! thy rule benign,
Enough we cannot sing !
Embalmed with godly glories thine,
Sweet savours every thing !

Let every humble Indian heart,
Beaming jewels unmine,
To feelings loyal on our part
Bear witness signs divine !

Unceasing bosom's chord vibrates
With music breezes ring,
Every child in cradle prates,
*Long live the Sailor King !*

# श्रीरस्त्वत्र.

वे० शा० स० रा० रा० रामकृष्ण हर्षजी शास्त्री. अमदावाद.
संस्कृत पाठशाला. मुख्यगुरुविरचित.

श्रीमत्साम्राज्यचूडामणिधरणिपतिस्सूर्यचन्द्रप्रतापः ।
श्रीज्योर्जः पञ्चमः श्रीगुणगणमहिताऽथेन्द्रपत्नी च राज्ञी ।
श्रीमेरीमौ सुमूर्ती सुनयविनययोर्विश्वनाथप्रदत्तम् ।
स्वारोग्यं दीर्घमायुर्भुवि दिवि सुगिणु प्राप्नुतामुत्तमत्वम् ॥ १ ॥
त्रायन्तां वो निलिम्पा जलधिषु कमठः क्ष्मातले दन्दशूक—
स्तर्या मत्स्यः समीरा नभसि भुवि यमः सर्वदेशे जगत्कृत् ।
सत्यासत्येषु कृष्णः सदसि हुतवहः संयुगे सत्यकर्णः ।
सद्विद्या स्वास्यवाणी दिनकृदथनिशाकृत्सदाशूलधारी ॥ २ ॥
(श्री) कृष्णः माहार्जुनाय ' स्मि नरपतिरहं पत्वराणां ' तथैव ।
' विष्णुः पृथ्वीपतिः ' स्याद्वचनयुगमिदं चिन्तयित्वा वयं तत् ।
तद्भावान्मन्यमाना नरपतिमखिलश्रेयसो नो निदानम् ।
श्रीमज्ज्योर्ज समेरीं तनुधनमनसा प्रेमपूर्वं भजामः ॥ ३ ॥
दूराद्द्वीपाब्धिजित्याभिगमनजनसमुत्कण्ठयोल्लङ्घ्यवाधिम् ।
श्री सीतारामचन्द्रौ नृपतिपतिपदं संगतौ पैत्र्य माप्तुम् ।
यौदृष्ट्वा लौकिकाऽलौकिकसुखनिचया नाप्नुवन्तो जनौघाः ।
प्रीतं तच्चाक्षुषं नैतदनुभवगतं भूयसाऽनेहसाऽद्य ॥ ४ ॥
युष्मद्राज्ये प्रजानां निजकुलपुरुषैः श्रेयसे संगृहीते ।
धर्मे शर्मैकहेतौ प्रतिहतिरहिता चित्तवृत्तिः स्वतन्त्रा ।
तद्वत्क्षेमे विचारे मिलितमतुलितं यत्स्वतन्त्रत्व मेतद् ।
सम्राट् कारुण्ययोगाद्दधति जनपदा ऐहिकामुष्मिकं शम् ॥ ५ ॥
दृष्ट्वा सौख्यरत्नाश्चिरचिरस्वती भारतीया प्रजाऽसौ ।
सर्वैर्भावैः समेताः सुकविकृतिरिनं द्रष्टुकामा रमेत ।
दुष्प्रापामात्मत्राण—नृपनयनकृपापात्रतां प्राप्यतुष्टा ।
त्यक्त्वा दैन्यं च दुःखं प्रतिदिनमुदयं प्राप्स्यते स्वर्गगाम्याम् ॥ ६ ॥

## કૉરોનેશન ભેટોની વિગતો આવતા અંકમાં પ્રકટ કરવામાં આવશે.

**બધાંજ ગ્રાહકોને ભેટ.** આ કૉરોનેશન ભેટો ઉપરાંત વર્ષ આખરે અમારા પ્રત્યેક ગ્રાહકને એક રસમય અને બોધપ્રદ સુંદર નવલકથા કિંમત આસરે રૂ ૧-૮-૦ ની ભેટ આપવામાં આવશે.

**શું તમને લવાજમ વધારે લાગે છે?** માસિકના ખર્ચના પ્રમાણમાં લવાજમ ઘણુંજ ઓછું રાખવામાં આવ્યું છે છતાં જેમને તે વધારે લાગતું હોય તેમને માટે નીચેની યોજના ઉપયોગની છે.

૧. જે ગ્રાહકે પોતાનું લવાજમ ભર્યું હશે તેને શ્રીભક્તના અંક સાથે ચાર કુપન આપવામાં આવશે.

૨. આ દરેક કુપન તે પોતાના મિત્રને શ્રીભક્તના ગ્રાહક થવાની ભલામણ કરી આઠ આને વેચી શકશે. આથી ચાર કુપનના રૂપીઆ બે તેને મળી શકશે.

૩. કુપન ખરીદનાર તેમા વિગતો ભરી લવાજમના બાકીના રૂપીયા અમારી ઑફિસ ઉપર કુપન સાથે મોકલી આપશે એટલે તેનું નામ ગ્રાહકોના લીસ્ટમાં દાખલ કરવામાં આવશે.

૪. તેને પણ ઉપર લખી તેની જો સીલીકમાં હશે તો કુપનો મોકલી આપવામાં આવશે. જે વેચીને તે પણ બે રૂપીયા મેળવી શકશે.

૫. એક કુપન અને બાર આના મોકલી આપનાર શ્રીભક્તના ગ્રાહકને મેસર્સ ચંદ્રસેન અને કંપની તરફથી બહાર પડેલી શ્રીમદ્‌ભાગા નામની નવલકથા મોકલી આપવામાં આવશે. પોસ્ટેજના બે આના વધારે મોકલવા કૃપા કરવી.

આઠ આના આપી કુપન ખરીદ કરનાર અવશ્ય શ્રીભક્તના ગ્રાહક થવું જોઇએ, નહિ તો તેમની કુપન નકામી જાય છે. ગ્રાહક થવા ઇચ્છનાર સજ્જનનેજ તે કુપન ઉપયોગી છે.

**ખાસ લક્ષ ખેંચવાની રજા લઇએ છીએ** કે કૉરોનેશન પૂર્વે ગ્રાહક થઇ લવાજમ ભરનારનેજ કૉરોનેશન ભેટો ઉપર હક રહે છે. પછીથી થનારનો નહિ.

માર્ચ માસ પૂર્વે ગ્રાહક થઇ લવાજમ ભરનાર સજ્જનને ભેટનું પુસ્તક આપવામાં આવશે. ત્યારપછી ગ્રાહક થનાર અથવા લવાજમ ભરનારને પુસ્તક સિલિકમાં હશે તોજ આપી શકાશે, કારણ ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાં પુસ્તકો બહાર પાડવામાં આવશે.

ગ્રાહકોની સંખ્યા પ્રતિદિન વધ્યાજ જાય છે, તેથી પાછળથી ગ્રાહકો થનારને વર્ષના બધાજ અંકો મળવા અસંભવ છે, માટે પ્રત્યેક સજ્જન તથા સન્નારીને નમ્રતા પૂર્વક વિજ્ઞાપના છે કે આપ ગ્રાહક થઈ શ્રીભક્તના કાર્યને અવશ્ય સત્વર ઉત્તેજન આપશો. નમૂના માટે રૂ ૦-૪-૦ ચાર આનાની ટીકીટો મોકલવા કૃપા કરવી.

અમદાવાદ. } જમીયતરામ લક્ષ્મીરામ પંડિત.
શ્રી ભક્ત ઑફિસ.
રાયપર. જલકુકડીની પોળ.
અમદાવાદ.

અથવા મુંબાઇ. } જે. પંડિત અને કંપની.
શ્રી ભક્ત ઑફિસ. કાન્તા બિલ્ડીંગ,
કાલબાદેવી. મુંબાઇ.

શ્રી જ્ઞાનેશ્વર પ્રસન્ન.

*See The Wonders of Psychic Power.*

# યોગ ક્રિયાનો ચમત્કાર તો જુવો !

**આવો ! લાભ નહીં થાય તો પૈસા પાછા આપીશું ! પધારો !**

હસ્તરેખા દેખાડો } **HYPNOTISM.** } જ્યોતિષ્યનો લાભ લ્યો.

જનમથી બેરા અને મુગા છોકરાઓને અને તોતડાઓને (Stammers) બોલતાં શીખવવાનું સાધન એ તીલસ્માતી માનસિક વિદ્યાએ અમારા હાથમાં આપ્યું છે. તેની ફી દર માસે રૂ. ૨૫. ત્રણ મહીનામાં નહી બોલતો છોકરો થોડા શબ્દો બોલવા લાગશે–કંઈ લાભ નહી થાય તો ફી પાછી આપીશું. તેમજ વૈદ ડૉકટરોએ અસાધ્ય કહી છોડેલા દરદીઓ જેવા કે ક્ષય, સધીવા, નબળાઇથી પીડાતાં, વિગેરે ઘણી જાતના દરદો અમે થોડીજ મુદતમાં દુરસ્ત કરી આપીશું. પહેલી વખત તપાસણી સાથે ફી રૂ. ૫. અને પછી દરેક સીટીંગે રૂ. ૨. પડશે.

બહાર ગામ તેડાવવું હોય તો રોજ ફી રૂ. ૨૫ શિવાય સેકન્ડક્લાસ ગાડીભાડુ અને ખાધા ખરચ જુદો પડશે.

જેઓ પવિત્ર મનથી આ વિદ્યા શીખવાની ઇચ્છા રાખતા હોય, તેમને અમે હિપ્નોટિઝમ, મેસ્મેરીઝમ, મેન્ટલટેલીપેથી વિગેરે બાબતોનું શિક્ષણ ત્રણ મહીનામાં અંગ્રેજી અને દેશી પદ્ધતીથી (પ્રાણાયામ આસન યોગથી) શીખવાડીશું. ફી રૂ. ૭૫ પડશે. એ ત્રણ હપ્તાથી આપવામાં આવે તો હરકત નથી. મંત્રક્રિયા એ સાયંટિફીક (Scientific) વાત છે એ અસત્ય નથી અને એ ક્રિયાથી ભૂત, બાધા, વળગાડ, અદશ્ય યાને છુપાં આત્માઓથી થતો ત્રાસ, ધંધો રોજગારમાં બરકત, ગુપ્ત ધારણા, ધારેલું કાર્ય પાર પાડવું, ધણી ધણીયાણીમાં પ્રેમ ઉત્પન્ન કરવો, નાશી ગયેલા માણસને ઠેકાણે લાવવો, અને એવાંજ મહત્વનાં કામો ભારતીય તથા અમેરિકન યંત્ર, તંત્ર ક્રિયાથી કરી આપીશું: એ કામમાં ખાસ જોયતો તાવીજ ગરીબોને મફત, અને સાધારણ ગ્રહસ્થોએ અને શ્રીમંતોએ રીતસર ફી આપી બધા જગતનું રક્ષણ કરનાર શ્રી જ્ઞાનસ્વરૂપ પરમેશ્વર હર હમેશ બધા પ્રાણીમાત્રોનું કલ્યાણ કરો ! !

સૂચના—બધો પત્રવ્યવહાર છુપો રાખવામાં આવે છે. જવાબ માટે ટીકીટ બીડવી–અરજ સાથેજ ઓઆએ અમારી મુલાકાત લેવી. દરેક બાબતનો ખુલાસો મફત આપીશું.

ઠેકાણું—પ્રોફેસર, એમ. એમ. સુરતકર ડિપ્લોમેડ. હિપ્નોટિસ્ટ,
એન્ડ સાયકિક હિલર.

૧ લો માળો, કાંતા બિલ્ડીંગ—જાંબુળવાડી પાસે,
કાલબાદેવી રોડ, મુંબાઇ.

---

શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસ.—અમદાવાદ.

જોનારે કેટલી બાબતોમાં તથા કેવી રીતથી આખું નાટક જોઇ તેમાંથી સાર ગ્રહણ કરવાનો છે તેનો કંઇક અંશે વાચક વર્ગમાં ખ્યાલ આવે એવા આશયથી આ લેખમાં હમણાંજ મુંબઇ ગુજરાતી કંપનીના ભજવાતા અદ્વિતીય * "દેવકન્યા" ના ખેલ ઉપર કેટલુંક વિવેચન કરવાનો યથામતિ પ્રયાસ કરવામાં આવે છે.

# देवकन्या.

આ નાટક લખવામાં તથા તૈયાર કરવામાં નાટકકારે—

तौर्यत्रिकं नृत्यगीतवाद्यं नाट्यमिदं त्रयम् । (अमर०)

એ નાટ્યકલાની વ્યાખ્યા પ્રમાણે તંતુવાદ્ય, નૃત્ય, ગીત તથા વાદ્યની રસમય એકતા ઉપર ઘણી બારીકીથી લક્ષ આપ્યું હોય એમ સ્પષ્ટ થાય છે, (અંક ૨, પ્ર૦ ૭; અંક ૩. પ્ર૦ ૫.)

લેખકનો ઉદ્દેશ હાલના જનસમાજમાં ચાલી રહેલા કેટલાક એકદેશીય અંધમતોના ઝપડા દૂર કરી જ્ઞાન, ભક્તિ અને કર્મ માર્ગની પરસ્પર ઉપકારક એકતા (Harmony) દર્શાવવાનો હોય, એવું ભાન થોડા પ્રવેશો જોતાંજ પ્રેક્ષક વર્ગને થયા વિના રહેતું નથી. આ ઉદ્દેશ યથાર્થ રીતે પાર પડે તથા પ્રેક્ષક વર્ગ ઉપર માનસશાસ્ત્ર (Psychology) ના ચમત્કારિક નિયમો પ્રમાણે ઘણી ઉંડી છાપ પડે એવા હેતુથી તેમાં શ્રી ભગવદ્ગીતા તથા પુરાણોના સત્યોને બુદ્ધિપૂર્વક વિવિધ રૂપમાં ગુંથવાનો જે સફલ પ્રયત્ન લેખક તરફથી કરવામાં આવ્યો છે તે ઘણો સ્તુત્ય છે.

લેખકે પોતાના સમગ્ર નાટકનો આશય (Key) ૨૮ મા ગાયનની પાંચમી લીટીમાં શમાવી દીધો છે, "કર્મ નિયમનું પ્રતિકૂળ મળતું" એ વાક્ય તથા આખું ૨૯ મું ગાયન નાટકના રહસ્યને ટુંકા રૂપમાં પ્રદર્શિત કરે છે! શેકસપીયરે! મેકબેથમાં જેમ "Supernatural" (દેવીઓ) નો ઉપયોગ કર્યો છે; કાલીદાસે "શાકુંતલ" માં જેમ "સ્વર્ગીય સામગ્રી" નો ઉપયોગ કર્યો છે; તથા ભવભૂતિએ "માલતી માધવ" માં જેમ તાંત્રિક તથા કાપાલિક સિદ્ધિઓનો ઉપયોગ કર્યો છે, તેમ આ નાટકના લેખકે યક્ષિણી, દેવકન્યાને ઉંચકી જનાર અપ્સરા તથા તાંત્રિકનો ઉપયોગ કર્યો છે. કોઇ વિલક્ષણ યોગથી આ પ્રસંગો એવી ખુબીથી વસ્તુ (Plot) માં ગુંથાઇ ગયા છે કે પ્રેક્ષક વર્ગના મનમાં સહસા ઉંડી છાપ પડી જાય છે.

પડદો ઉપડતાંજ સંસ્કૃત નાટ્ય-પદ્ધતિ પ્રમાણે સૂત્રધાર મંગલ કરીને નટી તથા છોકરીઓના મુખથી "પ્રભુની કરૂણા છવરાઇ રહી" એ લીટીમાં નાટકની છાયાને પ્રદર્શિત કરે છે.

નાટકની ઉપનાયિકા પ્રભાવતી તથા તેની સખીયોના ગરબા ઉપરથી આખા પ્રવેશનું રહસ્ય પ્રેક્ષક વર્ગને સહજમાંજ સ્પષ્ટ થઇ જાય છે. "ભૃંગ ગુંજે કુંજે કોકીલ-વહે રસતું

* શ્રીભક્ત ઑફીસનો સ્ટાફ તા. ૨૬-૧૧-૧૧ ના રોજ નવા તૈયાર થયેલા આ ખેલના અવલોકન અર્થે ગયો હતો. તેમાં દેખાયલી લેખકની તથા પાત્રો વગેરેની રચના ઉપર મુંબઇની પ્રજાના લાભ અર્થે આ અંકમાં થોડી ચર્ચા કરવાનો નિશ્ચય થવાથી આ લેખમાં સર્વાનુમતે તેનું સંક્ષિપ્ત વિવેચન કરવામાં આવ્યું છે. છપાવવાની ઉતાવળમાં અને સમય પુરતો નહિ હોવાથી તેમાં જણાતી ખામીઓ માટે ક્ષમા યાચવામાં આવે છે.

વહુન સખી" તથા "કૃષ્ણજી કાળુડો નાગ કોને ડસીયા જીરે વ્હાલા" એ પંક્તિઓમાં કવિએ કાલિદાસ તથા બાણની છાયાનું ભાન કરાવવામાં વિજય મેળવ્યો છે. વ્યંગ્યાર્થનું સૂચન કરવામાં "કૃષ્ણજીo" ની પંક્તિ અત્યંત ઉત્કૃષ્ટ છે એમ કોઈ પણ રસાસ્વાદિ કવિ કહ્યા વિના નહિ રહે! આવી ઉત્તમ કલ્પનાઓમાં "કોરી લીધું છે એણે કાળજડું મારૂં સખી" એ વિચાર ઘણો સામાન્ય (Common place) જણાય તેવો છે.

આ પ્રવેશમાં માતા તથા પુત્રીનો સંવાદ પ્રત્યેક માતા પિતાને પુત્રીના હૃદયના આવેગોની સ્થિતિનો ચિતાર આપે છે. "મારી હાશ! મા એવી વહાલી હીમ જેવી લાગે છે!" એ વાક્યમાં પુત્રીના હૃદયનો ઉમળકો ઘણી સરળ અને અસરકારક રીતે જણાઈ આવે છે.

દિગ્વિજય કરીને આવનાર પુત્ર પિતાને કેવો આનંદ તથા સંતોષ આપી શકે છે તેનું દર્શન કરાવનાર બીજા પ્રવેશમાં નાટકના નાયક કિશોરનું ચરિત્ર તરતજ નીતિની ઉંડી છાપ બાળકો ઉપર પાડી દે છે. પ્રભાવતીની છબી જોતાં કુદરતી રીતે નિકળી આવેલા "આ આવરણની પાછળ શું છે એ ખબર પડે તો કેવું સારૂં!" એ ઉદ્ગારથી બિચારી પ્રભાવતીની નિરાશાનું સુચન લેખકે ઘણી સૂક્ષ્મતાથી કરાવ્યું છે. લગ્નના વિષયને આ પ્રમાણે નાયકના મુખમાં મુકી લેખકે "પ્રેમ એ બે મનનું ધીમે ધીમે એક બની જવું" એવી પ્રેમની અર્થસૂચક તથા સરળ વ્યાખ્યા બાંધી વસ્તુ (plot) નું રહસ્ય સમજાવ્યું છે.

નાયકના પ્રવેશ પછી તરતજ લેખક ઉત્સુક બનેલા પ્રેક્ષક વર્ગની સમીપ નાયિકાને રંગભૂમિ ઉપર લાવી દેવકન્યા તથા વનમાળાના સંવાદથી ત્યાગ અને પતિસેવાના માર્ગોની સરખામણી કરાવી સ્ત્રીઓના મન ઉપર પતિસેવાનું માહાત્મ્ય દૃઢ કરે છે. "તું એ રસ્તે સિદ્ધિઓ મેળવજે, અમે યોગ માર્ગે મેળવીશું." એ વનમાળાનું વાક્ય આંતર વસ્તુનું બીજ નાખે છે; જે બીજ ઝુંપડી બળવા પછીના પ્રસંગથી પુષ્ટ થઈ, તાંત્રિક સાથે વના લગ્નથી ફલિતાર્થ થાય છે,

નાટકનાં મુખ્ય પાત્રોને રંગભૂમિ ઉપર આ પ્રમાણે લાવ્યા પછી લેખક મુખ્ય પાત્રોમાં પ્રેમ-પ્રસંગ પ્રકટાવી ચોથા પ્રવેશમાં વિક્રમોર્વશીયની છાયાનું ભાન કરાવે છે.

આ પ્રવેશમાં પ્રેમના શરથી વિંધાયલો નાયક જગતને પ્રેમમય જોતાં દેવ કોટીમાં પણ તેવુંજ નિરીક્ષણ કરે છે. "શંકર તમે જોગી છો કે ભોગી" એ વાક્યથી પાશ્ચિમાત્ય વિવેચકો જેને "Pathetic Fallacy" કહે છે તે કાવ્ય-ચમત્કૃતિનું ઉત્તમ પ્રકાર ભાન કરાવે છે.

દેવકન્યાના મુખથી તંતુવાદ્ય સહ ગવાયલા "અર્ધાંગે પાર્વતી" ના ગાયનથી પ્રેક્ષકના હૃદયના પ્રદેશમાં શિવપુરાણ તથા વિષ્ણુપુરાણના સત્યનો પ્રકાશ પડે છે.

નાયક દેવકન્યાને વનદેવી ધારે છે, તેની પ્રાર્થના માટે પોતાના હૃદય પ્રદેશમાંથી ઉત્તમ રત્નોને બહાર લાવે છે અને તેની પ્રાપ્તિ થતાં પ્રેમની પૂર્વે બાંધેલી અપૂર્વ વ્યાખ્યાની પૂર્ણતાને પ્રતીત કરાવે છે. આવા દેવી ગંભીર પ્રેમ-પ્રસંગની ખીલવણીમાં એકાએક રસ ભાવનાથી સહજ વિચિત્રતા જણાય એ સ્વાભાવિક છે; આ વિચિત્રતા દેવકન્યાના ગંભીર ભર્યા બોલાતા ૮ મા ગાયનના 'સરકાવી' 'રડીયાવી' 'મરમાવી' એ શબ્દોથી

છે. આ સ્થળે પાશ્ચિમાત્ય વિવેચકો જેને Sudden transformation of Love into Passion (શુદ્ધ પ્રેમનું એકાએક બિભત્સમાં રૂપાંતર થવું ) કહે છે તે પ્રકારના દોષનો સહજ આભાસ થઇ જાય છે.

શકુંતલાનાં જેમ ગાંધર્વ લગ્ન થયા પછી ઋષી તેને અનુમોદન આપે છે, તેમ આ પ્રવેશમાં પણ દેવકન્યાના પિતા પોતાની પુત્રીનાં લગ્ન કરી " शुश्रूषस्व गुरून्कुरु प्रियसखी वृत्तिं सपत्नीजने " એજ ભાવના બોધથી પોતાના ધર્મનું યથાર્થ પાલન ચલવે છે. વનમાલાના સંબંધમાં રાજર્ષિનું "અનુભવ સમાન કોઈ ઉત્તમ ગુરૂ નથી" એ વાક્ય ઘણા ગંભીર અર્થનું પ્રતિપાદન કરે છે !

અસૂયા દોષથી અબળા કહેવાતી સ્ત્રી જાતિમાં દ્વેષનું બળ કેટલા વેગથી ધમાલ કરે છે, એ સિદ્ધાંતનું દષ્ટાંત આપનો પાંચમો પ્રવેશ પ્રભાવતીના મુખથી "મારા રૂપમાં આગ ઉઠી" વગેરે વાક્યો બોલાવે છે. 'પારકાનો વાંક અને પખાલીને ડામ' એ કહેવત પ્રમાણે બિચારો, ગરીબ બ્રાહ્મણ વચમાં પ્રભાવતીના કોપના ભોગનું પાત્ર થઇ પડે છે મોટા માણસોના સહવાસમાં રહેતાં નાનાં માણસો સ્વભાવને ઓળખી જવાની સમય સૂચકતાથી નિર્દોષનું કેવી રીતે રક્ષણ કરે છે, એ અર્થને જણાવતાં દાસીનાં " મુવો બિચારો બ્રાહ્મણ ! કંઇ કામણ ટુમણ કર્યાં હશે—પાછ ! રોઈ પડ. " વગેરે વાક્યો હાસ્યરસની પ્રભાથી પ્રભાવતીના કોપની દિશા બદલી નાખે છે !

માનતી અને માધવના પ્રેમમાં જેમ કાપાલિક વિઘ્ન નાખે છે, તેમ બીજા પ્રવેશમાં તાન્તિક પોતાની તંત્રબળથી પોતાના તંત્રબળના ભોગે પણ શુદ્ધ પ્રેમી હૃદયોમાં વિયોગ ઉત્પન્ન કરે . આ પ્રવેશમાં શસનગૃહનો દેખાવ તથા પ્રેમીહૃદયોની એક રસતાનું સ્વરૂપ અત્યંત .ધક તથા અસરકારક છે. પોતાના પતિનો બચાવ કરવા ખાતર દેવકન્યા ખુનનો આરોપ કબુલ કરી સ્વાત્માર્પણ કરવા તૈયાર થાય છે,—એ પ્રસંગ પ્રત્યેક સ્ત્રીના કોમળ હૃદયમાં પતિભક્તિનું ગંભીર રહસ્ય દર્શાવે છે. આ પ્રવેશમાં વીર તથા કરૂણારસની ભાવસંધિ ઘણીજ અસરકારક છે.

સતીના હૃદયની સંપૂર્ણ કસોટી કર્યા પછી બીજા અંકમાં તરતજ લેખક પતિભક્તિનો પ્રભાવ દેખાડે છે. પારધીને પૂર્વ જન્મનું ભાન થવામાં અને તેનો ઉદ્ધાર થવામાં સતીઓનાં હૃદય કેવાં સબળ સાધન થાય છે એ, દષ્ટાંતથી આ પ્રવેશમાં ઘટાવવામાં આવ્યું છે.

'કર્મનિયમનું પ્રતિકૂળ મળતું' એ સિદ્ધાંત પ્રમાણે પ્રભાવતીના મન ઉપર દેવકન્યાના ખુનનો જબરો આઘાત થાય છે, અને 'પાપી હાથ ઘસતા જાય ' એ નિયમે તાંત્રિક " ભોગ તારા એમ સમજ્યો તો. " એ સિરપાવથી નાસીપાસ થાય છે.

આખા નાટકમાં આ અંકના પ્રવેશો ઘણીજ સૂક્ષ્મબુદ્ધિથી ગોઠવવામાં આવ્યા છે. વિવિધ કર્મને કરનાર જુદાં જુદાં પાત્રોના મન ( Conscience ) ઉપર તે તે જાતની અસર કેવી રીતે થાય છે એનું સ્વરૂપ લેખકે પ્રત્યેક પ્રેક્ષકની નજર પાસે ઘણી બાહોશીથી ચિતર્યું છે,

કેદખાનામાં પડેલો કિશોર "શમે પાપનો તાપ દિલ ના જરા" ની છાયાથી પોતાના હૃદયનો દરેક ભાવ જોનારના હૃદયમાં કેવાતી દેવામાં વિજયી નિવડે છે. શેક્સપીયરમાં માનસિક લાગણીઓ (Mental psychology) ને ચિતરવાની જે અદ્ભુત શક્તિ ગણાય છે તે શક્તિનું લેખકે આ સ્થળે ઉત્તમ પ્રકારે ભાન કરાવ્યું છે ! " પથ્થર ! તમે કથાઓ



धभ्रजन-उपदेश

ગાઈ રહ્યા છો, પણ સાંભળવાની આંખ ક્યાં છે." એ (Pathetic Fallacy) થી કિશોરના મનની સઘળી લાગણીઓનું પ્રેક્ષક વર્ગને દિગ્દર્શન કરાવવામાં આવે છે. આ સ્થાનમાં "મારા જીવનનો પ્રકાશ ક્યાં છે—આત્માનો પ્રકાશ ક્યાં છે" એ પ્રસંગને દીવો લાવી રંગભૂમિ ઉપર દૃષ્ટાંતથી જે દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે ઘણો અસ્પષ્ટ રહી જાય છે. કપડાથી પંખો નાખવાથી પેલા માણસને સુખનું ભાન થાય છે એ વાત સત્ય છે, પરંતુ તે આવનાર માણસનું લક્ષ માત્ર રાજકુમારને ખુશ કરવાનું હોવાથી—'હાજી'—કહેવાના સ્વભાવ પ્રમાણે તે હા કહી દેતો હોય એમ સમજાય છે. લેખકનો રાજકુમારની સ્થિતિ વધારે સ્પષ્ટપણે ચિતરવાનો આશય બહાર જણાઈ આવે છે, પરંતુ કોઈ કારણસર રંગભૂમિ ઉપર તેની જે ખરી ખુબી છે, તેનું ભાન પ્રેક્ષકને બરાબર થઈ શકતું નથી.

આ પ્રવેશમાં પિતાપુત્રનો સંવાદ ઘણોજ વિદ્વત્તાવાળો તથા શાસ્ત્રીય છે. મનના પ્રવાહને અનુકૂળ દિશામાં કેવી યુક્તિથી વાળવામાં આવે છે, તથા ધારેલી ધારણા પાર પાડવામાં આવે છે, તેનો ચિતાર ઘણી સૂક્ષ્મ બુદ્ધિથી દર્શાવવામાં આવ્યો છે. "તારા ઉપર પિતૃઓનું ઋણ છે તે આપી ને જા." એ પ્રકારની પિતાની દલીલ ઘણી અસરકારક નિવડે છે.

શાકુંતલમાં જેમ ચોથો અંક ઘણોજ શ્રેષ્ઠ ગણાય છે તેમ આ અંકમાં ચોથો પ્રવેશ અત્યંત ઉત્કૃષ્ટ છે. માનસશાસ્ત્રના ગંભીર નિયમોના આધારથી મનના આવેશો તથા લાગણીઓ (Psychology of Emotions.) ની ક્રમે ક્રમે ચઢતી સ્થિતિ ઘણીજ બારીકીથી આ પ્રવેશમાં ચિતરવામાં આવી છે

શત્રુનું પણ ખરા અંતઃકરણથી હિત ઇચ્છવું; એકવાર પ્રેમીહૃદયની સાથે ગાંઠ બાંધ્યા પછી ગમે તેવા વિપરીત પ્રસંગોમાં પણ તેના માર્ગમાં સુખ થાય તેવીજ શુભેચ્છાઓ તથા ક્રિયાઓ કરવી અને પોતાની જાત તથા સુખનો સંપૂર્ણ ભોગ આપીને પણ હૃદયમાં જડાયેલી પ્રેમની મૂર્તિને સુખ પમાડવું વગેરે તત્વજ્ઞાન તથા પ્રેમના સિદ્ધાંતોને પ્રેક્ષકના હૃદયઉપર ચમત્કારિક રીતે છાપી દેવામાં આ પ્રવેશ કાલિદાસ તથા શેક્સપીયરની કલમનું યથાર્થ ભાન કરાવવા ફત્તેહમંદ નિવડે છે.

દેવકન્યા સાથેના પ્રથમ પ્રેમ-પ્રસંગને કલ્પનામાં તાજું કરનાર ભૂમિનું દર્શન થતાં દુષ્યંતની પેઠે જ કિશોરના મનનું વ્યાકુળ થવું, પતિને બીજા લગ્ન માટે પ્રયાણ કરતા જોઈ દેવકન્યાના મનનું પ્રથમ લાગણીમાં આવવું તથા તત્કાળ સમાધાન પ્રાપ્ત કરવું અને છેવટે મિત્રરૂપે દેવકન્યાનું કિશોરની સાથે જવું એ સર્વ પ્રસંગો અદ્ભુત કાવ્ય-ચમત્કૃતિ બતાવે છે તથા લેખકની જનસ્વભાવના ઊંડા નિરીક્ષણ (Study of Human Nature) ની નિપુણતા દર્શાવે છે. દેવકન્યા તથા કિશોરનાં પાત્રો આ સ્થળે જે ભાવો પ્રદર્શિત કરે છે તે નાટ્યકળા ઉપર તેમના સ્વભાવસિદ્ધ સ્વામિત્વની સંપૂર્ણ સાક્ષી આપે છે.

Climax of Emotions અર્થાત્ લાગણીઓની અનુક્રમે એક પછી એક ચઢતી સ્થિતિ ગમે તેવા કઠોર હૃદયને પણ પીગળાવ્યા વિના રહે તેમ નથી. "શું તમે મારી પ્રિયાના ભાઈ" એ વચન પછી વર્ણનમાં જે આબેહુબ (Vivid) ચિતાર દેવકન્યા તથા કિશોરના વિહારનો આપવામાં આવ્યો છે તે ચિત્રમાર્ગદીપના પુરુષવસ્તુ કંઈક અંશતઃ દિગ્દર્શન કરાવી શકે છે.

પોતે તપસ્વીની બહેનનો ત્યાગ કર્યો છે એ વાત તપસ્વી મિત્રના મુખમાંથી સાંભળ્યા પછી કિશોરનું "તમને ખબર છે અને છતાં તમે મારાપર પ્રેમ કરો છો." એ વાક્ય અંગ્રેજ કવિવર વૉલ્ટર સ્કૉટ (Walter Scott) ની નીચેની પંક્તિઓની સાર્થકતા જણાવે છે —

"Hearts are not steel and steel is bent"
"Hearts are not stones and stone is rent"

મજબૂત લોખંડ તથા પથ્થર જેવાં વજ્રમય હૃદયોના ઉંડા પ્રદેશમાંથી કિશોરનું આ વાક્ય એક બે આંસુનાં ટીપાં પણ ખેંચ્યા વિના રહેતું નથી!

" ચાલો પરણવાને આવું વહાલા સંગમાંરે......આપ સુખી તો શાંતિ અમને ... વહાલ ભરી મુજ બહેની વધાવું........થાઓ સુખી તમ જોડી પ્રેમ પ્રસંગમાંરે " એ દેવકન્યાના ગાયનના ઉદ્ગારને બનાવનારી ઉત્તરોત્તર વૃદ્ધિમય માનસિક લાગણીઓ (Climax) આખા નાટકરૂપી સુવર્ણ મંદીરઉપર મણિમય કલશ ચઢાવવા જેવી અપૂર્વતા પ્રકટાવે છે.

એક બાહોશ વિવેચકની ભાષામાં જણાવીએ તો આ પ્રવેશમાં પ્રત્યેક સ્ત્રી પ્રેક્ષકનાં આંસુનાં ઝરણાં ખાલી થઇ જાય છે–The fountains of tears are dried up.

આ સ્થળે જણાવવાની જરૂર છે કે આ પ્રવેશ પછીના પાંચમા પ્રવેશમાં જે અસંબદ્ધ હાસ્યરસ ઉપજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે પૂર્વના અંકની ગંભીર છાપ ઉપર વિરૂદ્ધ અસર કરી નાંખે છે. શેક્સપીયર (Shakespeare) ના 'મેકબેથ' નાટકમાં જેમ ડંકનના ખુનના ગંભીર પ્રસંગ પછી 'Porter'–દરવાનની સહજ હાસ્ય-છાયા જણાતી છે તેવી આ હોત તો લાગણીઓનું સમતોલપણું-Balance of feelings-ઘણી સારી રીતે થાત,

આ અંકના છેલ્લા પ્રવેશમાં નાટ્યકારે બધા મુખ્ય રસોનું ઘણીજ સૂક્ષ્મદૃષ્ટિથી મિશ્રણ કર્યું છે. આ સમયનો દેખાવ (Scene), નવિન કલ્પનામય રચના, નૃત્ય કરનાર બે બાળાઓ તથા સંસ્કૃત કાવ્યના નિયમ પ્રમાણે દાખલ કરવામાં આવેલો વિદૂષક સમગ્ર પ્રેક્ષક વર્ગના ચિત્તનું આકર્ષણ કરી લે છે.

બિજા અંકની શરૂઆત થતાંજ વનમાલા તથા દેવકન્યાના મતભેદથી લેવાયલા માર્ગો, લાગણી અને તફાવતની " જે સંસારને હું વિષરૂપ ગણતી હતી તે શું આવો સુખરૂપ છે " એ વનમાલાના વાક્યથી સમજુતી કરાવવામાં આવે છે. પતિ ભક્તિનું સામર્થ્ય કેટલું અગાધ છે, તેનો પુરાવો વનમાલાના ઝુંપડાના રક્ષણની બ્રહ્મચારીની ખાત્રીથી મળી આવે છે. કૌશિક અને નર્મદાનાં લગ્ની પેઠે તાંત્રિક તથા વનમાલાનાં લગ્ન કરવામાં લેખક પતિ સેવાનો મહિમા ઘણી ચાલાકીથી સ્થાપ્યો છે.

પૂર્વે દર્શાવેલી લાગણીઓની પરંપરા (Climax) ને તૈયાર પણ આગળ લંબાવતાં નાટ્યકાર દેવકન્યાના મુખથી " પણ વહાલા વગર ઉમળકે પરણે છે તેનું કેમ થશે? " એ વાક્ય બોલાવી " મારા સ્વાર્થી સુખને મેં તિલાંજલી આપી છે. " એ નિશ્ચય ઉપર લાવે છે. પોતાના પિતાને કિશોરના નવીન લગ્નમાં સુખનો રસ રેડવા દેવકન્યા પ્રાર્થના કરે છે. એ પ્રસંગ સમગ્ર લાગણીઓની પરિસીમા રૂપે પ્રેક્ષકના હૃદયમાં ઉંડી ગંભીર છાપ પાડી દે છે.

ત્રીજા પ્રવેશમાં પ્રભાવની અને કિશોરના પ્રેમ-પ્રસંગનું વર્ણન કરવામાં વળી એક નવિન જાતની ખુબી નાટ્યકાર પ્રતીતિમાં લાવે છે. " ક્યાંઇ ગમતું નથી–ક્યાંઇ ચેન પડતું નથી " એ વગેરે પ્રભાવતીના ઉદ્ગારો કર્મનિયમના પ્રતિફલ (Reaction of conscience)નું રહસ્ય જણાવે છે, " શું મનુષ્ય જીવન એક નહિ થઇ શકતાં હોય! બળાત્કારે હું મારા મનને કેવી રીતે વાળી શકું? " એ વગેરે કિશોરનાં વાક્યો વિખુટા પડેલા પ્રેમી સારસની આંતર સ્થિતિનું દર્શન કરાવે છે!–" રાખો એ કિંમતી છે " એ વાક્યથી સામાન્ય સ્ત્રી હૃદયની પરીક્ષાનું કંઇક ચિન્હ દૃષ્ટિએ લાવવામાં આવે છે.

પ્રભાવતીનું પાત્ર કવિએ, આવેશાત્મ–'Impulsive' ચિત્રનું છે. આવેશના જુસ્સાથી ફરીથી પ્રભાવતી ઉશ્કેરાઇ જાય છે અને બોલે છે "મેં એક આડખીલી ખસેડી તો હું બીજી શા માટે આવે છે?—જે રસ્તે મારી શોકય ગઇ તે રસ્તો સુખ

દાયક છે." આ સર્વ આવેશના ઉત્તરમાં દેવકન્યા માત્ર એકજ વાક્ય કહે છે "પરાર્થે જીવન સમર્પણ કરવું એજ મારો ઉદ્દેશ છે."

ચોથા પ્રવેશમાં સરળ દૃષ્ટાંતોથી વેદાન્તનાં રહસ્યો લેખકે ધર્મવ્યાધના મુખમાં અત્યંત કુશલતાથી મુકેલાં છે. આ પ્રવેશમાં પુત્ર અને માતાપિતાના તથા સ્ત્રી અને પતિના ધર્મોની ઉંડી છાપ બાળક, યુવાન તથા વૃદ્ધમાં પાડવામાં આવે છે. આ પ્રવેશમાં The whole philosophy in a nut-shell અર્થાત્ ટુંકામાં સર્વ શાસ્ત્રનો સાર જોનારના મન આગળ લાવવામાં આવે છે.

Law of Retribution અથવા 'કર્મ પ્રતિફળ' નો નિયમ જુદાં જુદાં પાત્રોના મનમાં ભિન્ન ભિન્ન અસર ઉપજાવી પોતાનાં પાપ દરબારમાં જાહેર કરવા માટે તેમને પ્રેરે છે. પ્રભાવતીનું "અરેરે! અદેખાઇનું આવું ક્રુર પરિણામ" એ વાક્ય શેક્સપીયરના 'મેકબેથ'માં છેલ્લા અંકમાં 'લેડીમેકબેથ'ના "All the perfumes of Arabia will not sweeten this little hand" એવા પશ્ચાતાપ-સૂચક ઉદ્ગાર જેવું બોધક અને અસરકારક છે.

"માણસને પોતાનું મન શિક્ષા કરે છે એવું કોઈ કરતું નથી" તથા "સુખ દુખ એ માણસ પોતાના કર્મથી પામે છે" એ બને રાજર્ષિનાં પ્રવચનો નાટકના બોધના સર્વ સારને ટુંકામાં પ્રેક્ષકોના હૃદયમાં દૃઢ કરી દે છે.

આ પ્રવેશમાં Mysticism અર્થાત્ ક્યા સંકેતથી આ નાટકમાં પ્રભાવતી તથા દેવકન્યાને આવા પ્રસંગો અનુભવવા પડ્યા, તેનું વિશેષ સ્પષ્ટીકરણ રાજર્ષિના મુખથી કરાવવાની અગત્ય છે. સંસ્કૃત નાટકોના નિયમ પ્રમાણે છેવટમાં જોઇએ તેટલો સ્પષ્ટ ખુલાસો કરવામાં આવ્યો લાગતો નથી, તેનું કારણ કદાચ સમયનું વધારે લંબાઇ જવું એ હશે.

આખા નાટકનું પૃથક્કરણ (Analysis) કરતાં સમજાય છે કે તેમાં નવિન (original) યુક્તિઓ, દેખાવો તથા કલ્પનાઓ ઘણી ઝીણી નજરથી દાખલ કરવામાં આવી છે.

પાત્રો તરફ દૃષ્ટિ નાખતાં દેવકન્યા, કિશોર, નૃત્ય કરનાર નાની બાળા, તથા રાજર્ષિનાં પાત્રો ઘણું અસરકારક કામ કરે છે. મણીનું પાત્ર સ્ટેજ ઉપર નવિન ઉતારવામાં આવ્યું છે છતાં મધુર કંઠથી પ્રેક્ષકોને સંગીતનો આનંદ સારો આપી શકે છે! મોટા દીકરાની વહુનું પાત્ર બહુ અસ્પષ્ટ જણાય છે. તેનો આશય શુદ્ધ હોવા છતાં પતિપ્રતિનું વિલક્ષણપણું ક્યા કારણથી છે તે જોઇએ તેટલું સ્પષ્ટ કરવામાં આવ્યું નથી એમ તત્કાળ તો જણાય છે. સીનેરીનું નિરીક્ષણ કરતાં પ્રભાવતીનું વિહારભુવન, રાજર્ષિનો આશ્રમ, ગંગાકાંઠે તપસ્વીઓનાં બળતાં ઝુપડાં, પ્રભાવતીનો લગ્ન-મંડપ તથા છેલ્લો દરબારનો તાજ સિંહાસનવાળો તથા હાથીની કિંગાવાળો દેખાવ, ઘણા ભવ્ય (Grand), અને મનોહર અને આકર્ષક (Attractive) છે.

ગાયનો રચવામાં લેખકે રાગરાગણીઓનો ઉપયોગ વિશેષ કરવાથી તથા ઉત્તમ પાત્રોના મુખથી તેઓ ગવાવાથી, સંગીતની છાયા આખા નાટકમાં ઘણી ગંભીર અને આનંદમય છવાઇ રહે છે.

ગાયનોમાં અનુક્રમે ૩-૪-૭-૧૨-૧૮-૧૯-૨૧-૨૩-૨૭-૨૮-૨૯-૩૦: અત્યંત કાવ્યચમત્કૃતિમય (Poetic) તથા મોહક છે.

૩-૪-૨૧-૨૭ એ ગીત વખતનું નૃત્ય તથા પદ રચના ઘણી કારીગીરી વાળી (Artistic) તથા રસિક (Asthetic) છે.

છેલ્લા દેખાવમાં આવતા હાથીના સરઘસની નવિન કલ્પના ( Original design ) થી તથા ફીડલ, હારમોનીયમ અને વાંસળી ના એકસુર સંગીતથી પ્રેક્ષકના મનનું રંજન અદ્ભુત રીતે કરવામાં આવે છે. પશ્ચિમના તથા પૂર્વના દેશના ચલું રસો ( Oriental and occidental tastes ) નું મિશ્રણ આ છેલ્લા પ્રવેશમાં નાટકના વ્યવસ્થાપકોએ ઘણીજ સૂક્ષ્મ બુદ્ધિથી કરીને આખા નાટકને ચિત્તાકર્ષક બનાવ્યું છે.

ભાષણોના વિચાર કરતાં, પ્રભાવતી અને રાણી, દેવકન્યા અને વનમાલા, દેવકન્યા અને કેસરીસિંહ, કિશોર અને કેસરીસિંહ, દેવકન્યા ( તપસ્વી ) અને કિશોર, કિશોર અને પ્રભાવતી, પ્રભાવતી અને દેવકન્યા તથા ધર્મધ્યાન અને ડોસાના દીકરાઓ વગેરેના સર્વ સંવાદો અત્યંત રસવાળા તથા બોધક છે.

દેવકન્યા, કિશોર, પ્રભાવતી, તાંત્રિક, બ્રહ્મચારી તથા ગોરનાં સ્વગત ભાષણો ( Soliloquies ) પણ કર્મના નિયમનો તથા નીતિના માર્ગનો ઘણી સરળ રીતે ઉપદેશ કરે છે.

કિશોર, દેવકન્યા, સાહેલીઓ, તાંત્રિક તથા કેસરીસિંહના ડ્રેસ પ્રસંગાનુસાર ગોઠવવામાં નાટ્ય વ્યવસ્થાપકે સારી પસંદગી ( Suitable selection ) કરેલી છે; કદાચ કોઈ કોઈને પ્રભાવતીની સાહેલીઓના વસ્ત્રોનો લાલ રંગ સહજ અધીક લાગે તો તેમને શયનગૃહના ડ્રેસથી પૂર્ણ સંતોષ થયા વિના રહે તેમ નથી!

રસ તરફ દૃષ્ટિ પહોંચાડતાં સમજાય છે કે લેખકે કરૂણરસની પ્રધાનતા નીચે શૃંગાર, વીર, ભયાનક અને અદ્ભુત રસોનો આવિર્ભાવ કર્યો છે. સ્થાયી ભાવોમાંથી લેખકે શોક, ક્રોધ, ઉત્સાહ, અને વિસ્મય ઘણા ચાતુર્યથી દર્શાવ્યા છે. વ્યભિચારી ભાવમાં અસૂયા અને નિર્વેદની પ્રતીતિ ઉત્તમ પ્રકારે કરાવવામાં આવી છે. ત્રીજા ગાયનમાં ઉદ્દીપન વિભાવ ઘણીજ કાવ્યચમત્કૃતિ (Poetic beauty ) થી દર્શાવવામાં આવ્યો છે.

હાસ્ય રસની ખીલવણી આ નાટકમાં કેટલાક કારણોથી બરાબર ન થઇ શકે એ સ્વાભાવિક છે, પરંતુ અનસૂયાના ખેલમાં જેમ મુખ્ય વસ્તુ ( Main plot ) ને ઉપકારક હાસ્ય રસ મુકવામાં આવ્યો છે તેવો કોઇ યુક્તિથી આ નાટકમાં ગુંથાયો હોત તો કદાચ તેમાં વિશેષ ખુબી આવી શકત એમ કહેવું એ સાહસ કરવા બરાબર ગણી નહિ શકાય જ. સંપૂર્ણ નાટકનું સર્વ સામાન્ય ( General ) અવલોકન કરતાં સ્વલ્પમાં સ્પષ્ટ થાય છે કે નાટકના અત્યંત સૂક્ષ્મ બુદ્ધિમાન લેખકે ઘણી દીર્ઘ દૃષ્ટિથી પ્રત્યેક શબ્દ તથા ભાવનો ઉપયોગ કરી મન ઉપર ઉંડી છાપ પડે તેવો પ્રયત્ન કરવામાં વિજય મેળવ્યો છે.

કંપનીના માલિકોએ નાટકને અનુકૂળ સાધનોથી તેમાંના રસ ખીલવવામાં તથા તેના એકટરોએ તેને બરાબર ભજવવામાં જે પરિશ્રમ લીધેલો છે તે માટે મુંબાઇની રસ-લુબ્ધ પ્રજાએ ગુજરાતી ભાષાના સાહિત્યના માન અર્થે મગરૂર થવાનું છે.

ગુજરાતી નાટકોનું બિભત્સ અને શૃંગારમય ભૂમિકામાંથી નૈતિક અને ધાર્મિક ભૂમિકામાં અત્યંત અસરકારક રીતે અતિક્રમણ થયેલું જોઇ પ્રત્યેક સાહિત્ય-રસિક સજ્જનને સંતોષ થયા વિના નહિજ રહે.

દેવકન્યાના નાટકના લેખકનો તથા કંપનીના માલિકોનો સાહિત્યની સેવા કરવા માટે આભાર માની આ લેખની સમાપ્તિ કરવામાં આવે છે. સાહિત્યના ઉદ્યાનમાં વિવિધ પરિમલવાળાં ભિન્ન ભિન્ન રંગ તથા આકારવાળાં અનેક પુષ્પો ખીલી નિકળી સર્વને આનંદ અને સંતોષ ઉપજાવવા સમર્થ થાઓ!!! અસ્તુ.

# દૈવી સામર્થ્ય અથવા યોગબળ.

( શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભકત સુરત. )

## પ્રકરણ ૫ મું ચાલુ.

---

( અનુસંધાન ગતાંક પૃ૪. ૧૮૧ થી. )

મિ. કલેએ પોતાની જીંદગીમાં આવું ઉતમ ભાષણ પૂર્વે કદાપિ કીધું ન હતું. આ વખતે એનામાં ઉભા રહેવાનું પણ બળ ન હતું. પણ એનો અત્યંત માનીતો વિષય એની વૃત્તિમાં ખડો થયો એટલે ધીમે ધીમે બાહ્ય મનની સત્તા શમતી ચાલી અને આંતર મનની પ્રબળતા પ્રકટી. એ પ્રબળતા જેમ વધતી ગઈ તેમ એને દેહનું પણ ભાન ન રહ્યું. જ્યારે કરવાનું કામ સર્વોત્તમ કરી નાંખ્યું ત્યારે જ વૃત્તિ બહિર્મુખ થઇ અને પોતાના મિત્રને ઠપકો આપતો બેસી ગયો.

આંતર મન અને બાહ્ય મનનો વિકાસ એકી વખતે જરુરનો છે એ સિદ્ધાંતને સારી રીતે સ્પષ્ટ કરનાર દષ્ટાંત ડેનીયલ વેબસ્ટરનો છે. આ વિદ્વાન્ વકતાને એમના એક મિત્રે પૂછ્યું ' જ્યારે તમે હેઇનને જવાબ આપ્યો ત્યારે પૂર્વે કશી ભારે તૈયારી કરેલી નહીં, છતાં આવું સુંદર ભાષણ શી રીતે આપી શકયા ? આવું ઉત્તર એ વિદ્વાને આ પ્રમાણે આપ્યું છેઃ—પ્રથમ તો ' યુનાઇટેડ સ્ટેટ્સનું બંધારણ ' એ વિષયપર મેં મારી આખી જીંદગીપર્યંત વિચારો, નિશ્ચયો વગેરે કીધા છે. અને જ્યારે ઉત્તર આપવા ઉઠયો ત્યારે મારું સાંભળેલું, વાંચેલું તે સર્વનાં ચિત્રો એક પછી એક, વ્યવસ્થાસર ગોઠવાઇને વૃત્તિમાં ખડાં જ થતાં હતાં, મારે માત્ર આમાંથી સર્વોત્તમ પ્રસંગને પકડીને હેઇનની સામે છોડી જ દેવાનો હતો. અને તે મેં કીધેલું. '

આ સર્વ દષ્ટાંતો તથા વિવેચનપરથી એ નિર્ણય લક્ષમાં રાખવાનો છે કે આંતર મન અને બાહ્ય મન બંનેનો વિકાસ સાથે સાથે જ સાધવો. બીજો નિર્ણય એ છે કે બાહ્ય મનના વિકાસને તદન છોડી દઇને આંતર મનના વિકાસપર જ જીવનવ્યવહાર ચલાવવો એ હાનિપ્રદ છે. વિચારદષ્ટિ વા વિવેક કરવાવાળી મતિ બાહ્ય મનના વિકાસપર જ આધાર રાખે છે, તેથી બાહ્ય મનની સત્તા—મર્યાદામાં રહીને આંતર મનને પોતાનું સામર્થ્ય વાપરવા દેવું. આંતર મનમાં અદ્ભુત સામર્થ્ય છે. આંતર મનમાં જે નિશ્ચય નાખીએ તે નિશ્ચયને હજાર ઉપાયથી તે પાર ઉતારે. પણ બાહ્ય મન યોગ્ય ગણે તે નિશ્ચયોનું જ અનુસરણ આંતર મને કરવું જોઇયે.

આંતર મનમાં જે જે ચિત્રો જણાય તેની સત્યતા માનવી અને બાહ્ય મનની સત્તાનો અનાદર કરવો આથી વિચારદષ્ટિને તદન છોડી દેવાનું જ બનવાનું, આવા અંતઃકરણમાં પાર વગરના વહેમ પણ પ્રકટે છે. તેમ ગાંડા, ડાગળી ચસકેલા જેવા પણ આ મનુષ્યો મનાય છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### સ્વભાવસિદ્ધ સિદ્ધાંતોનો અનુભવ.

સ્વભાવસત્તનાં ઐશ્વર્યો અનંત છે. ચિત્તવૃત્તિની નિરોધ દશામાં અનંત સામર્થ્યો પ્રકટે છે. એમ ભારતવર્ષના ઋષિમુનિઓ માને છે. પશ્ચિમની પ્રજા આંતર મનના વિકાસને અનંત સામર્થ્યોનું મૂળ માને છે. એ મનની પ્રબળ કળાકાળે ત્રણ પ્રકારનાં સામર્થ્યો મનુષ્યોને અનુભવાય છે, એવા નિર્ણયપર આવ્યા છે. ગણિત વિષયક સામર્થ્ય, સંગીત વિષયક કુશળતા અને સમય જાણવાનું સામર્થ્ય.

પૂર્વ પ્રકરણમાં કાવ્ય રચનાની પ્રતિભાશક્તિ, ચિત્રકલામાં નિપુણતા વગેરે સામર્થ્યોનું વર્ણન કીધું છે. એ સામર્થ્યોના વિકાસ માટે બાહ્ય મનની સાહાય્ય જરૂરની છે. આસપાસના પ્રસંગો, વ્યવહાર વગેરેનું અભાન થઇ જાય અને આંતર મનની પ્રબળ કળા જામે તે સમયે સામર્થ્યોનું ભાન થાય છે. તે બે પ્રકારનાં છે. કવિત્વ, સંભાષણ, સામર્થ્ય વા વક્તૃત્વ અને ચિત્ર પાડવાનું સામર્થ્ય. આમાં બાહ્ય મને નિર્ણેલા સિદ્ધાંતો, વિચારો, નિશ્ચયો વગેરેનું જ અનુસરણ જરૂરનું છે. બાહ્ય મનની સાહાય્ય વગર પ્રકટેલાં કાવ્યો, ચિત્રો, ભાષણ વગેરેમાં દોષનો સંભવ છે.

આ પ્રકરણમાં વર્ણેલા ગણિત, સંગીત તથા સમયની ગણના આ સામર્થ્યમાટે બાહ્ય મનનો વિકાસ જરૂરનો નથી. એ સામર્થ્યમાટે માત્ર બાહ્ય મનની શાંત કળા જ જરૂરની છે. બહુ તરંગો પર ચઢી જવું, લાંબા વિચારો કરવા, જાતજાતની સાવધાનતા સેવવી, બહુ શંકાશીલ સ્વભાવ રાખવો, અનેક પ્રકારની મદદ મેળવવી વગેરે વિચાર નકામા છે. વૃત્તિએ કેવળ સ્વીકારેલા વિષયમાટે તલ્લીન, એકચિત્ત, નિમગ્ન થવાની જ જરર છે. બીજા સર્વ વ્યવહારમાંથી વૃત્તિને સંકેલવાનું સામર્થ્ય જ જોઇએ. ભાષણ કરનાર મનુષ્ય બાહ્ય મનના વિકાસપર લક્ષ ન આપે તો ઉન્મત્તજેવો પણ નીવડે, પણ, ગણિતના પ્રશ્નોનો નિર્ણય કરનાર ઉન્મત્ત કે ગાંડો નીવડનો નથી, ઉલટું ઘણી જ ત્વરાથી અત્યંત કઠિન ગુણાકાર કે સરવાળા કરી શકે છે. વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરા આ વાણીના વિકાસમાં ઉત્તરોત્તર વિશેષ સામર્થ્ય મનાયું છે. તેમ ગણિત, સંગીતમાં પણ બાહ્ય મનકરતાં આંતર મનનું સાહાય્ય હજારગણું ચઢીયાતું છે.

અમુક ગ્રંથોમાં શા શા સિદ્ધાંતો, નિશ્ચયો વગેરે વર્ણેલા છે. એ જ્ઞાન બાહ્ય મનની સાહાય્યવડે જ સિદ્ધ થાય છે. એક વાર અમુક ગ્રંથોનો અભ્યાસ સિદ્ધ થયો અને તે અભ્યાસદ્વારા નિશ્ચયો આંતર મનમાં સ્થપાય તો કોટિ કાળે તે જ્ઞાનનું અદર્શન થતું નથી પણ પ્રવાહ વા ધારારૂપે જ્યારે જોઇએ ત્યારે અંતરમાંથી નીસરી આવે છે. ગ્રંથો વાંચતી વખતે વા અભ્યાસ કરતી વખતે સિદ્ધાંતોની યોગ્ય વ્યવસ્થા થઇ ન હોય તોપણ અવ્યવસ્થ સ્વરૂપે આંતર મનમાં નાંખેલો જ્ઞાનનો રાશિ વ્યવસ્થિત થઈ જાય છે. આંતર મન સર્વ ગૂઢ ગુંચવેલા રૂપમાં મળેલા જ્ઞાનને પણ સરળ રૂપમાં મૂકી દે છે. માત્ર યથાર્થ રીતથી અને સંસ્કારોને આંતર મનમાં સ્થાપવા ઘટે છે.

અમુક મનુષ્યનું નામ શું છે ? અમુક પ્રદેશ ક્યાં છે ? અમુક નગરી ક્યાં આવી છે ! આ જ્ઞાન આંતર મનમાં સ્વતઃ પ્રકટતું નથી. અમુક પ્રદેશમાં કોણ વસતું ? અમુક વૃત્તાંતો

ક્યારે બન્યા ? વગેરે પૂર્વ કાળનું જ્ઞાન આંતર મનમાં આપોઆપ ઉદ્‌ભવતું નથી. પણ બે અને બે ચાર, આઠ અને સાત પંદર વગેરે નિયત જ્ઞાન સ્વતઃ પ્રકટે છે. અર્થાત્ ગણિત શાસ્ત્ર સંબંધી જ્ઞાન શિક્ષકો કે પુસ્તકોની મદદથી સિદ્ધ કર્યો વગર જ પ્રકટે છે. અંતરમાંથી જ એ જ્ઞાનનો રાશિ નીકળી આવે છે.

મહાકવિ થવું હોય તો સર્વોત્તમ કાવ્યોના અર્થાનો અભ્યાસ કરવો જોઇએ. કલાઓ-માં નિપુણ થવું હોય તો તે તે કલાઓને આરાધનાર વિદ્વાન્ પુરુષો કનેથી શિક્ષણ મેળવવું જોઇએ. મહાન્ વક્તા થવું હોય તો અનેક તત્ત્વવિદ્યાનાં કે જ્ઞાનનાં પુસ્તકો જોવાં જોઇએ. રાજકાર્યવ્યવસ્થામાં નિપુણ થવાને રાજનીતિને ચર્ચનાર પુસ્તકો વાંચવા જોઇએ. આમ બાહ્ય મનવડે અર્થાત્ જ્ઞાનેન્દ્રિય દ્વારે યોગ્ય પુરુષ તરફથી કે યોગ્ય ગ્રંથોદ્વારા પ્રાપ્ત કરેલું જ્ઞાન આંતર મનમાં સ્થપાય તો અલૌકિક કવિ, કલાવિદ્ કે વક્તા નીપજે છે. આંતર મનમાં સ્થપાયલું સર્વ જ્ઞાન હજારગણું વધીને પ્રકટ થાય છે. જેમ નાના બીજમાંથી મોટું વૃક્ષ ઉદ્‌ભવે છે, જેમ સામાન્ય લોટમાંથી વિવિધ પકવાન્ન થાય છે. તેમ આંતર મનમાં યોગ્ય રીતે સ્થપાયેલું જ્ઞાન સુવર્ણ, હીરા કે મૌક્તિક જેવો પ્રકાશ આપે છે, માત્ર આંતર મનમાં બરાબર સ્થપાવું જોઇએ.

આથી ઉલટું ગણિતના ગમે તેવા કપરા પ્રશ્નોનો નિર્ણય મેળવવો હોય અથવા સંગીત શાસ્ત્રમાં પારંગત થવું હોય તો બાહ્ય મનની કોઈ પણ પ્રકારની સાહાય્ય જરૂરની નથી. આંતર મનમાં એ સંબંધનો પ્રશ્ન સ્થાપ્યો કે તરત તેનું ઉત્તર મળવાનું જ. બાહ્ય મનની ક્રિયાને શાંત પાડવાનું સામર્થ્ય ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે. જે પ્રમાણમાં બાહ્ય મન શાંત પડેલું હોય છે અને આંતર મન પ્રબળ હોય છે તે પ્રમાણમાં ગણિત કે સંગીતનું જ્ઞાન ચોક્કસ સધાય છે. જેમ હાલતા પાણીમાં મુખનું દર્શન થતું નથી પણ સ્થિર જળમાં જ પ્રતિબિંબ પડે છે તેમ હજાર સ્થળે ભટકતા મનમાંથી ગણિત કે સંગીત સંબંધી કુશળતાની આશા રાખવાની નથી. નાનું બાળક કે ગમે તેવો અજ્ઞાની જડ મનુષ્ય પણ જો બાહ્ય મનને શાંત કરી શકે છે તો મોટા ગણિતશાસ્ત્રીઓને પણ ટક્કર મારે એવું સામર્થ્ય બતાવી શકે છે, બીજ સરખો મનુષ્ય પણ જો અલૌકિક એકાગ્રતા સાધનાર હોય છે તો મોટા પાઠશાળાના અધિપતિને પણ શરમાવી નાંખે એવા ચમત્કારિક જ્ઞાનને પ્રકટ કરે છે.'

ગણિતમાં અત્યંત અદ્‌ભુત સામર્થ્યને બતાવનાર ગેરા કોલ્બર્ન નામનો બાળક પ્રસિદ્ધ છે. આ બાળકનું વય આઠ વર્ષનું પણ ન હતું એવે સમયે એની અત્યંત ચમત્કારિક ગણિત વિષયક શક્તિવિષે એક ઇંગ્રેજી રજીસ્ટરમાં નીચે પ્રમાણે લેખ પ્રકટ થયો હતો:—

મનુષ્યના અંતઃકરણની કોઇ અલૌકિક શક્તિના પ્રકાશથી હાલમાં અનેક તત્ત્વવેત્તા વિદ્વાન્ પુરુષોનું લક્ષ ખેંચાયું છે. આવું અદ્‌ભુત સામર્થ્ય એક આઠ કરતાં પણ ઓછી વયના બાળકમાં પ્રકટ્યું છે. એ બાળકને ગણિતના સામાન્ય નિયમોનું પણ જ્ઞાન મળ્યું નથી. માત્ર આંતર પ્રેરણાથી જ કોઇ પણ બાહ્ય યુક્તિ વા સાધનવિના ગણિતના ગમેતેવા કઠિન પ્રશ્નોનાં તે ઉત્તર આપે છે.

---

# कवि अने कविता..

( શ્રી. જ. પુ. જોશીપુરા એમ. એ. વડોદરા. )

( ગતાંક પૃષ્ઠ ૧૮૮ થી ચાલુ )

આ પ્રમાણે કવિ વિસ્મય પામી અટકતો નથી; તે પોતાનાં પગલાં આગળ ચલાવે છે. કલ્પનાશક્તિની પીઠ ઉપર બેસીને તે કુદરતની રચનાને વિલોકતો અને અનુભવતો સર્વ દિગન્તમાં ભ્રમણ કરે છે; અને તે મહામાયાની મદદ વડે જરા પણ વિરમ્યા વગર અખિલ સૃષ્ટિમાંથી વિવિધ વસ્તુઓ વચ્ચે રહેલું સામ્ય અને તે વસ્તુની ઉપર પ્રકાશ પાડનાર અન્ય ઉદાહરણોનેં એકઠાં કરી, પોતાના પ્રોત્સાહિત હૃદયના હૃદયમાંથી સહસા ફૂટી નીકળતા વિચારોને પુષ્ટિ આપવાને તે તેમનો ઉપયોગ પોતાના કાવ્યમાં ઘણી કુશળતાથી કરે છે; અને તેમ કરી કવિતાનો આત્મા જે રસ–માધુર્ય–સૌંદર્યનું સૌંદર્ય તેને જન્મ આપી પોતાનાં કાવ્ય વાંચનારાઓના હૃદયમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપી દેવાને તે સમર્થ થાય છે. આ ઉપરથી આપણે કહી શકીશું કે કવિ એક મહાન્ નૃપતિ સમાન છે; તેની આજ્ઞાનો સર્વ સ્થલે સ્વીકાર થાય છે; તેની રાજ્યહદમાં પગ મૂકો કે આપણે તેના બંધીવાન સેવક થઇ ચૂકયા. પણ વિસ્મયભાવ તથા કલ્પનાશક્તિના સંયોગે કવિ ખરો કવિ થતો નથી. તેનામાં વિવેકબુદ્ધિ જાગ્રત્ અવસ્થામાં હોવી જોઇએ. તે બુદ્ધિના અભાવે કવિ કવિના મહાન્ માનને યોગ્ય નથી, પરન્તુ પાશવ બુદ્ધિ અથવા પ્રેરિત બુદ્ધિથી થતાં વા કરાતાં આંધળીયાની બરાબર તેનાં કાર્યોકાર્યની ગણત્રી થાય છે. કારણ કે પશુ વર્ગ વગરસમજે તેઓને કરવાનાં કામો કર્યાંજ જાય છે અને તેથી 'તેઓએ આ કામ સારૂં કર્યું કે આ કામ નરસું કર્યું." એવા અભિપ્રાયને તેઓ પાત્ર થઇ શકતાં નથી; માત્ર વિવેકજ્ઞાનનો ઉપયોગ કર્યા ઉપરજ તેઓને વખાણવામાં અથવા તો વખોડવામાં આવે છે. ગ્રીસ દેશનો પ્રખ્યાત તત્વજ્ઞાની સોક્રેટીસ કહે છે કે 'કવિઓએ બહુજ કાળજી રાખી લખેલી કવિતાઓ મેં પસંદ કરી અને તેમાંથી મને કંઇ પણ જ્ઞાન મળે એવી અભિલાષાથી તેઓનો અર્થ સમજવાને મેં તે કવિતાઓ તપાસવાનું શરૂ કર્યું. ખરેખર તેનું પરિણામ શું આવ્યું તે હું તમને ઝટ કહી શકતો નથી; તોપણ હું તમને કહીશ. હું ખાત્રીપૂર્વક કહું છું કે તે કવિઓએ જે વિચારો પોતાના કાવ્યોમાં દર્શાવ્યા છે તેના કરતાં વિશેષ સારા વિચારો અહીં ભાગ્યેજ કોઇ હશે કે જે બતાવી નહિ શકે. આ ઉપરથી તે કવિઓની શક્તિ કેવી હતી તેનો મને ખ્યાલ આવ્યો. , તેઓમાં બુદ્ધિસામર્થ્ય હતું તેથી નહિ, પરન્તુ, સિદ્ધ અને જ્ઞાનીઓ કે જે અણુ વખતે ઘણુંજ સુંદર વચનો બોલે છે, પણ શું બોલે છે તે જેઓ સમજતા નથી, તેમની પેઠે, કુદરતી બક્ષીસ અને ઉત્સાહને લીધે તેઓ આવાં કાવ્યો લખવાને સમર્થ થયા હતા. હવે જો કે સોક્રેટીસ મ્હોટો વિદ્વાન્ હતો અને અલબત મને પણ તેના પાંડિત્યને માટે પૂરતું માન છે તો પણ તેના ઉપર જણાવેલા મતથી હું તદ્દન વિરૂદ્ધ મત ધરાવું છું. કવિમાં કુદરતી બક્ષીસ અને ઉત્સાહ તો અવશ્ય જોઇએજ, પણ તેથી "તેઓ શું બોલે છે તેનો અર્થ તેઓ સમજી શકતા નથી." એ વાતનો હું સ્વીકાર કરી શકતો નથી. કારણ કે જો તેઓ પદાર્થચિત્રતા પારખી શકે નહિ તો ઉપમાઓ અને ઉદાહરણોનો તેઓ ઉપયોગ કરી શકે નહિ, અને કદાચ ઉપયોગ કરે પણ યોગ્ય સ્થળે ન કરે તો કાવ્યનો આત્મા જે રસ–સૌંદર્ય તે

ચાલ્યો જાય અને આપણને આનન્દ ન આપતાં ઉલ્ટો વાંચતાં વાંચતાં કંટાળો ઉત્પન્ન કરે અને તેથી આપણે તેઓનાં કાવ્યોને નીરસ ગણી ફેંકી દઈએ. કવિ જો પોતે શું લખે છે તે સમજી ન શકતો હોય તો અમુક સ્થલે અમુક રસ અને અમુક ભાષા કેમ વાપરી શકે ? વળિ કવિને પોતાના શબ્દોનું જો આત્મજ્ઞાન ન હોય તો તેના કાવ્યને માટે તેને મ્હોંએ કહેવામાં આવતા હલકા અભિપ્રાયને માટે તેને કેમ દુઃખ ઉત્પન્ન થાય ? કવિના કાવ્ય ઉપરથી કવિના નૈતિક વિચારોનું આપણને જ્ઞાન થાય છે. મને તો એમ લાગે છે કે કુદરતી બક્ષીસ અને ઉત્સાહ કવિને કવિતા કરવામાં સરલતા અને જોસ્સો આપવાને સહાયભૂત થઇ પડે છે; તેઓની હાજરીથી કાવ્ય માધુર્ય અદ્ભુત બને છે એમાં શક નહિ; પણ તેથી કવિની કવિતામાં જે અનુભવજ્ઞાનના ઉદ્‌ગારો જોવામાં આવે છે તેના તેઓ ઉત્પાદક હોય એમ હું માની શકતો નથી. મેં પોતે મ્હારા અગાઉના એક ભાગમાં જણાવેલું છે અને સિદ્ધ કરી આપ્યું છે કે 'રસજ્ઞાન'ની પ્રાપ્તિ કરવામાં "નિર્ણયશક્તિ"ની ખાસ જરૂર છે; પછી રસજ્ઞાન ગમે તે પ્રકારનું હોય. સોક્રેટીસ કહે છે કે તેઓના જેવા વિચારો તો બધા સહજ બતાવી શકે; પણ તેનો ઉત્તર આપતાં મ્હારે જણાવવું જોઇએ કે તેઓની શક્તિના પ્રમાણમાં તેઓ પોતાના સારાસાર વિચાર દર્શાવી શકે છે; જેનામાં વિવેકબુદ્ધિ ઓછી, જેનું અનુભવજ્ઞાન ઓછું, તેની કવિતામાં તેટલું અજ્ઞાન અને તેટલું છીછરાપણું. એટલું ખરૂં કે તેઓની વિવેક બુદ્ધિ દેશ કાલની અસરોને લીધે પૂર્ણ પ્રફુલ્લિત થયેલી ન હોય પણ તેથી તેઓને આત્મજ્ઞાન ન થતું હોય તેનું અનુમાન કરી શકાતું નથી. જો તેઓને આત્મપ્રબોધ ન થતો હોય તો નિાપ-નિશી વચ્ચેનો જે ભેદ તે તેઓ કેમ જાણી શકે ? ચંદ્રને વિલોકી તેઓ શામાટે આનન્દિત થાય અને વિદ્યુત્ જ્યોતિના ચમત્કાર થતાં તેઓ શામાટે ભયભીત થાય ? આ સઘળા ઉપરથી હું તો એમ માનું છું કે આપણામાં મનુષ્યત્વ રહેલું છે તેથી પાશવવૃત્તિ કરતાં કંઇક વિશેષ આપણામાં હોવું જોઇએ કે જેથી આપણે તેઓના કરતાં શ્રેષ્ઠ ગણાઇએ છીએ. અને તે 'કંઇક વિશેષ,' ને હું વિવેકશક્તિનું નામ આપું છું. વિસ્મય પામવાથી જ્ઞાન ઉત્પન્ન થશે અને વિશેષ જ્ઞાન લાભાર્થે તેને પુનઃ વિસ્મય પામવાની જરૂર પડશે અને તેમ નહિ કરે તો તેના જ્ઞાનનો અન્ત વહેલો આવી જશે. વિસ્મયભાવનો ઉપયોગ કર્યાથી કવિ જ્ઞાના થાય છે અને તે વસ્તુના ઉત્પાદક પ્રત્યે તે સ્નેહાદરભાવથી જોવા લાગે છે. તેથી જ્યાં વિસ્મય ભાવનો અન્ત ત્યાંથી સ્નેહાદરભાવનો પ્રારંભ થાય છે. સ્નેહાદરભાવ એટલે સારુતા પ્રતીતિ. જે સુંદર છે તે આનન્દજનક છે અને જે આનન્દજનક છે તે વારંવાર અનુભવવાને પાત્ર થઇ ચૂક્યું છે. આ પ્રમાણે પરંપરાનુભવથી ઉત્પન્ન થતું જ્ઞાન તે મનોમોહક વસ્તુની જ તરફ નહિ પણ તેના સૌંદર્ય-સત્વ-અર્થાત્ તેના અન્તરાત્મા પ્રત્યે આપણા ચિત્તમાં ખાસ સ્નેહભાવ ઉત્પન્ન કરે છે અને તે સ્નેહભાવના પરિણામમાં આદરભાવનો જન્મ થાય છે. સ્નેહાદરભાવ જડ વસ્તુને ચેતનયુક્ત જુએ છે. આપણને તે જડ પદાર્થને માટે તે ભાવ થતો નથી પરન્તુ તેમાં રહેલી અન્તશક્તિને માટે આપણે સ્નેહાદરભાવના ઉદ્‌ગારો કહાડીએ છીએ. તે વસ્તુનું આત્મ-સૌંદર્ય આપણા હૃદયનું આકર્ષણ કરે છે અને આપણને તેમાં તલ્લીન બનાવી મૂકે છે. કવિમાં આ ગુણનો અભાવ હોય તો તે કવિ વિશ્વકર્તાની અદ્ભુત કૃતિને બરાબર સમજી શકતો નથી. કવિમાં જ્યારે આ ભાવ ઉછળી રહેશે ત્યારેજ તે આ સર્વ પદાર્થોનું રહસ્ય થોડું ઘણું ભાષા દ્વારાએ અખિલ વિશ્વને સમજાવી શકશે. જો

તેનાં કાવ્યોમાં આ ભાવનું સર્વોપરિ પ્રાબલ્ય નહિ હોય તો તેની કવિતા નીરસ અને અનિમંત્ર ગણાશે અને પવિત્ર મનુષ્યોનાં અન્તઃકરણોને જીતી લેવાને તે શક્તિમાન્ થશે નહિ. કવિ પ્રત્યેક ક્ષણમાં બાલક, યુવક અને વૃદ્ધ છે; કારણ કે તે બાલકની પેઠે વિસ્મય પામશે, યુવકની પેઠે આવેશથી ભરાશે અને વૃદ્ધની પેઠે રહસ્યને સમજશે. કવિ વયમાં બાલક છતાં વૃદ્ધ છે અને વૃદ્ધ છતાં બાલક છે. તેના જીવનની કલા એકજ છે; તેનો નેહ ઉંડો છે; તેની શક્તિ અલૌકિક છે. કવિ સહૃદયી હોઇ, જે જે ઠેકાણે અને જે વસ્તુઓમાં સહૃદયતાનો ગુણ રહેલો છે, તે તે ઠામનાં અને તે તે વસ્તુઓનાં અભેદ સૂત્રો ઉકેલવાને તેને રજા મળેલી છે. લાખો ગાઉને છેટે રહેલા ઝગમગતા તારલિયામાં પણ તેનો આત્મા ભમી શકે છે; સૃષ્ટિઅનન્તતાનું ઝીણું ઝીણું મીઠું મીઠું અસ્ફુટ ગાન તેના કર્ણ પડદા ઉપર અથડાય છે. પૃથ્વીના પડમાં રહેલી ગુપ્ત ચીજોને બહાર પ્રકાશમાં તે લાવી શકે છે; જેનો અર્થ ન થઇ શકતો હોય તેનો તે અર્થ કરી શકે છે. સહૃદયતારૂપી તારનાં દોરડાંનો સમાગમ કવિના અન્તઃકરણમાં થઇ રહ્યો હોય છે તે વડે તે અદૃશ્ય રીતે ગમે ત્યાં સંદેશો મોકલી શકે છે અને ગમે ત્યાંથી ઉત્તર મેળવી શકે છે. કવિના મનમાં ઇશ્વરી લીલાનો અત્યંત અનુરાગ હોય છે અને તે સાધનવડે તે પોતાના આત્માને સઘળા પદાર્થોની સાથે સંયોજી શકે છે.

કવિનું મન એક આરસીના જેવું છે; તે વિષે અખિલ બાહ્ય સૃષ્ટિનું ચિત્ર પડી રહેલું હોય છે; તે પોતાના સમકાલીન લોકોના આચાર વિચાર દર્શાવનારું યંત્ર છે. તે બુદ્ધિબળની પરમપીઠિકા ઉપર ઉભી, સમસ્ત પ્રજાને પોતાના ધર્મોનું ભાન કરાવનાર નરવર છે; સાધારણ જનસમાજની ચિત્તવૃત્તિને ઉચ્ચતર અને વધારે પવિત્ર બનાવવામાં કુશલતા ધરાવે છે. આપણે જાણીએ છીએ કે સાંસારિક, નૈતિક, શાસ્ત્રીય વગેરે સર્વ વિષયો ઉપર જૂદાજૂદા જૂદા જૂદા કવિઓએ વાણીવિલાસ કર્યો છે અને હજુ પણ કરતા જાય છે. તેનાં વચનો વિશાળ અનુભવજન્ય હોઇ, ઘણાં સૂક્ષ્મ, ભેદયુક્ત, ગૂઢ અને ઝટ ન સમજાય તેવાં હોય છે. કવિનું ઉચ્ચ પદ આકર્ષક છે તેનું કારણ એ કે તેઓની ગ્રહણ શક્તિ વધારે સતેજ હોઇને, તેઓને બાહ્ય વસ્તુઓનો થોડી મુશીબતે અનુભવ મળે છે અને તેઓ આપણી પ્રકૃતિના પ્રકાશક હોઇને, ઘણી સરલ અને રસાત્મક ભાષામાં નિઃશંકપણે પોતાનું અનુભવજ્ઞાન છેડી મેલે છે. કવિ વખતે વખતે તો એવું બોલે છે કે તે વર્તમાન કાળમાં સિદ્ધ થઇ શકતું નથી પણ ભવિષ્યમાં તેનું સત્ય જણાઇ આવે છે; આથી કવિઓને કેટલેક અંશે ભવિષ્યવેત્તાઓ કહેવામાં આવ્યા છે. એકાગ્રતા એ તે ઉભય જીવોનું લક્ષણ છે. ભવિષ્યવેત્તા યોગાયોગ્ય વસ્તુઓનો તથા આપણા કર્તવ્યકર્મનો વિચાર કરે છે; કવિ સૌંદર્ય વગેરે ગુણોનું વર્ણન કરે છે. ભવિષ્યવેત્તા આપણો ધર્મોપદેશક અને કવિ આપણો પ્રેમોપદેશક કહી શકાય. પણ એનો નક્કી કે જ્યાં પ્રેમ છે ત્યાં જ ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં પ્રેમ છે જ; કોઈ કોઇની અળગું ઉભી શકતું નથી પછી ગમે તો પ્રેમ ભાવ કહો કે ગમે તો ધર્મભાવ કહો; તે તો માત્ર એકજ ગુણનો જૂદાં જૂદાં નામ આપો। તેથી કંઇ પણ વિશેષ નથી. કવિઓ અભેદમાર્ગપ્રવાસી હોઇ "ગુપ્ત પ્રકાશ" ને જાણનારાઓ છે. ઇતિહાસકારો બધા કાળમાં સરખા થતા જ નથી પણ કવિઓ તો સર્વકાળમાં અને સર્વ સ્થળમાં થઇ ગયા છે. તેઓએ પોતાની કવિતાઓમાં તે વખતનાં સંસારચિત્રો આલેખેલાં છે તેથી તેઓએ આ જગત્ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે એમ આપણે બેધડક કહી શકીશું. કવિઓ દેશોદય કરનારા છે. કારણ કે કવિતાબાણ વધારે અસરકારક હોઇને તેઓએ દેશની પ્રજાનું તથા કેટલેક વખતે દેશના નૃપતિઓનું સ્વદેશાભિમાન સતેજ કરેલું છે અને તેથી દેશની સમૃદ્ધિ સચવાઇ રહેલી આપણા જાણવામાં આવી છે. કવિઓએ પોતાનાં કીર્તિગાન થશે એવી આશાથી નહિ પણ પરમાર્થ કરવો એ તેનું

પરમપુરૂષાર્થ હતું અને તેથી જ તેઓએ કોઇના પૂછ્યા ગાછ્યા વિના આપખુદ મરજીથી સુંદર અને હિતાત્મક વિચારો દર્શાવ્યા છે."

હવે કવિતા વિશે જરા ઓરી આપણે આપણો નિબંધ સમાપ્ત કરીશું. ખરેખરી રીતે કહેતાં કવિતા તો ગદ્ય તથા પદ્ય બન્નેમાં રહેલી છે. જો રસિક અને સરલ ભાષામાં ગદ્ય લખાયલું હોય તો તેમાં કવિતાનો આત્મા ' રસ, હોઇને તેને આપણે કવિતા કહી શકીએ ખરા પણ આધુનિક સાંકેતિક ' કવિતા, નો અર્થ એ છે કે પદ્યના આકારમાં ગાવું. અને તેથી કવિતાને આપણે તેના હાલના અર્થમાં સમજશું. કવિતા સંગીતાત્મક, વર્ણનાત્મક, બોધક, વીરરસાત્મક વગેરે જાતની હોય છે. સંગીતાત્મક કવિતાઓ વીણાઆદિ વાદિત્રની સાથે ગવાય છે. અને વર્ણનાત્મક કવિતામાં વન, ઉપવન, આકાશમાં રહેલી અદ્ભુત આકૃતિઓ, વગેરે વસ્તુઓનું વર્ણન કરવામાં આવે છે. બોધક કવિતામાં નીતિ, ભક્તિ વગેરે વિષયો લખવામાં આવે છે કે જેથી વાંચનાંતી વાર જ વાંચનારના હૃદયમાં સદ્ભાવનાઓ ઉત્પન્ન થાય અને મનુષ્યસ્વભાવ ઘડાય અને તેથી પરમશાન્તિને પ્રાપ્ત કરી શકાય. વીરરસાત્મક કાવ્યો જેવાં કે મહાભારત અને રામાયણ તેઓનું અધ્યયન કરવાથી આપણામાં શૂરાતન, સ્વદેશાભિમાન ઇત્યાદિ ગુણોનું પુનર્જીવન થાય છે; મ્હોટાં મ્હોટાં પરાક્રમો, સત્યનું પાલન, પ્રમાણિકતા વગેરે સદ્ગુણોની ઉપર તે પ્રકાશ ફેંકે છે. આ પ્રમાણે કવિતાના બીજા અનેક વિભાગો થઇ શકે પણ તેના પેટા ભાગો બનાવવાનું આપણું અહીં પ્રયોજન નથી, તેથી તે વાત આપણે અહીંથીજ બંધ રાખીએ છીએ. આ સિવાય કવિતામાં ઉપમાઓ, અલંકારો, ઝડ ઝમક વગેરે આભૂષણો જોઇએ છીએ પણ તે સઘળું અલંકાર શાસ્ત્રનું કામ છે. આપણું કર્તવ્ય ' કવિ, એટલે શું અને તેઓની શક્તિ કેટલી, કવિતા એટલે શું અને તેની ખુબીઓ શી શી, એ બતાવવાનું જ હતું તે થોડે ઘણે અંશે બનાવી દીધું છે. **ટુંકામાં હે કવિ! તું ભાષાદેવીનો પરમ ભક્ત છે, ત્હારો આત્મા, અંતરિક્ષ તથા અવનિતલની સર્વ વસ્તુઓનું રહસ્ય પામીને સમર્થ છે. સૌંદર્યમય છે, ચેતન છે, દિવ્યાંશી છે એમ કહી "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે છે કવિ," એવું ત્હારૂં સામર્થ્ય ગણી ત્હારી સ્તુતિ કરતાં હું સુષ્ટિસત્વમાં શમી જાઉં છું.**

---

# વિરહાલાપ.

ચંદુલાલ -મુંબઇ.

(હું ભજન કરીશ હરિનું સદા સુખે—એ લય.)

શું! આમ સતાવો કાનકુંવર! વિરહે,
પ્રાણ પાથરૂં પ્રિતમ પ્યારા,
આવી મળો અલબેલા છેલા——આમ.

નહિં આવશો જો ક્રુર થઈ,–કરવા કસોટી આ સમે,
સમજાવું સમજો વાલમા, નહિં ફાવશો દિનને દમે;
તાણ્યે અતિ તૂટી જશે, મુજ પ્રાણ દોરી પ્રેમની,
આલ્હાદ થાશે પ્રગટતાં, જ્યોતિ જીવનરૂપ હેમની,——શું!

---

# काळा कोलसा या शुद्धिनुं साधन.

(લે. કુન્દન સુહૃત્સંઘ)

૧.

—"મક્ષિકા એક ક્ષુદ્ર વસ્તુમાંથી સાર શોધની"—

આધુનિક સમયમાં કેળવણી પામ્યાનું અભિમાન ધરાવતા ઘણા સજ્જનો, દુધ અથવા દુધપાક ઇત્યાદિ પ્રવાહી પદાર્થોમાં કેટલાક વિચારશીલ મનુષ્યોનું કોલસાના ટુકડા નાંખવાનું કાર્ય વહેમનુંજ-પરિણામ (વહેમ જનિતજ) માને છે, પરંતુ વસ્તુતઃ એમ માનવામાં કારણ કોલસા નાંખવાના પ્રયોજન સબંધી અજ્ઞાન એ છે.

ઉપરની ઉક્તિના સમર્થનને માટે એક પાશ્ચાત્ય વિદ્વાનના લેખમાંથી થોડું અવતરણ આપીશું.

"Putrid water is immediately deprived of its bad smell by charcoal. When milk and such like fluids from intense heat or long keeping are likely to pass into a state of corruption, a simple and pure method of keeping them sound and healthful is by putting a few pieces of charcoal each about the size of a small lemon, into the pot wherein the fluid is to be boiled."

અર્થ—ગંદા પાણીમાં (અસ્વચ્છ જળમાં) કોલસાનો ટુકડો નાંખવાથી તેમાં રહેલી ગંધ ક્ષણવારમાં દુર થાય છે. જ્યારે દુધ અથવા એવાંજ પ્રવાહી દ્રવ્યો અતિશય તાપથી . .. વધુ વખત રહેવાથી બગડી જવાની અણીપર હોય ત્યારે તેમને સ્વચ્છ અને પથ્ય રાખવાને માટે (બનાવવા માટે) સહેલી અને સુનંદી રીત એવી છે કે સાધારણ લીંબુના પરિમાણના કોલસાના ટુકડા, તે પદાર્થવાળા વાસણમાં, તે પ્રવાહી પદાર્થ ઉકાળતી વેળાએ નાંખવા.

અત્રે આપણે જાણવાની જરૂર છે કે આપણા ઋષિના સમયથી "નજર ન લાગે" એવા બીકથી ઘણાખરા પ્રવાહી પદાર્થોમાં લસાના ટુકડા નાંખવામાં આવે છે, તેમાં શાસ્ત્રીય (Scientific) નિયમો સંબંધી આપણા ઋષિનું જ્ઞાનજ કારણભૂત છે. સાધારણ રીતે આપણા ઋષિ આ શાસ્ત્રીય કારણના જ્ઞાનને લીધેજ એવી રીતે વર્તતા હતા અને આ સંપ્રદાય (Doctrine) પણ બીજા બધા સંપ્રદાયોની સાથે તેમના વખતથી અધુના ઉતરી આવેલો છે. આપણા ઋષિનાં કેટલાંક કાર્યોનાં કારણો આપણે જાણવાને પ્રચ્છા અથવા જીજ્ઞાસા ન રાખવાથી, એ કારણો સંબધી આપણું અજ્ઞાન વધતું ગયું અને વખતના વહેવાની સાથે આપણે તેમના કેટલાક સત્ય સંપ્રદાયોની પણ સામે વાંધો ઉઠાવવા મંડ્યા. તદ્વત્ આ કોલસાના વિષે પણ ખરાં શાસ્ત્રીય કારણને આપણે "વહેમ" (Superstition) નું પદ અર્પવા લાગ્યા છીએ.

કોલસાથી પ્રવાહી દ્રવ્ય સ્વચ્છ તથા પથ્ય થાય છે, તેના અનુમોદનમાં હાલની જળ ગળણી (Filtoફીલ્ટર) નો પ્રયત્ન સુધરેલો દાખલો છે. જેમાં પાણી કોલસા ભરેલા વાસણમાંથી પણ પસાર કરવામાં આવે છે; અને તેમ કરવાથી કોલસા પાણીની અંદરનું અપથ્ય તથા દુર્ગંધ ગ્રહણ કરી લે છે અને જળ સ્વચ્છ તથા શુદ્ધ બને છે.

(અપૂર્ણ.)

# પૈસા અને પ્રેમ.

( શ્રીયુત ગોવર્ધન–મુંબઇ. )

" જેનાં સહુતાં કેહેતાં, ગુસ્સો પેદા થાય;
સ્હોડે રહી સુખ પામવે, પ્રેમ નામ કહેવાય."

( કવિ નર્મદાશંકર ).

૨

## પૈસાની પાયમાલી અને પ્રેમનો પ્રતાપ.

ખરખર ખરખર અવાજ કરતી મોટાર બંગલાના પોર્ટીકામાં આવી પહોંચી. હાથમાં લાકડી હલાવતા અને મોઢામાંનું પાન થુંકતા રામદાસ બંગલાની પાયરી ઉપર બુટ ખખડાવતા ચઢવા લાગ્યા. ભૈયાને ચહા તૈયાર કરવાની વરદી આપી શેઠ ઉપર ચાલ્યા ગયા. અગાસીમાં આવી જુએ છે તો સોફા ઉપર શાન્તા બેહોશ હાલતમાં પડેલી હતી. નોકરે આણેલી ચહાનો પ્યાલો પીવા માંડવાની તૈયારી કરતામાં પાસેના ટેબલપરના ટેલીફોનની ઘરરર ઘંટડી વાગી. પ્યાલો હાથમાંથી નીચે મુકી છઇ રામદાસે ટેલીફોનમાં વાત કરવા માંડી.

ટેલીફોનના અવાજથી જાગી ગયેલી શાન્તા નીચે પ્રમાણે વાત સાંભળતી હતી.

" એલાઉ ! એલાઉ ! "

" શામજી ! હા હા ! નાટકમાં વાત;થયા પ્રમાણે ! એમાં ફરી શું પુછે છે ! "

" એલાઉ ! × × × એલાઉ ".

" હા ! તારી મરજી પ્રમાણે તારમાં વધારે લખ ! બસેં ગાંસડી વધુ–હું–થવા દે ! "

" એલાઉ. "

" જા જા ગાંડા ! એમાં ચોળાચોળ-શી કરે છે ! ખોટ જશે તો મારે માથે–નહીં આવે તો તું લેજે !–બસ ! હવે હું સુઇ જાઉં છું. "

રામદાસની પાસે આવીને શાન્તા બોલી " શેની ખોટ ! શેનો નફો ! નાટકમાં શું વાત થઈ ? "

" અરે ! તું જાણે છે કે ! એતો અમારી વેપારીઓની વાતો ! ખોટ પણ જાય અને નફો પણ થાય ! એમાં તમારાં બૈરાં લોકની હીંમત ન પહોંચે ! એતો કઠણ કાળજાંનું કામ ! "

શાન્તાના મનમાં ક્રોધનો આવેશ ચડી આવ્યો પણ તેને દબાવીને તે નમ્રતાથી બોલી " પ્રાણપતિ ! તમે થોડા દિવસથી એકલપેટા શા કારણથી થઈ ગયા છો ? મારો શો એવો ગુન્હો થયો છે કે જેથી તમે મને હમણાંના આવા વિલક્ષણ જવાબ આપો છો અને દુઃખમાં નાખો છો ? પ્રાણાધાર ! તમારી આ દીન દાસીને કહેશો કે હમણાંના તમે એવા શા વિચારોમાં ગુંથાયા છો કે જેથી તમારી જમવાની રૂચી, વાતચિતનો આનંદ અને શાંત ઉંઘ જતાં રહ્યાં છે ! તમે એટલા વિચારમાં બેઠો છો ત્યારે જમીન ઉપર તમારી ભવાં ચડેલી આંખો શાથી એક નજરે ચોટી રહે છે અને ઘોડી થોડીવારે ચમકતા હો તેમ એકાએક ગુસ્સામાં

આવી તમે ઉંડા દમ કેમ ખેંચો છો? તમારા મોઢા ઉપરની રતાશ, આંખનું તેજ અને મધુરૂં મધુરૂં હસવું કયા કારણથી અદશ્ય થયું છે અને ગંભીર દિલગીરી ભરેલા ઉંડા વિચારોમાં તમારા કપાળ ઉપર થોડી થોડીવારે કરચલીયો કેમ પડી જાય છે? તમારી અડધી ઉંધમાં મેં તમને બેચેનીથી બોલી ઉઠતા સાંભળ્યા છે અને પા આખા કલાક સુધી પરમેશ્વરનું નામ દઈને તમારા કપાળ ઉપર મારા હાથ ફેરવ્યા કર્યાં છે. "સો ખાંડી, પંદર પાટ, ચારસો ગાંસડી, કાંઇ નહિ એતો ઝોકાવ! પડો ફત્તેહ છે આગે! નવી ગિલ્લી નવો દાવ! પડશે તેવા દેવાશે! થાવા દે થાવા દે! હં–હં–પાંદડાને આડે નસીબ છે! નોન્સેન્સ ફિકર મત કર! જોજી ઉપર લગાવ–બેઠાનું નસીબ બેઠેલું અને દોડતાનું દોડતું! ફિર લડેંગે!" વગેરે જાતના શબ્દો તમે ઘણીવાર ઉંઘમાં બોલો છો અને પછી થોડીવારમાંજ જેમ વાદળાં ચઢી આવીને વરસાદ પડે છે તેમ તમારા મનનાં આ વાદળાંમાંથી વરસાદનાં ટીપાંની પેઠે પરસેવાનાં ટીપાં તમારા કપાળ ઉપર બંધાઇ જાય છે. આ સઘળું તમારા મનમાં ચાલતા ગોટાળાનુંજ પરિણામ છે અને તેથી હું વિનંતી કરૂં છું કે દયા કરીને મને; તમારી ચિંતામાં ભાગીદાર કરી તમારૂં મન શાંત કરવાની તક આપો–તમારા સુખમાં જેમ હું ભાગ લઉં છું, તમારા પૈસાથી જેમ હું ગાડી, ઘોડા, ઘરેણાં, કપડાં વગેરેનાં સુખ ભોગવું છું, તેમ તમારા દુઃખમાં પણ ભાગીદાર થવું એ મારો ધર્મજ છે! તમારા સુખમાં તમારી પાસે રહી વાતચિત તથા હરવા ફરવાનો આનંદ લેવો અને દુઃખમાં તમને એકલાનેજ બધો બોજો આંખ આડા કાન કરીને ઉપાડવા દેવો એ એક સ્ત્રીના કોમળ હૃદયને છાજે છે!–નહિ–નહિ!

તો ગમે તેમ થાય પણ તમારે મને બધો ખુલાસો કરવોજ પડશે; હવે તો હદ આવી ડી છે; મારી ધીરજ હવે ટકી શકે એમ લાગતું નથી. જુઓ! આપણે થોડાક માસ ઉપર કેવાં છુટથી વાત કરતાં હતાં! તમે મને સંસ્કૃત શ્લોકોની ગુજરાતીમાં કેવી રસિક રીતે સમજુતી આપતા હતા! શેકસ્પીયરનું 'મેકબેથ' અને 'હેમ્લેટ' નું નાટક મને કેવી ખુબીથી તમે કહી બતાવ્યું હતું! વળી શિવાજી, નેપોલીયન, નેલ્સન્ અને પ્રતાપરાણાનાં પરાક્રમ તમે કેવી રીતે વર્ણવી બતાવ્યાં હતાં! અને પેલી 'પારકે પૈસે પરમાનંદની' ચોપડીમાં આવતા બેરીંગટન ઉપર તથા 'નીલમ અને માણેક' ઉપર આપણે તે દિવસે એક કલાક સુધી કેવી ચર્ચા ચલાવી હતી!–આ ચિંતાઓની કાળી રાતનો અંત આવીને હવે શું પહેલાંના જેવા આનંદનો સૂરજ નહિ ઉગે? તમને વધારે હું શું જણાવું. મારો મનના દરિયાનું તોફાન કેવા શબ્દોમાં કહી બતાવું!"

રામદાસના ખભા ઉપર પોતાનો ચંદ્રનાં કિરણમાં બોળી શીતળતાથી ફિક્કો પડી ગયો હોય તેવો હાથ મુકીને શાન્તાએ આગળ કહેવા માંડ્યું "વહાલા નાથ! તમને જે ચિંતા હોય તે ખુલ્લા હૃદયથી મને કહેવામાં જરા પણ આંચકો રાખશો નહિ. હું ગમે તેવી બાબત હશે તેને માટે જરા પણ ઠપકો આપવાનું કે ગુસ્સો કરી કડવાં વેણ કહેવાનું સાહસ સ્ત્રી સ્વભાવને વશ થઈને નહિ કરૂં! મારા હૃદયમાં જો એક સ્ત્રીનો સાચો પ્રેમ સમાયલો હશે તો તે કદી પણ બળતામાં ઘી હોમવા જેવું–દાઝયા ઉપર ડામ દેવા જેવું, કે પડયા ઉપર પાટુ મારવા જેવું સાહસ નહિજ કરે!–દુઃખ દેવું એ પ્રેમનો ધર્મ નથી. પ્રેમનો ધર્મતો દુઃખના દાવાનલને મીઠાં વચનથી શાંત કરવામાં–દુઃખના ડુંગરને પ્રાર્થનાના દારૂથી ફોડી પ્રિયતમનો માર્ગ સરળ કરવામાં અને પ્રયત્ન કરવા છતાં

પણ પ્રાપ્ત થયેલા પ્રસંગને **સંતોષથી સહન** કરવામાં રહેલો છે.—"

**રામદાસનું** શરીર સ્તબ્ધ થઇ ગયું હતું—તે જડવત્ બની ગયો હતો—શાન્તાના એક પછી એક બોલાતા અક્ષરે અક્ષર તેના હૃદયમાં વેગથી દબાતા જતા—સામટા દબાણથી જાણે છેક દબાઇ જઇને તેમાં રહેલું દુઃખ બહાર વહી જતું હોય એવો એને અનુભવ થતો હતો.

"દયાની દેવી—સુખની ભાગીયણ!—ખરેખર હું અભાગી છું. નિર્ભાગી છું. ક્રૂર છું. તારામાં આવું બળ રહ્યું હશે—તારામાં આવો ઉંડો પ્રેમ વસી રહ્યો હશે—તારા મનમાં આવું જ્ઞાન પ્રકાશતું હશે એનો મને કદી પણ ખ્યાલજ ન આવ્યો. હા! મારી નજર ઉઘડે છે—મને મારો રસ્તો દેખાય છે. મારા પૈસાની **તૃષ્ણામાં** હું કેમ તણાયો તે સમજાય છે—મારો પહેલાંનો પ્રેમ કેવી રીતે નાબુદ થઇ ગયો તે મને જણાય છે." નિશ્વાસ નાખતાં રામદાસે છુટાં છુટાં વચનોમાં જવાબ આપ્યો.

"મારૂં ઉંચું જ્ઞાન, મારો ધર્મનાં પુસ્તકોનો બોધ, મારૂં વિદ્યાભ્યાસના નિશ્ચયોનું બળ, થોડાક માસમાં કેવે આડે રસ્તે દોરવાઇ ગયું—હું કેવો આંધળો બની ગયો. પ્રિયા! પ્રિયા! હું વેપારમાં વધીને સટ્ટા અને સરતમાં નસીબ અજમાવવામાં પડયો છું! અરે! મેં પોતે તેમાં પૈસા ગુમાવ્યા છે એટલુંજ નહિ પણ બીજા સ્નેહીઓને માટે શરમથી હજારો રૂપૈયા ખુવાર કર્યા છે. મારા ઘરમાં—મારા કુટુંબમાં—મારા ડાબા અંગમાં—મારી સહધર્મચારિણીમાં—મારી અર્ધાંગનામાં **પ્રેમનાં** આવાં **અમુલ્ય રત્નો** ગુપ્ત રહ્યાં હશે એવું મને ભાનજ ન થયું—મારી જીંદગી વ્યર્થ છે, મારો ગહન કવિઓનાં કાવ્યોનો અભ્યાસ નિષ્ફળ છે. **પૈસા**—પૈસા તુંજ **પાયમાલીનું** કારણ છે; પ્રેમ—**શુદ્ધ પ્રેમજ,** દેવી પ્રેમ તારો **પ્રતાપજ** સુખના દિવસોનો સૂર્ય છે."

આમ બોલતાં રામદાસ શેઠ બેભાન સ્થિતિમાં સોફા પાસે જઇ ઢળી પડયા.

* * * *

દવાની સીસીમાંથી ડોઝ માપીને ડાક્ટર એક પ્યાલીમાં કાઢે છે; શાંત ચહેરે શાન્તા પીંછાના પંખાથી પવન નાખે છે; પાસેના ઘડીઆળમાં બપોરના બારના ટકોરા થાય છે અને સામેના દરવાજામાંથી રજીસ્ટર્ડ બુકપોસ્ટ લઇને કોઇ દાખલ થાય છે.

ડાકટરે કહ્યું "બહેન, સંભાળથી અને શાંતિથી એમને ઉંઘ લેવા દેજો; એમનું મગજ ઘણુંજ અવ્યવસ્થ થયું છે, અને આવેશમાં લોહી ચઢી આવવાથી તેઓ થોડી થોડી વારે બેભાન થાય છે, તેથી એમને આ સીસી સુંઘાડયા કરજો અને માથા ઉપર આઇસ ઘસ્યા કરજો. એમની સાથે કોઇને વાતચિતમાં જોડાવા ન દેશો; જ્યારે જ્યારે જાગીને તેઓ વાતના કોઇ વિષયમાં જોડાય ત્યારે તેમને આનંદના અને સુખના બનાવોની યાદ આપીને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરજો. મારે ટાઇમ થઇ ગયો છે તેથી જવું પડે છે; હું સાંજના ફરીથી આવીશ; એમને પરમ દિવસે તદન આરામ થઇ જશે."

બિચારી શાન્તા નીચું મોઢું રાખી ડાકટરના ગયાં પછી પેલું બુકપોસ્ટ ઉઘાડતી હતી. અંદર જુએ છે તો પોતાની બહેન તરફથી ભેટ મોકલાયલું 'શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ' એ નામનું વાર્તાનું પુસ્તક નજરે પડયું! સાથે આવેલા ટપાલના કાગળમાં નીચે પ્રમાણે લખેલું હતું.

ખાને વાંકી આગળી કરીને પૈસા કઢાવવા માટે રમાતી હશે એવું સ્વપ્ને પણ મારા ખ્યાલમાં નહોતું આવ્યું. આજથી હું દઢ નિશ્ચયથી મારા સ્વતંત્ર જીવનને ગોઠવી દઉં છું. મારા વાંચવામાં હાથ આ ચોપડી આવી છે. તેથી મને ખરા અણીના વખતમાં મોટો લાભ થયો છે."

* * * * *

શાન્તા જે થોડા માસ થયાં શોકના રાહુથી છવાઇ ગઇ હતી તે પૂર્વ કરતાં પણ અધિક પ્રેમ પ્રકાશથી પોતાના પતિના સહવાસમાં મગ્ન થવા લાગી. રામદાસ અને શાંતા વચ્ચે વિવિધ વિષયો ઉપર ચર્ચા ચાલતી હતી, અને બને પતિપત્નિ અપૂર્વ આનંદથી વ્યવહારનાં તથા પરમાર્થનાં સુખનો આનંદ લેતાં હતાં. એક દિવસે રામદાસે શાન્તાને નીચે પ્રમાણે કવિતાઓ હસીને સંભળાવી !

" मुखमिन्दुर्यथा, पाणिः पणवेन समः प्रिये ।
वाचःसुधा इवोष्ठस्ते विम्बतुल्य मनोऽश्मवत् ॥ "

( ભાવાર્થ—હે પ્રિયા ! તારૂં મુખ ચંદ્ર જેવું છે, હાથ પલ્લવ જેવા કોમળ છે, વાણી અમૃત જેવી જીવન આપનાર છે, હોઠ બિંબના ફળ જેવા છે અને મન વજ્ર જેવું દઢ છે.)

"Your very frowns are fairer far
Than Smiles of other maidens are." ( cleridge )

અન્ય સ્ત્રીઓના ભાવ, હાસ્ય તણા કરતાં અધિક,
તારો રોષ પ્રભાવ, સુંદરતામાં વધી જતો

---

# मने दैवी सत्ताए गुप्तविद्याना रहस्यद्वारमां प्रवेशवानो प्रसंग प्राप्त केवी रीते कराव्यो ?

( શ્રીયુત ગોવર્ધન —મુંબઇ. )

"But if, unblamable in word and thought,
A man arise, a man whom God has taught,
With all Elijahs's dignity of tone,
And all the love of the beloved John,
To storm the citadels they build in air,
To smite the untempered wall ('tis death to spare,)
To sweep away all refuges of lies,
And place, instead of quirks, themselves devise,
Lama [illegible] before their eyes;
To sh[illegible]

All hope despair that stands not on his cross;
Except a few his God may have impressed,
A tenfold frenzy seizes all the rest."

(Cowper.)

(પ્રસંગાનુકૂલ ભાવાર્થ:—જો કોઈ સરળ અને પવિત્ર હૃદયનો હરિભક્ત પરમાત્માના અનુગ્રહપાત્ર ભિન્ન ભિન્ન ભક્તોનાં દષ્ટાંતોના અનુભવથી જગતના લોકો પ્રતિ અંતરમાં ઉઠતા વિક્ષેપકર વિચારોને ખસેડી નાખી, અસત્યમય મળનો ત્યાગ કરી, દૈવી રહસ્યનો પ્રકાશ પાડવાનો પ્રયત્ન કરે, તથા સાંકેતિક અવતારોથી સૂચવાતા સંજ્ઞામય રહસ્ય જ્ઞાન વિના ધર્મનું શિખર પ્રાપ્ત થતું નથી એવો સત્ય અભિપ્રાય પ્રદર્શિત કરે; તો વિરલ સુજ્ઞ ધર્મધુરંધરો સિવાયનાં સઘળાં મનુષ્યોનાં મગજ તેની સામે આવેશાત્મક ધુનોથી ઉશ્કેરાઇ ગયા વિના રહેતાં નથી.)

સામે દેખાતાં દરિયાનાં ઉછળતાં મોજાંથી ઉશ્કેરાઇને સુસવાટા મારતો પવન વેગથી ધસારા કરી રહ્યો હતો, પોતાના મિત્ર અંધકારનો પરાજય થયેલો જોઇ કાળાં વાદળાંઓ ચંદ્રના સફેદ કિરણુવાળા હાસ્યને ઢાંકી દેવા દોડાદોડ કરી રહ્યાં હતાં અને ગત થયેલા દિવસની પાછળ શોક કરતાં હોય તેમ તમરાંઓ ચારે બાજુથી ઘરઘરાટ ચલાવ્યા કરતાં હતાં. મધ્યરાત્રિ થવા આવી હતી પણ ઉંઘ નહિ આવવાથી હું મારી ગેલેરીમાં બેઠે બેઠે એક અંગ્રેજી ચોપડીનાં પાનાં ઉથલાવ્યા કરતો હતો. કેટલાક કારણુસર મારી માન્યતા એવી થઈ છે કે સુતા પહેલાં થોડો વખત કોઇ ગુહ્ય રહસ્યોવાળું અથવા ઉંડી શોધ કરવાજેવું લખાણ વાંચીને ઉંઘી જવું, જેથી ઉંઘમાં કોઇ વખત "આંતરમન"ના નિયમ પ્રમાણે કોઇ કોઇ અટપટી બાબતોનો ખુલાસો થઇ જાય!

આ નિયમ પ્રમાણે આજે હું 'ઇજીપ્ત' દેશમાં રહસ્યો સંબંધી કોઇ પુસ્તકમાંથી કેટલોક હેવાલ વાંચતો હતો, વાંચતાં વાંચતાં નીચેનું લખાણ મારી નજરે પડ્યું:—

"About the queerest, and at the same time the most insignificant tale that has come down is that of the Sphinx. She, the Sphinx, is said at one time to have terrorized all the inhabitants of Thebes, by propounding a middle and swallowing all who failed to answer it. At last to the great popular relief, one Oedipus, came forward, solved the Sphinx's riddle and put an end to her gresome gluttony."

"This was the riddle: what animal is that which goes on four feet in the morning, on two at noon, and on three in the evening?"

"............... Oedipus came to vanish ignorance by declaring this strange, uncanny, quadru-bi-tri-ped to be MAN him-

self, who creeps on all fours in infancy, walks on two feet in middle age, and leans on a staff in declining years."

આ લખાણુનો ભાવ એવો હતો કે એક વખત **સ્ફીન્કસે** ( નીચેના ભાગમાં સિંહજેવું અને ઉપરના ભાગમાં સ્ત્રીજેવું પાંખવાળું પ્રાણી ) આખા થીબનના લોકોમાં ઘણો ગભરાટ ફેલાવ્યો હતો. તેણે એક ઉખાણું બનાવ્યું હતું, અને જે જે લોકો એનો જવાબ આપી શકતા ન હતા તેમને તે ગળી જતું હતું. તે ઉખાણું આ પ્રમાણે હતું.

'એવું કયું પ્રાણી છે કે જે સવારમાં ચાર પગથી, બપોરે બે પગથી, અને સાંજે ત્રણ પગથી ચાલે છે!'

ઇડીપસ નામના મનુષ્યે આ ઉખાણાનો જવાબ આપી ત્રાસમાંથી લોકોને બચાવ્યા હતા. જવાબમાં તેણે જણાવ્યું હતું કે ' એ ચાર–બે–ત્રણ–પગું પ્રાણી તે માણસજ છે કેમકે તે બચપણમાં ચાર પગથી જુવાનીમાં બે પગથી અને ઘડપણમાં લાકડીના ટેકા સાથે ત્રણ પગથી ચાલે છે.'

આ બાબતમાં રસ પડવાથી મેં મારાં પુસ્તકોમાંથી એક બીજું પુસ્તક કાઢી આ વિચિત્ર **સ્ફીન્કસનો** હેવાલ વાંચવા માંડ્યો અને તેનું ચિત્ર ધારી ધારીને જોવા માંડ્યું.

આ લખાણ પરથી એવું સમજવામાં આવ્યું કે ઈજીપ્ટ ઘણોજ જાદુઇ દેશ છે અને તેના રણની અંદર આવેલા પથ્થરના **પીરેમીડ** અને **સ્ફીન્કસ** કે જે દુનીયાની અજાયબીના નમૂના ગણાય છે તેમાં એવું રહસ્ય સમાયલું છે કે ખાસ ચમત્કારિક માણસ સિવાય કોઇના જાણવામાં આવતું નથી. આ રહસ્ય **સ્ફીન્કસનું** પથ્થરનું માથું સ્પષ્ટ શબ્દોમાં બોલીને લાયક માણસને સંભળાવે છે!

ઘણું મોડું થઇ જવાથી હું પથારીમાં આ નવા લેખના વિચારો કરતો કરતો ઉંઘી ગયો. ઉંઘમાં મને નીચે પ્રમાણે સ્વપ્ન આવ્યું.

હું ઇજીપ્તમાં જઇ પહોંચ્યો અને ત્યાં હરતા ફરતા કૈરો શહેરના આરબો તથા આરબ સ્ત્રીઓને જોતો રસ્તાઓ ઉપરથી પસાર થવા લાગ્યો. પસાર થતાં થતાં મને એકાએક સ્ફુરી આવતી લીટીઓ હું ગાવા લાગ્યોઃ—

> "Or sunk at night in sad disastrous sleep,
> Beneath descending hills the caravan;
> Is buried deep. In Cairo's crowded streets,
> Th' impatient merchant, wond'ring, waits in vain;
> And Mecca saddens at the long delay."
>
> (Thomson.)

માર્ગ કાપતો કાપતો હું **પીરેમીડના** રણમાં આવી પહોંચ્યો. ચારે બાજુ ચંદ્રનો ગંભીર પ્રકાશ ફેલાઈ રહ્યો હતો, હૃદય **સ્ફીન્કસનું** રહસ્ય જાણવાના વેગથી ઉછાળા મારી રહ્યું હતું અને દરેક શ્વાસદ્વારા હીંમતને ખેંચતાં હોય એમ ફેફસાં પોતાનું કામ કર્યે જતાં હતાં.

ચાલતો ચાલતો હું સ્ફીન્કસના પથ્થરના માથા પાસે આવી પહોંચ્યો. તેનાં ગંભીર ચહેરો, નિર્ભય આંખો અને જાણે ગાંડી દુનીયાને હસી કાઢતા હોય એવા હસતા હોઠ મેં ઘણી બારીકીથી જોવા માંડ્યા.

મારા શરીરમાં ધ્રુજારી આવવા લાગી, મારા વાળ ઉભા થવા લાગ્યા, અને સાથે ભોકાળી હોય એવી અસર મને જણાવા લાગી! પથ્થરના એક કોતરી કાઢેલા પૂતળા કરતાં તેનામાં કાંઇ વધારે વિચિત્રતા હોય એવું મને ભાન થયું.

મારી સ્થિતિ વધારે ને વધારે આતુર થતી ચાલી. હું આ અજાયબી ભરેલા સ્ફીન્કસ ની અંદર વ્યાપી રહેલી દૈવી સત્તાને પુછવા લાગ્યો 'અત્યંત આતુરતાથી હું તમારૂં સત્ય જાણવાને ઘણી અડચણો વેઠીને અહીં આવી પહોંચ્યો છું, દયા કરી તમારૂં પથ્થરનું હૃદય ખોલીને મને સત્યનો પ્રકાશ જણાવો!'

થોડી પળ નહિ થઈ હોય એટલામાં મારી શાંતિનો ભંગ થતો હોય એમ જણાવા માંડયું; આજુબાજુના પવનના ઝપાટામાં નહિ અનુભવેલી એવી સુગંધ મને જણાવા લાગી; મારો આત્મા જાણે જુસ્સામાં આવી જઇ ખુમારીમાં મસ્ત બન્યો હોય એમ મને ભાન થવા લાગ્યું! મેં ચંદ્ર તરફ નજર કરી તો તેના ઉપર આછાં વાદળાં પસાર થતાં મને જણાયાં.

મારી સામે જોઉં છું તો મને ઉચી, ગભીર આકૃતિવાળી, આંખથી નીચેના ભાગથી છેક પગ સુધી સફેદ ચળકતાં પ્રકાશમય ફુલો ટાંકેલા આછા બુરખા જેવા કપડાથી ઢંકાયલી, કોઇ સ્ત્રી ઉભેલી જણાઇ. તેની આંખો તેજદાર તીક્ષ્ણ અને હૃદયવેધક હતી; તેના વાળ ઠેઠ પગની પાની સુધી છુટા છટાબંધ લટકતા હતા અને હાથ પહોળી આંગળીઓ સહીત બાજુમાં છુટા લટકતા હતા.

તરત તો મારી આંખને ભ્રમ થયો છે એમ મને લાગ્યું પણ ધારીને જોતાં મારી ખાત્રી થઇ કે તે મારી પ્રાર્થનાથી પ્રકટ થયેલી સ્ફીન્કસની દેવીજ છે!

તે દેવીએ ધીમેથી પોતાનો હાથ ઉભો કર્યો અને મારી આંખો ઉપર તીણી નજરે જોવા માંડયું. મેં મારી અધીરાઇમાં પહેલો સવાલ કર્યો "આપ કોણ છો? હું બોલું છું તે ભાષા આપ સમજી શકો છો?"

મધુર અવાજમાં ઉત્તર આવ્યો "હું સર્વ ભાષાઓ જાણું છું"!

મને એકાએક ભ્રાંતિ પડી કે આ સર્વ ભ્રમજ છે! મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ! કેમકે સામે ઉભેલી આકૃતિના હોઠ હાલતા હતા પણ શબ્દ તો પેલા પથ્થરના માથામાંથી આવતો હતો. હું બીજો સવાલ પુછવા જતો હતો પણ મારી જીભજ ઉપડી નહિ! હું ઉભો હતો ત્યાં સ્તબ્ધજ થઇ ગયો!

તે આકૃતિએ બોલવા માંડયું "તેં મારૂં આવાહન કર્યું છે; મારી અનેક વર્ષોની નિદ્રામાંથી તેં મને જાગ્રત્ કરી છે; સીઝર અને કલીઓપેટ્રાના દાખલા પછી કેટલાક મને કલીઓપેટ્રાના નામથી સબોધે છે પરંતુ જ્યારે કલીઓપેટ્રાનું શરીર મૃત્યુવશ થયું છે ત્યારે ઇજીપ્તનો રહસ્યમય ચમત્કાર અમર ટકેલો છે. તારી પાસે એક સ્ત્રીના રૂપમાં તે રહસ્ય પ્રબોધક સત્તા પ્રત્યક્ષ થાય તો તેથી ભય પામીશ નહિ. મારી એવી ઇચ્છાજ છે કે તને મારાં દર્શન થાય. હવે જાણ કે હું, સ્ફીન્કસનાં અને ઇંગ્લાડ, ગ્રીસ, રોમ, હિંદુસ્થાન, જેરૂસેલમ વગેરેનાં સંકેતમય સ્થાનોનાં રહસ્યોની રક્ષકસત્તા છું"

મારૂં હૃદય વેગથી ધડકતું હતું, મારૂં આશ્ચર્ય વધતુંજ હતુ, મારી છેક નજીક ઉભેલી

આકૃતિના માત્ર હોઠજ હાલતા હતા; અવાજ ખરેખર પેલા સ્ફીન્કસના પૂતળામાંથી જ આવતો હતો !

ફરીથી તે આકૃતિ બોલી " તારે મારી પાસેથી શું જાણવાની ઇચ્છા છે ? " મેં કહ્યું " સ્ફીન્કસના રહસ્યનો પડદો ઉંચકો અને મારામાં સત્યનો પ્રકાશ પાડો " !

જવાબ આવ્યો કે " અનેક મનુષ્યો આજ સુધીમાં મારી પાસે આ રહસ્ય જાણવા માટે આવ્યાં છે, પરંતુ કોઈ રહસ્ય શ્રવણ કરીને અત્રથી જઇ શક્યો નથી. છેલ્લામાં છેલ્લો થોડા વખત ઉપર અત્ર ગેલબ્રેથ ( Galbrath ) નામનો વિદ્વાન અંગ્રેજ તેની આઇડા પેન્ટન ( Ida Penton ) ની સલાહથી મારૂં રહસ્ય શોધવા અત્રે આવ્યો હતો. તેણે ઇજીપ્ત સંબંધી એક ગ્રંથ લખ્યો હતો અને તેમાં બધાં વર્ણનો ઘણી વિદ્વત્તાથી કર્યાં હતાં તેણે મારી પાસે આવી મને પ્રાર્થના કરી " Great Egypt, I have tried in words to record the mystery of you, the wonder and the magic of your spell. To night there remains but one thing more to set down before my work is finished. I ask no less than to hear the secret of the Sphinx, to pierce the veil to see your face." ( ભાવાર્થઃ—હે ઇજીપ્તની દેવી ! મેં તમારા સંબંધનું રહસ્ય અને તમારા મંત્રોના ચમત્કાર તથા આશ્ચર્યનું વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો છે. મારૂં કામ પુરૂં થાય તે માટે માત્ર એકજ બાબત લખવાની બાકી રહી છે. હું તમારી પાસે સ્ફીન્કસના ગંભીર રહસ્યને સાંભળવાની, તમારો પડદો ખુલ્લો કરવાની, અને તમારૂં મુખ જોવાની યાચના કરૂં છું. " )

મેં તેને આ જવાબ આપ્યો હતો. " No man may know the secret of the Sphinx, look upon the face of Egypt, unless he pays the supreme price." મોટો ભોગ આપ્યા વિના કોઇ પણ માણસ સ્ફીન્કસનું રહસ્ય જાણી શકતો નથી )

ગેલબ્રેથ " Galbrath એકદમ બોલી ઉઠયો " There is no price I would not pay ' ( હું ગમે તેવો ભોગ આપીશ ).

મેં તેને સ્ફીન્કસને સાષ્ટાંગ કરવાનું સૂચન કરતાંજ તેણે તે પ્રમાણે કરવા માંડ્યું. સ્ફીન્કસમાંથી આવતા સુધ્વનિથી તેણે રહસ્ય જાણ્યું—મારા મુખ ઉપરનો પડદો વિદ્યુત્ વેગથી અદ્દશ્ય થયો અને ગેલબ્રેથનું મૃત શરીર સ્ફીન્કસ પાસે નિશ્ચેષ્ટ પડ્યું. "

આ શબ્દો સાંભળી મેં કહ્યુ " મારે તો જીવનનુંજ રહસ્ય જાણવું છે. ગેલબ્રેથની પેઠે મૃત્યુનું રહસ્ય સાંભળી આપની સત્તા કરતાં મૃત્યુની સત્તાનું મહત્વ વધારવાનું પાપકર્મ મારાથી થાય એમ નથી. "

મારા શબ્દોથી પ્રસન્ન થઇ હોય તેમ એ દેવી ધીમા અવાજથી બોલી " હિંદુસ્થાન ગૂઢ દેશ છે; તેમાં અનંત ઐશ્વર્યો અને રહસ્યોના ગુપ્ત બીજો રહેલાં છે; સર્વ દૈવી વિદ્યાઓનું તે મૂળસ્થાન છે. કોઈ વિલક્ષણ સંકેત વશાત્ સ્ફીન્કસ પોતાના રહસ્યનો પ્રથમ ભાગ તને સંભળાવે છે તે શ્રવણ કર ! મારા મુખનું દર્શન કરવા તું ભાગ્યશાળી થાય તેમ નથી કેમકે રહસ્યના બીજા ભાગના શ્રવણના અંતમાંજ આ મારો પડદો પોતાની મેળે અદ્દશ્ય થાય છે. આજે જે રહસ્ય તારા જાણવામાં આવે તેનો જે અર્થ તને સ્પષ્ટ થાય તેજ અર્થ

જો કોઇ મનુષ્ય તને જણાવે તો તે મનુષ્યની સાથે અભ્યાસમાં જોડાવાથી તને ઇચ્છા પ્રમાણે બીજા રહસ્યો પ્રાપ્ત થશે. "

એકદમ પેલા સ્ફીન્ક્સના માથામાંથી ગંભીર અવાજ આવ્યો —

"Osiris sinks in Capricorn
And Isis seals the tomb–
Horus the prince of Love is born
And joy dispelleth gloom "

સોરઠો.

ડુબે ઓસીરીસ, રાશિ મકર તણી મહીં,
તેહ તણી ઇસીસ, કરતી બંધ કબર વળી,
હોરસ પ્રેમ–કુમાર, જન્મ પામતો તે થકી,
શોક તણો અંધકાર, આનંદજ વિસાવતો

એકાએક મૂર્છા ખાઇને હું તે ઠેકાણે ઢળી પડ્યો !

જાગ્રત થઇ જોઉં છું તો ... નો અને મદદગાર મનુષ્યને
કેવી રીતે મેળવવો તેનો ... આ સૂક્ષ્મનો
પ્રકાશ થાય તો શ્રીભ...



લાકા-
આ



નૈનિતાલ —નગરનો દેખાવ

દેખાય છે એમ કહીએ તો તે ખોટું નથી. આ તળાવની વધારેમાં વધારે લંબાઇ ૧૫૬૭ વાર છે અને વધારેમાં વધારે પહોળાઇ ૫૦૬ વાર છે. તળાવનો પરિઘ બે મૈલ છે અને તેમાં રોકાયલી જગા ૧૨૦ એકર છે આ તળાવની આસપાસ રસ્તો છે. દક્ષિણ બાજુએ ટેકરી છેક તળાવની નજીક આવેલી હોવાથી ટેકરી ફોડીને રસ્તો કરવો પડ્યો છે. ઉત્તર તરફ ટેકરી છેક પાસે નથી તેથી તે બાજુએ બે સમાંતર રસ્તાઓ કાઢેલા છે. આ તળાવમાં ઉંડામાં ઉંડું પાણી ૯૩ ફુટ છે ત્યારે ઓછામાં ઓછું પાણી ૨૦ ફુટ છે. તળાવની મધ્યમાં પણ ગંધકનો ઝરો આવેલો છે. આ તળાવમાં પાણી આવવાનો માર્ગ પશ્ચિમ તરફથી છે, તેમ છતાં બંને બાજુએ સમાંતર આવેલી ટેકરીઓનાં પાણી નાના નાના પાણી આવવાના માર્ગો કરી તળાવમાં ઉતારેલાં છે.

ખરેખર આ તળાવ તે આ ભૂમિના એક દેવતાઇ ભૂષણરૂપ છે તેમાં જરાપણ શંકા નથી આ તળાવના કાંઠાપર ફરીએ તો શહેરની જુદાં જુદાં સ્થાનોની બધીજ શોભા જોવામાં આવેછે. લોકોને સહેલ કરવાના રસ્તા આજ છે. બાકી શહેરમાં તો થોડી પણ સપાટ જમીન નથી. જ્યાં જઇએ ત્યાં ચડઉતર જગા આવેલી છે આ રસ્તાઓ ઉપર સાયંકાળે ઘણી ભીડ હોય છે, અને તે સમયનો દેખાવ ઘણોજ પ્રેક્ષણીય લાગે છે

વ્યાયામપ્રિય યુરોપિયન લોકો આ તળાવનો વ્યાયામમાં ઉપયોગ કરે છે. અહિં ઘણી બોટક્લબો છે. એક ખુદ લેફ્ટેનેન્ટ ગવર્નર સાહેબનું બોટ હાઉસ છે અને બે યુરોપિયન ગૃહસ્થોની બોટકંપની છે. આ સિવાય યંગમેન્સ ક્રિસ્ચીઅન એસોસિએશનની પણ એક બોટક્લબ છે વળી યુરોપિયન ઑફિસરોને સહેલ કરવા તથા વ્યાયામ કરવા માટે છુટક બોટો પણ ત્યાં રહે છે. રામપુરના નવાબ સાહેબની પણ ત્યાં બોટ રાખવામાં આવે છે. સવારે અથવા સાંજે જો તળાવનાં પાણીપર દૃષ્ટિ નાખીએ તો પુષ્કળ બોટો અહીં ફરતી જોવામાં આવે છે. સાંજના મછીમારની બોટો પણ આ તળાવમાં નજરે પડે છે. સઢવાળાં નાવડાં પણ ત્યાં પુષ્કળ હોય છે આવી સહેલ કરવાની તથા વ્યાયામ કરવાની સગવડ બીજે સ્થળે ભાગ્યેજ જોવામાં આવે છે તેમાં પણ આટલી ઉંચી ટેકરી ઉપર અને આવા ઠંડા પ્રદેશમાં તો હોવી અશક્યજ છે, આપણા ઇલાકામાં મુંબઇમાં આવી સહેલ કરવાની સગવડ છે. જેઓએ મુંબાઇમાં બોટમાં બેસીને સહેલ કરવાની મજાહ ભોગવી હશે, તેમને આ સ્થળની આ મજાહ સંબંધી થોડો ખ્યાલ આવી શકશે અને તેમનેજ આ મજાહ કેટલી મહત્વની છે તે પણ સમજવામાં આવશે.

ઉપરના વર્ણન ઉપરથી નૈનિતાલની રચના વિષે આપણા વાચકોને સાધારણ કલ્પના આવશે. આ સ્થાનમાં વસતિ વધવી શક્ય નથી નવાં ઘરો કે બંગલાઓ બાંધવાને માટે ત્યાં સગવડ નથી બધીજ જગા ચારે બાજુથી ઘરોમાં આવી ગયલી છે. વળી અહીં દૂર દૂર જઇને હવા ખાવાનાં કે હરવા ફરવાનાં કે સૃષ્ટિસૌંદર્ય અવલોકવાનાં સ્થાનો પણ નથી. કારણ કે શહેર એવા તો ઉમદા સ્થાનપર આવેલું છે કે ત્યાંથીજ સૌંદર્યપ્રદ રચના સાક્ષિણી દૃષ્ટિએ પડી શકે છે તેમ છતાં થોડીક જગાઓ છે જે જોવા જેવી છે તેથી તેનું વર્ણન ઉપયોગી ગણાશે

આ જગાએ પૂર્વપશ્ચિમ જનારી એવી ટેકરીઓની બે હારો આવેલી છે. આ ટેકરીઓમાંની એક દક્ષિણ તરફની ટેકરી ઉપર થઇને હાલમાં ક્રમગોડમ પાસેનો રસ્તો છે પગનો

આ રસ્તો ઉત્તર તરફની ટેકરીપરથી હતો. આ ટેકરીપર હમણાં આલ્મોડા જવાનો રસ્તો છે, અને આ રસ્તામાં આગળ જઇએ તો કૃષ્ણગોડમ સુધીની અવર્ણનીય શોભા દૃષ્ટિએ પડે છે. ડુંગરાઓની હારોની હારો તદન સપાટ-ઉભી ને ઉભી જણાય છે. આથી જમીનથી આપણે કેટલા ઉંચે ઉભા છીએ તે નીચે દૃષ્ટિ નાખવાથી જણાઇ આવે છે. નાગમોડીના જેવો વાંકોને ચૂકો જતો રસ્તો પણ ઘણો રમણીય દેખાય છે.

અહીં જોવા જેવી બીજી વસ્તુ સીપાઇ ધારા છે. આ ઉત્તમ પાણીનો ઝરો છે, તે દક્ષિણ તરફ આવેલા ટેકરાના મથાળાપર બળદગાડીના રસ્તાપર શહેરથી થોડો છેટે આવેલો છે. આ જગાએ જ્યારે જઇએ છીએ ત્યારે જે આનંદ થાય છે તેની મનુષ્યને કલ્પના સરખી આવવી દુર્લભ છે. આ ઝરાનું પાણી મુસલધારાથી વહેતું નજરે આવે છે. પાણી સ્ફટિક જેવું સ્વચ્છ અને નિર્મળ છે અને તે એટલું તો ચંડું હોય છે કે જો તે પીએ તો આપણને એમજ લાગે કે આપણે બરફનું પાણી પીએ છીએ. વળી તે ઘણુંજ મીઠું છે. આ પાણી બારે માસ એક સરખી રીતે વર્હ્યા કરે છે. આ સ્થળમાં આવેલાં બધાં પાણીમાં આ પાણી સર્વોત્તમ છે. પીવાના કામમાં પુષ્કળ લોકો આજ પાણીનો ઉપયોગ કરે છે. આ ઝરાનું પાણી રસ્તાની બને બાજુએ બાંધેલી નીકોમાં વહેતું રાખવામાં આવે છે, તેથી બધાજ રસ્તાપર ઓછે ખર્ચે પાણી છાંટી શકાય છે. બીરભટ્ટીથી દોઢ માઇલ આગળ ચઢયા પછી આ મોટા વહેતા ઝરાનું પ્રથમ દર્શન થાય છે. અહીં પુષ્કળ ઝાડી છે અને અહીં એક ગાયમુખ બાંધેલું છે. બીરભટ્ટીથી ઉપર ચઢતાં માણસ થાકી જાય છે એટલામાં તો ત્યાં આ ઝરાનું દર્શન થાય છે અને આ ગાયમુખમાંથી અમૃતતુલ્ય પાણી પીને તાજો થાય છે અને તેનો બધો થાક ઉતરી જાય છે. આથી તેને આગળ વધવાની ઉમેદ થાય છે અને નૈનિતાલ સર્વાંશે કેટલું શોભાવાળું તથા સુખ આપનાર છે તેની તેને કલ્પના આવે છે.

પરંતુ નૈનિતાલમાં સર્વથી વધારે પ્રેક્ષણીય જો કાંઈ પણ હોય તો તે ચાયનાપીક છે. આ નૈનિતાલની ઉત્તરે આવેલું છે અને તેની ઉંચાઈ સમુદ્રની સપાટી કરતાં ૮૫૬૮ ફુટ છે. એટલે કે નૈનિતાલ તળાવની સપાટી કરતાં પણ બાવીસેં ફુટ વધારે ઉંચાઇએ આવેલું છે. આસપાસના બધા ડુંગરોમાં આજ સર્વથી ઉંચામાં ઉચું શિખર છે. આ શિખર પર જઇને પાછા આવતાં સુમારે પાંચ કલાક લાગે છે. ડોળીમાં બેસીને જવું હોય તો તે જવા આવવાના રૂ. ૨ા બેસે છે. આ શિખરપર સવારમાં જવું એ વધારે સગવડવાળું છે.

ચાયનાપીક જવાનો રસ્તો તળાવના પૂર્વની ટુંકો પાસે થઇને જાય છે અને તે એક સરખા ચઢાવવાળો છે. અને જેમ જેમ આપણે ઉંચે ચઢતા જઇએ છીએ તેમ તેમ શહેર અને તળાવનો દેખાવ ' नवो नवोऽयमक्षणो ! તે પ્રમાણે પ્રત્યેક ઉંચાઇના રસ્તાપરથી નિરનિરાળો દેખાય છે. ચાયનાપીકનો રસ્તો જુના (ગવર્નમેન્ટ હાઉસ) સરકારી મકાનની બાજુમાં થઇને જાય છે અને આગળ અલાહાબાદના ઓનરેબલ મુનશી માધવલાલનો બંગલો આવે છે. આ બંગલો આખા નૈનિતાલ શહેરમાં સૌથી ઉંચામાં ઉંચી જગાએ આવેલો છે. બંગલો નાનો સરખો હોવા છતાં ઘણો સુંદર છે. ચાયનાપીકનો રસ્તો આ બંગલે થઇને જાય છે અને ત્યાંથી ટેકરીની પાછળ જવાતું હોવાથી શહેર દેખાતું લગભગ બંધ થઈ જાય છે. અહીંથી ચઢાણ બહુજ કઠિન અને વિકટ છે. કેટલીક જગાએ તો રસ્તો એટલો સાંકડો હોય છે કે બે માણસોજ માત્ર ચાલી શકે. એક બાજુએ ઉંચો-લપસી પડીએ એવો

ટેકરી તો બીજી બાજુએ ઉંડી ભયંકર ખાઇ આવી હોય તેવી જગાઓ વારંવાર આવે છે. આમ હોવાથી પગે ચાલતાં છતાં માણસને ભય લાગે છે કે રખેને ગબડી પડાય. અહીં જંગલ પણ બહુજ ઘીચ છે અને એમ લાગે છે કે વૃક્ષો જાણે ગગનચુંબી ન હોય !! આ જગાએ છગલાંડની ઠંડી હવામાં ઉગે છે તે સાયપ્રસ નામનાં ઝાડ પુષ્કળ છે. નૈનિતાલથી નિકળ્યા પછી બરાબર દોઢ કલાકે આ જગાએ આવી શકાય છે. ઉપર આવીએ કે તરત વિલક્ષણ પ્રકારની ઠંડી લાગવા માંડે છે. પવન પણ સડસડાટ વાય છે, નૈનિતાલની હવામાં અને આ હવામાં ઘણોજ ફેર છે એમ જણાયા વગર રહેતું નથી. જો તાપણી કરી તાપવા માટે અહીંથી તહીંથી ઝાડનાં પાનાં લાવીએ તો તે પણ સળગે નહિ એવાં તે હવાઇ ગયેલાં હોય છે. છતાં અહીં તાપણી સળગાવવાની મનાઇ છે. જ્યારે ધુમસ હોય છે ત્યારે તો આ ટેકરી જાણે મોટા મહાસાગર વચ્ચે કોઇ દૈવિ દ્વિપ ન હોય તેવી લાગે છે. આ ચાયનાપીકની ટેકરી ઘણી પહોળી કે લાંબી નથી પણ તેની શોભા અવર્ણનીય છે. દક્ષિણ તરફથી નૈનિતાલ શહેર જોઇ શકાય છે. પણ જ્યારે ધુમસ હોય છે ત્યારે તો ક્ષણ અર્ધીક્ષણ શહેર નજરે પડે છે તો ક્ષણ અર્ધીક્ષણ પાછી તે ધુમસમાં ગરકાવ થવાથી બિલકુલ દ્રષ્ટિએ આવતું નથી. તે વખતે તો આપણને એમજ લાગે કે જાણે કોઇ જાદુગર આપણને જાદુઇ તમાસો દેખાડે છે. ધુમસ ન હોય ત્યારે તો આસપાસના પ્રદેશો ઘણાજ રળીઆમણા દેખાય છે. આલમોરા, રાણીખેટ, ભીમતળાવ વગેરે ઉત્તર તરફ આવેલાં છે. આ બાજુએ જ્યારે ઉભા રહીએ ત્યારે હિમાલયની મોટા ડુંગરોની હારોની હારો બરફથી ઢંકાયલી દ્રષ્ટિએ આવે છે. અહિંથીજ હિમાલયની પ્રચંડતા, ભવ્યતા તથા અલૌકિક સૃષ્ટિસૌંદર્ય આપણા મનને ચકિત કરી નાખે છે. આ સ્થાન પરમેશ્વરના અગાધ સામર્થ્યનું આપણને ભાન કરાવે છે. એક તરફ દ્રષ્ટિ નાખો અને બરફના મોટા મોટા ડુંગરોની હારોની હારો જોતાં મન આલ્હાદથી ઉભરાવા માંડશે અને બીજી તરફ નજર ફેરવો અને તમને લીલી લીલી ઝાડી ને વનસ્પતિસૃષ્ટિનો આશ્ચર્યકારક નમૂનો તમારી આગળ ખડો રહેલો જણાશે. !!

( અપૂર્ણ. )

---

# विचार करवानो वखत कोने छे ?

( લેખકઃ ડૉકટર મહાદેવપ્રસાદ, ઇ. એમ, ઇ., એન. ડી. )

---

વિચાર કરવાનો વખત !! અરે હા, વિચાર કરવાનો વખત કોને છે ? વિચાર કરતાં કોને આવડે છે ? નિશાળીઆ અને વિદ્યાર્થિઓ વિચારતા નથી, પણ યાદ રાખે છે. ઉપદેશકો અને વ્યાખ્યાનાઓ સ્વતંત્ર વિચાર ચલાવતા નથી પણ બીજાઓના વિચારો ફોનોગ્રાફની પેરે પઢી જાય છે. વકીલો અને બારિસ્ટરો વિચાર–મનન કરતા નથી, પણ દાવપેચની યુક્તિઓ રચે છે. ડૉકટરો અને વૈદ્યો વિચાર કરતા નથી, તેઓ પણ ગોખી રાખેલ બાબતોને ફરી ફરીને યાદ કરી જરૂર પ્રમાણે ઉપયોગમાં લેછે. ઉપર કહ્યા તેવા જુદા જુદા ધંધામાં રોકાયલા પુરૂષોમાંથી કોઇ કોઇ વખાણવા લાયક અપવાદરૂપ વિરલાઓ મળી આવે છે, અને તેમનાવડેજ માનવસમાજ પ્રગતિને પામતી જાય છે.

વિચારવાનો વખત! વખત! નવરાશ! હા, કોને છે? | નિર્વાહ અર્થે મહેનત કરવી એને જેઓ ધિક્કારવા લાયક ગુલામગીરી ગણે છે, એવાં શોખીન શ્રીમંત સ્ત્રીપુરૂષોને જોકે નોકરી કરવાની હોતી નથી, તોપણ તેઓને કાંઇ વિચાર કરવાનો વખત મળતો નથી. આવાં સ્ત્રીપુરૂષોને પણ કાંઇનાં કાંઇ પોતાનાં કામકાજ કરવાનાં હોય છે. નવા શોખ અને મઝા મારવાની અતૃપ્ત તિતિક્ષાને લીધે તેઓને આમથી તેમ ફાંફાં મારવાં પડે છે, અને તેમ કરતાં તેઓ ઘણીવાર ગોથાં પણ ખાઇ જાય છે.

વિચાર કરવાનો વખત! ખરેખર એ એક અમુલ્ય આશીર્વાદ છે. પૂર્વે સ્વપ્રયત્ને પ્રાપ્ત કરેલા ઉચ્ચ પદનો તે એક પુરાવો, અને ભવિષ્યના શુભ સંભવોનું તે એક સૂચન છે. વિચાર કરવાનો વખત કે નવરાશ મેળવવા ભાગ્યશાળી થતા પહેલાં મનુષ્યને અમુક પ્રમાણમાં આત્મોન્નતિ સાધવી પડેછે. આમ હોવામાં શારિરીક તેમજ આધ્યાત્મિક કેટલાંક કારણો સમાયલાં છે. જુવાનીના જુસ્સા અને અપરિમિત ઇચ્છાઓ શાન્ત સ્વતંત્ર વિચાર–અને ધ્યાનનાં વિરોધી છે.

જે કોઇ મનુષ્ય વિચારવાનો વખત મેળવે છે, તે ખરેખર એક ફિલસુફ કે તત્વજ્ઞ પુરૂષજ હોવો જોઇએ. આવા બે ફિલસુફો, અને ખાસ કરીને તેઓનું મન ફિલસુફીમાં બરાબર રમતું હોય તેવે વખતે, ભાગ્યેજ એકઠા મળે છે. આનું કારણ પણ વિચારવાના અવકાશનો અતિશય અભાવ એજ છે. ઘણાંખરાં માણસો તો ખાતાં, પીતાં, કામ કરતાં, ઝાડે ફરતાં, કે પથારીમાં પડે પડે નિદ્રાદેવીને નિમંત્રણ કરતાં કરતાં જરા આમથી તેમ તેમનાં મનને ભમવા દે છે. હડકાયા કુતરાની પેઠે ગભરાટ કે ઉતાવળમાં આમથી તેમ બાથોડીયાં મારતાં ભમતા મનનાં ભ્રમણ તે કાંઇ ખરા વિચાર ગણાય નહિ. વિચાર કરવાનોજ જેઓ ધંધો લેઇ બેઠા છે, અને જેઓના નિર્વાહનું સાધન પણ તેજ છે, તેઓ પણ પોતાનાં કામકાજમાં એટલા ગુંચવાઈ ગયેલા હોય છે કે, પોતે શો હેતુ સિદ્ધ કરવા આમ માથાતોડ મહેનતમાં જીવન ગાળે છે, તેનો વિચાર કરવાનો વખત કે નવરાશ તેમને હોતાં નથી. આવા પ્રકારના જીવનથી તેમના પોતાના જીવનને વાસ્તવિક શું મળે છે, અગર તેના ઉપર શું અસરો પરિણામ પામે છે, તેનો તેઓ વિચાર કરતા નથી. વિચાર કરવાનો ધંધો લેઇ બેઠેલા અને તેના વડેજ નિર્વાહ ચલાવતા મનુષ્યોને તત્વવિચાર કરવાનો વખત મળતો નથી.

જનસમાજ કે ખલકના ખેલમાં પોતાનો અદ્વિતિય વિચિત્ર ભાગ ભજવતા અને તત્વ વિચારમાં તલ્લીન રહેતા એકાદ ફિલસુફને જોઈ નવા જમાનાના લોકો તો બોલી ઉઠવાના કે, "કેવો આળસુ માણસ જણાય છે! નકામા બેશી રહેવાને બદલે કામ કરતાં તેને શું થાય છે?" પરંતુ ફિલસુફ તો બીજા લોકોને કામ કરતા અવલોકે છે, જે ચીજો મેળવવાને મનુષ્યો મથે છે, તેજ ચીજો તેમને પ્રાપ્ત થતાં તેમાંથી સુખ ઉડી ગએલું તેમને જણાવાનું છે, તે ચીજોને માટે તેઓ ફોગટ ફાંફાં કેમ મારતા હશે તે વિષે તે સખેદાશ્ચર્યથી વિચારે છે. જે ભોગ ભોગવવાનો પોતાને વખત મળતો નથી તે ભોગનાં સાધનો પ્રાપ્ત કરવા પાછળ મનુષ્યો શા માટે માથાતોડ મહેનત ઉઠાવીને રંજ ખેંચતાં હશે, તે વિષે તત્વજ્ઞ પુરૂષ તાજુબીમાં તલ્લીન થઇ જાય છે.

તત્વજ્ઞપુરૂષ કાર્ય અને તેના પરિણામની અગત્યનો અદલ અડસટ્ટો કાઢે છે. વારિ અના હેતુ અને પરિણામોની તે બરાબર નોંધ લેઇ તેની પોતાના વિચાર પ્રમાણે કિંમત આંકે છે. આજ વિષયના બીજા લોકોના જુદા જુદા અડસટ્ટા અને તત્વજ્ઞ પુરૂષના અડસટ્ટાના આંકમાં બહુ ફેર હોય છે. જ્યારે બીજા લોકો આવા ફિલસુફપર તેની ગરિબાઇને લીધે દયા ખાય છે, ત્યારે તેજ ફિલસુફ તે લોકોની દયા એટલા માટે ખાય છે કે, તેઓ વિચારોને પોતાના અથાગ વૈતરાના બદલામાં સ્થાયી ફલ કે વાસ્તવિક સંતોષ બહુજ થોડો મળે છે।

બીજા લોકો ફિલસુફને એક જક્કી માણસ કેમ ગણે છે, અને તેજ ફિલસુફ પોતે પોતાને દૃઢ ખંતીલા સ્વભાવનો કેમ માને છે, તેનો ખુલાસો ઝટ મળી શકે તેવો છે. ફિલસુફ કે તત્વજ્ઞપુરૂષ પોતાની વિચિત્ર પ્રવૃત્તિ અને તેના પરિણામને વધારે સારાં અને પસંદ કરવા લાયક ગણે છે. જીવનપ્રવાહમાં સંસારચક્ર કેવું ચાલે છે તેને એક નિર્લેપ દૃષ્ટા તરિકે નિહાળવું એમાંજ તત્વજ્ઞ પુરૂષ પોતાની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ અવલોકે છે.

જે ફિલસુફને માનમરતબો મેળવવાની દરકાર હોય તેણે :પોતાના ધંધામાં જોડાયા પછી જેમ બને તેમ જલ્દી લોકોમાં જાહેર કરવું જોઇએ કે, પોતે એક પુસ્તક લખે છે. આમ કરવાથી લોકનિંદામાંથી તે બહુધા બચી શકશે, અને તેનું તેવા પ્રકારનું પગલું તેના વિચિત્ર વર્તન માટેનો સંતોષકારક ખુલાસો કે કારણ ગણાશે. કારણકે, તેથી લોકો જોઇ શકશે કે, તે ફિલસુફ પોતાના ધંધાથી શાં ફલ મેળવી શક્યો છે તે બતાવી આપવાનો તે પ્રયત્ન તો કરે છે. પરંતુ તેના આવા પ્રયત્નને અંતે તેનું કામ બહુ વખણાવાનો સંભવ નથી, કારણકે માણસો વિષે ફિલસુફો કેવા વિચાર ધરાવે છે તે જાણવાનું દુનિયાના લોકોને ગમતું નથી. છતાં પણ પોતાના વિચાર કરવાના વખતમાંથી એક પુસ્તક પેદા થઇ શકે છે, એમ લોકોને બતાવી આપવું એ ફિલસુફને પણ લાભકારક છે. પરંતુ જનસમુહના વિચારો કરતાં અતિશય જુદા પ્રકારના વિચારો પોતે પુસ્તકરૂપે પ્રસિદ્ધ ન કરી દે તે વિષે સાવધાનતા તેણે સેવવાની જરૂર ધ્યાનમાં રાખવી. દુનિયાં તો બહુ ધીમે પગલે અને ઠોકરો ખાતે ખાતેજ આગળ વધી શકે તેમ છે, તેનું કારણ પણ એજ કે માત્ર જુજ માણસોનેજ વિચાર કરવાનો વખત મળે છે.

"How few think rightly of the thinking few,
How many never think at all who think::they do."

---

## डॉक्टर महेन्द्रलाल सिरकार.

### લે. આનંદ મૂર્તિ.

ડૉક્ટર મહેન્દ્રલાલ સિરકાર હાઉરા જીલ્લામાં પૈકપુર નામના ગામમાં ઇ. સ. ૧૮૩૩ માં જન્મ્યા હતા. બાલ્યાવસ્થામાંજ તેમનાં માતપિતાનો કાલ થવાથી તેમના મામાએ તેમને ઉછેર્યા હતા. ગ્રામ્યશાલામાં અભ્યાસ કરી હિંદુ કૉલેજમાં દાખલ થયા. ત્યાં તેમને " હેરસ્કુલ " તરફથી સ્કોલરશીપ ( માસિક વેતન ) મળતી. હીંદુ કૉલેજમાં તથા પ્રેસિડન્સી

કોલેજ ( હલાકાની પાઠશાળા )માં તે આગ્રહ, ધૈર્ય, તથા ઉત્સાહને લીધે સન્માન પામ્યા. પરીક્ષામાં સારી રીતે ઉત્તીર્ણ થયા. ત્યાર પછી તેમણે વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરવા કલકત્તા મેડીકલ કોલેજ ( આયુર્વેદ પાઠશાળા ) માં પ્રવેશ કર્યો. તેમના અભ્યાસથી તથા જ્ઞાનથી તેમના શિક્ષકો એટલા તો પ્રસન્ન થયા કે બીજાજ વર્ષમાં તે શાળાના વિદ્યાર્થીઓને દૃષ્ટિવિજ્ઞાનના ગૂઢ વિષયપર વ્યાખ્યાન કરવાનું કાર્ય તેમને સોંપ્યું. તે કાર્ય તેમણે ઉત્તમ પ્રકારે કર્યું. આયુર્વેદ શાળામાં તે અતિ ઉત્સાહી તથા ધૈર્યશીલ હતા. ત્યાં વારંવાર તેમને પારિતોષિક મળતાં. ૧૮૬૧ ની સાલમાં ઔષધિ વિજ્ઞાન, શસ્ત્રોપચાર તથા સૂતિકા શાસ્ત્રમાં તે પ્રથમ પદે ઉત્તીર્ણ થયા. ૧૮૬૩ માં તેમણે ડૉક્ટર ઓફ મેડીસીન ( આયુર્વેદાચાર્ય ) ની ઉપાધિ પ્રાપ્ત કરી. અભ્યાસ પૂર્ણ કરી ડૉક્ટર ગુડઈવ ચક્રવર્તીએ સ્થાપેલા બંગાલાની બ્રીટીશ મેડીકલ એસોસીએશન ( આંગ્લ આયુર્વેદ મંડળ ) માં તે જોડાયા. ક્રમે ક્રમે આ માનનીય સંસ્થાના તે વ્યવસ્થાપક તથા ઉપપ્રમુખ થયા. આ સંસ્થામાં સભાસદો સંમુખ હોમીઓપથી ધતીંગ છે એમ સિદ્ધ કરવા પ્રથમ વ્યાખ્યાન કર્યું. તેમનું ધારવું એમ હતું કે આ પ્રણાલિકાનુસાર મહાન્ વ્યાધિઓમાં પણ અતિસૂક્ષ્મ પ્રમાણમાં ઔષધ અપાય છે તેથી વ્યાધિગ્રસ્ત મનુષ્ય ઉપર કાંઇ પણ અસર થઇ શકેજ નહિ આ નિર્ણય પર આવવા છતાં તેમણે આ વિષય સંબંધી સત્યનો નિર્ણય કરવા પ્રયત્ન સતત ચાલુ રાખ્યો. આ સંસ્થાના સિદ્ધાન્તાનુસાર ઉપચાર કરનાર એક ઉત્તમ વૈદ્ય સાથે તેમણે નિરીક્ષણ કરવા માંડ્યું. સમય જતાં તેમને એમ ભાન થવા લાગ્યું કે આ કાંઇ છેક ધતીંગ નથીજ. જેમ જેમ તેમને કાંઇ સત્ય જણાવા લાગ્યું તેમ તેમ તે વિશેષ ઉત્સાહથી તેમાં જોડાયા. અંતે તેમને નિશ્ચય થયો કે તેમાં સત્ય છે. મહાપુરૂષોના ભૂષણરૂપ સત્યાગ્રહથી ધૈર્ય વડે ૧૮૬૭ ના ફેબ્રુઆરી માસમાં " મેડીકલ એસોસીએશન " આયુર્વેદ મંડળ સમક્ષ " વ્યાધિ તથા ઉપચારના સંબંધમાં આયુર્વેદ શાસ્ત્રના અભ્યાસીઓમાં પડતો મતભેદ " એ વિષયપર વ્યાખ્યાન કરી પોતાના નવા વિચારો સ્પષ્ટ પ્રકટ કર્યા. આ સત્યનો પ્રેમ. અમુક નિશ્ચય ગ્રહણ કર્યો તે અસત્ય, અજ્ઞાન પૂર્ણ, તથા અહિતકર જણાય તો પણ તેને દુરાગ્રહથી વળગી રહેવું એ મૂઢત્વ છે એટલુંજ નહિ પણ મહા અનર્થને ઉપજાવનાર છે, વળી અગ્રેસર પુરૂષોમાં તો તે જનસમાજને પણ અનર્થ કરનાર છે; કારણકે તેમના વિચારાનુસાર અનેક વ્યક્તિઓ વર્તન કરનાર હોય છે. આ તેમનો સત્ય પ્રેમ પ્રદર્શિત કરે છે. ઈ. સ. ૧૮૬૮ માં ' કલકત્તા જર્નલ ઓફ મેડીસીન " કલકત્તાનું આયુર્વેદીય પત્ર પ્રકાશ કરવાનું આરંભ્યું.

ઇ. સ ૧૮૬૯ થી બંગાલામાં સ્વદેશીય આયુર્વેદિક સંસ્થા સ્થાપવાનો તેમણે પોતાના પત્રદ્વારા આગ્રહ કરવા આરંભ કર્યો. ૧૮૭૬ સુધી કોઇ પણ દિશાથી તેમને આશ્રય ન મળ્યો તોપણ તેમણે અડગ ધૈર્યથી આ સત્પ્રયત્ન કર્યા જ કર્યો. અંતે બંગાળાના તે સમયે અધિકારપદસ્થિત લેફ્ટેનન્ટ ગવર્નર સર રિચર્ડ ટેમ્પલનું ધ્યાન આ દિશામાં ખેંચાયું. સર રિચર્ડ ટેમ્પલ તથા કેટલાક સ્વદેશીય સહકારીઓના સહાયથી તેમણે વિજ્ઞાન પ્રચારક મંડલ ( Association for Advancement of Science ) સ્થાપ્યું. ધંધો બહોળો હોવાથી તેમને નિવૃત્તિનો સમય ઘણોજ થોડો મળતો તોપણ આ કાર્યને અર્થે તે ધન તથા સમયનો વ્યય કરતા આ કાર્યમાં તેમણે ઉત્સાહથી પચીશ વર્ષ સુધી કાર્ય કર્યા કર્યું. હાલ આ સંસ્થા જે ઉત્તમ સ્થિતિએ છે, તે આ પરોપકારી મહાન્

પુરૂષનાજ પુણ્યના પ્રભાવે છે. અનેક મનુષ્યનું હિત કરનાર ઉચ્ચ ધારણાઓ કોઇ વિરલ પુરૂષોનાંજ અંતઃકરણમાં ઉદ્ભવને પામે છે. આવાં ઉચ્ચ અંતઃકરણમાં પ્રકટતા ઉચ્ચ વિચારો ગ્રહણ, ધારણ, પોષણ કરવા સામાન્ય પુરૂષોનાં અંતઃકરણ અધિકારી ન હોવાથી આ ઉચ્ચ ધારણાઓને ફલવતી કરવામાં વિના સહાયે ધૈર્યથી કાર્ય કરવું પડે છે. અને તેનું કાંઇક દશ્ય ફલ પ્રકટ થતાં સામાન્ય મતિ જે સૂક્ષ્મ તત્ત્વને ધારણ કરી શકતી નથી તે પણ તેને પ્રેમથી અવલમ્બે છે. આવીજ રીતે ઉત્તમ વિચારોને આગ્રહપૂર્વક યોગ્ય રૂપાંતર પમાડવા ધૈર્ય ધારણ કરવું એ મહાપુરૂષોનું કાર્ય છે.

વિજ્ઞાનના પ્રસારક થઇ તેમણે પ્રજાહિત કર્યું એટલુંજ નહિ, પણ નાગરિક તથા વિદ્વાન રૂપે પણ તેમણે પોતાની ઉત્તમ શક્તિનો લાભ આપ્યો. ૧૮૭૦ માં તે કલકત્તા વિશ્વ વિદ્યાલય ( University, ) ના ફેલો ( સહકારી વ્યવસ્થાપક, ) નિમાયા. તે સંસ્થામાં તેમણે દશ વર્ષ પર્યંત કાર્ય કર્યું. કલાકૌશલ્ય વિચારક ( Faculty of Arts ) મંડળના તે પ્રમુખ થયા. એ અધિકારે તેમણે ચાર વર્ષ સુધી કાર્ય કર્યું. " બંગાળ એશિયાટીક સોસાયટી " એશિયાના બંગમંડળના તે આગેવાન કાર્યકર્તા હતા. " ઇન્ડીઅન મ્યુઝીઅમ (ભારતીય સંગ્રહસ્થાન)ના વ્યવસ્થાપક રૂપે તે તેમાં કાર્ય કરતા. ૧૮૯૮ માં તેમને કલકત્તા વિશ્વવિદ્યાલય દ્વારા ધર્માચાર્યની માનવંત ઉપાધિ પ્રાપ્ત થઇ.

ઇ. સ. ૧૮૮૩ માં સરકારે તેમને સી. આઇ. ઇ.ની પદવી એનાયત કરી. ૧૮૮૭ માં તે કલકત્તા શેહેરના શેરીફ નીમાયા. ૧૮૮૭ થી ૧૮૯૩ સુધી તે બંગીય ધારા સભામાં સભાસદ હતા. કલકત્તા શેહેરસુધરાઇ ( Calcutta Corporation )માં પણ તે વક્તૃત્વ, દીર્ઘ દૃષ્ટિ તથા ઉચ્ચ વિચારોથી સન્માન પામ્યા હતા.

એમના જેવા વિશાલ બુદ્ધિવાળા પુરૂષો વિરલ હોય છે. વૈદક શાસ્ત્રમાં તે અપૂર્વ જ્ઞાન ધરાવતા તો પણ અન્ય વિવિધ વિષય પ્રતિ તેમનું અલક્ષ્ય નહતું. વિદ્વત્તા, જ્ઞાન, તથા ઉચ્ચ વિચારો માટે બંગાલાના ઉત્તમ પુરૂષોમાં તેઓ ઉત્તમ પદ ભોગવે છે.

તેમનામાં વિચારનું બાહુલ્ય, કાર્યકારણ શક્તિ, અંતસ્ફુરણ, દઢતા, ધૈર્ય, પરોપકાર, સત્યાગ્રહ આદિ ઉત્તમ ગુણો હતા. પોતાના વિચારો ઉત્તમ પ્રકટ કરી શકતા. સ્વાભિમાન છતાં તે સત્યપ્રિય હતા. એમનું અંતઃકરણ દયાર્દ્ર, નમ્ર તથા શાન્ત હતું.

---

# मानसिक उन्नति.

## યુ. એલ. પટેલ. બી. એ. વડોદરા.

હરેકોઇ સમાજની અગર વ્યક્તિની ઉન્નતિનાં બે અંગ હોય છે. એક શારીરિક ઉન્નતિ અને બીજી માનસિક ઉન્નતિ. આ બન્ને પ્રકારની ઉન્નતિ સિવાય વાસ્તવિક ઉન્નતિ સંભવતી નથી.

એકલી શારીરિક ઉન્નતિથી કેવાં પરિણામ આવે છે તે જાણવાને મનુષ્ય પ્રાણી અને ઇતર પ્રાણીઓની સ્થિતિના તફાવત તરફ લક્ષ્ય આપવું બસ થશે. હાથી, ઘોડા, વ્યાઘ્ર, સિંહ

વગેરે પ્રાણીઓ શારીરિક શક્તિમાં મનુષ્યના કરતાં ઘણી શ્રેષ્ઠતા ધરાવે છે; પરંતુ માનસિક શક્તિમાં ઘણાં ઉતરતાં છે; તેથી તેમની શારીરિક શક્તિઓનો ઉપયોગ મનુષ્યોએ પોતાનાં કાર્યોને માટે કર્યો છે; અને જે શારીરિક શક્તિ, માનસિક શક્તિના સંયોગથી તેમને સ્વતંત્રતાનાં સુખો બક્ષી શકી હોત, તે એકલી પડવાથી તેમને ગુલામીનાં દુઃખોમાં ઘસડી ગઈ છે.

મનુષ્ય સમાજમાં પણ માનસિક શક્તિના અભાવે શારીરિક શક્તિ તેવુંજ પરિણામ નીપજાવે છે. આફ્રિકાના હબસી લોકોમાં શારીરિક સુસ્થિતિના પ્રમાણમાં માનસિક શક્તિ ઘણી કમી છે; અને તેને પરિણામે તેઓ ઇતર મનુષ્યોના બંધનમાં આવી પડે છે. તેમની શારીરિક શક્તિ તેમને બંધનમાંથી ઉગારી શકતી નથી; પણ ઉલટી પોતેજ તેઓને બંધનમાં ઘસડી જાય છે. તેમના શરીરની તાકાતથી, શરીરમાં ઓછી તાકાતવાળી પણ વધારે માનસિક બળવાળી પ્રજાઓ તેમને બંધનમાં નાખી, પોતાનાં ખેતરોમાં કામ કરવાને ઘસડી જાય છે, અને ત્યાં, પોતે મનુષ્ય છતાં, પ્રાણીઓ જેવી અધમ દશા ભોગવે છે. માનસિક શક્તિ કમી હોવા સાથે શારીરિક શક્તિ પણ તેમનામાં કમી હોત, તો તેઓની દશા વધારે સારી હોત. કેટલાક પરોપકારી માણસોના પ્રયાસથી હબસી લોકો ગુલામગીરીમાંથી ઘણે અંશે મુક્ત થયા છે; છતાં જ્યાં સુધી તેઓની માનસિક શક્તિઓનો વિકાસ થઈ, પોતાના રક્ષણને માટે યોગ્ય ઈલાજો લેવા તેઓ શક્તિમાન થયા નથી, ત્યાં સુધી તેઓની સ્વતંત્રતા માત્ર બીજાઓની પરોપકારી વૃત્તિ ઉપર અવલંબે છે.

શારીરિક શક્તિ સિવાયની માનસિક સુસ્થિતિ પણ નિર્વીર્ય છે. ઉત્તમ શરીર સિવાય ઉત્તમ મન સંભવતું નથી; તોપણ ઘણાં માણસોના શરીરની કમતાકાત છતાં માનસિક શક્તિઓનો વિકાસ કેટલેક અંશે થએલો હોય છે. પરંતુ આ માનસિક વિકાસ તેમને પોતાનો નિર્વાહ કરવામાં તથા રક્ષણ કરવામાં મદદગાર થતો નથી. તેઓને જીવનની હરકોઈ ક્રિયામાં બીજાં માણસોની મદદની જરૂર પડે છે. તેઓનું, તેઓનાં કુટુંબોનું, અને તેઓના સમાજનું જીવન બીજાઓની પરોપકારી વૃત્તિ ઉપર આધાર રાખતું હોય છે. તેઓ કોઈની પાસેથી હક કરી માગી શકતા નથી; પણ તેઓને બીજાઓ આગળ વિનંતિ કરવાની હોય છે; અને તેમને સહૃદય માણસો મદદ કરે છે, તે માનની લાગણીથી નહિ, પણ દયાની લાગણીથી કરે છે. માનસિક સુસ્થિતિવાળી પણ શારીરિક શક્તિના અભાવવાળી નિર્વીર્ય પ્રજા બીજી પ્રજાઓની મદદની અપેક્ષા રાખે છે, પણ તેની મદદની અપેક્ષા કોઇ રાખતું નથી અને જનસમાજમાં ચાલતો આપ લેનો વ્યવહાર જોતાં, તે મદદ કેટલે અંશે મળે તે વિચારવા જેવું છે.

આ રીતે આપણે જોયું કે માનસિક શક્તિ વિના શારીરિક શક્તિ નિર્વીર્ય છે અને શારીરિક શક્તિ વિના માનસિક શક્તિ નિર્વીર્ય છે. એટલે ઉન્નતિનાં બન્ને અંગોના પૂર્ણ વિકાસ સિવાય મનુષ્યજીવનની સફળતા થતી નથી. એક ગાડીનાં આ બન્ને ચક્રો છે અને ગાડીની ગતિનો આધાર આ બન્ને ચક્રોની સુસ્થિતિ ઉપર રહેલો છે. પરંતુ અહીંઆં આપણે આ બન્ને અંગો સંબંધે વિચાર કરવાનો નથી, માત્ર માનસિક ઉન્નતિ મનુષ્યજીવનમાં અને મનુષ્ય સમાજની સુવ્યવસ્થામાં કેટલો ભાગ ભજાવે છે અને તે કેવી રીતે પ્રાપ્ત થાય છે તે સંબંધે વિચાર કરીશું.

માનસિક વિકાસમાં હું ત્રણ અંગોનો સમાવેશ કરૂં છું. **બુદ્ધિનો વિકાસ; ઇચ્છાશક્તિનો વિકાસ; અને હૃદયશક્તિનો વિકાસ.** ઇચ્છાશક્તિ માણસને કાર્યનો પ્રદેશ ખોળી આપે છે, અને તેને ગતિમાં મુકે છે; બુદ્ધિશક્તિ તેને ધારેલા કાર્યનાં સાધનો ખોળી આપી, તે સાધનોની યોજના બતાવે છે; અને હૃદયશક્તિ મનુષ્યસમાજના વ્યક્તિ તથા સમષ્ટી જીવનનું રક્ષણ કરી, કેવી રીતે કાર્ય સાધવું તેના વિચારો દર્શાવે છે. આ ત્રણે અંગોના વિકાસ સિવાય વાસ્તવિક માનસિક વિકાસ કહેવો અશક્ય છે. ઇચ્છાશક્તિ તથા બુદ્ધિશક્તિનો વિકાસ થાય અને હૃદયના વિકાસ તરફ લક્ષ્ય ન અપાય તો માણસ સમાજને હિતકર્તા થવાને બદલે હાનીકર્તા નીવડે; તેનું મનુષ્ય સ્વરૂપ બદલાઇ રાક્ષસ સ્વરૂપ થાય. તેવીજ રીતે ઇચ્છાશક્તિ કેળવાયા સિવાય બુદ્ધિશક્તિ તથા હૃદયશક્તિની કેળવણી સફળ થાય નહિ; અને સમાજની ચઢતી કળા થવાને બદલે અધમ દશા થવાનો પ્રસંગ આવે. આ સંબંધી મારા વિચારો આગળના વિવેચનમાં સ્ફુટ થશે.

આ ત્રણે શક્તિઓ ઇશ્વરે માણસના મનમાં બીજરૂપે મુકેલી છે; અને તેનો વિકાસ કરવો, એ ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનો રસ્તો છે. જેમ જેમ આ ત્રણ શક્તિઓ ખીલતી જાય છે, તેમ તેમ માણસોની ઉન્નતિ થતી જાય છે; અને તે શક્તિઓનો વિકાસ કરવાનો પ્રસંગ જે પ્રજા મેળવે છે, તે પ્રજા પોતાને માટે હરકોઇ પ્રકારનાં સુખો મેળવી શકે છે. માણસો અને ઇતર પ્રાણીઓ વચ્ચે તફાવત એટલો છે કે માણસોમાં આ શક્તિઓ ઇશ્વરે મુકેલી છે; અને બીજાં પ્રાણીઓમાં તે નથી. ઇતર પ્રાણીઓ કોઇ પણ કાર્યમાં ઇચ્છાથી પ્રેરાતાં નથી; પરંતુ તેમની હીલચાલ પ્રેરણાથી થાય છે; અને પ્રેરણાથી દોરવાયા છતાં તેમાં ફતેહ મેળવવાને માટે સાધનો મેળવી તેઓની યોગ્ય રચના કરવાનું કામ તેમનાથી બની શકતું નથી. પોતાને ખોરાક જોઇએ છે; છતાં ભૂખ લાગ્યા પહેલાં અગાઉથી ખોરાક મેળવી તથા સંઘરી રાખવાનું ભાન જાનવરોને હોતું નથી; અને ભૂખ લાગ્યા પછી પણ ક્યાંથી, કયાં સાધનોથી, કેવા ઉપાયોથી, અને ઉપાયોની કેવી યોજનાથી ખોરાક મેળવવો તે તેઓ સમજી શકતાં નથી. કેટલાંક પ્રાણીઓમાં આ શક્તિઓ થોડે ઘણે અંશે જોવામાં આવે છે; પરંતુ આ શક્તિઓ ઘણામાં ઘણા અંશે ધરાવનાર પ્રાણી પણ તે સંબંધમાં માણસથી ઘણી ઉતરતી હાલતમાં હોય છે. વ્યાઘ્ર, સિંહ. હસ્તી વગેરે પ્રાણીઓની બુદ્ધિના દાખલા લોકોમાં પ્રસિદ્ધ છે; છતાં આ પ્રાણીઓને પોતાની યુક્તિથી માણસો સ્હેજ ફસાવી શકે છે. હરકોઇ પ્રાણીને પોષણને માટે ઇશ્વરે પ્રેરણાબુદ્ધિ આપેલી છે; અને રક્ષણને માટે સાધન જન્મથી જ બક્ષેલું છે. પરંતુ માણસમાં પ્રેરણાબુદ્ધિ ઘણી કમી છે; તેમ પોષણને માટે તથા રક્ષણને માટે જરૂરનાં સાધન તેને જન્મથી મળેલાં નથી. માણસમાં જે યત્કિંચિત પ્રેરણાબુદ્ધિ છે, તે તેને બાલ્યકાળમાં ઉપયોગી થાય છે; વય વધતાં ઉપયોગી થતી નથી પોતાના નિભાવને માટે જરૂરનાં સાધન મેળવવાને તેને,પોતાને જન્મ સાથે મળેલી માનસિક શક્તિ ઉપર આધાર રાખવો પડે છે.માણસનું બાળક તદ્દન પરવશ અવસ્થામાં સૃષ્ટિનું દર્શન કરે છે; અને તેની તેવી નિરાધાર અવસ્થા ઘણા લાંબા કાળ સુધી ચાલુ રહે છે. ઇતર પ્રાણીઓનાં બાળક જન્મ પછી થોડા વખત નિરાધાર અવસ્થામાં હોય છે; પરંતુ તેના પોષણ તથા રક્ષણને માટે મળેલાં કુદરતી સાધનો જલદીજ તૈયાર થઇ જાય છે; અને થોડા વખત પછી તેઓ-પોતાનાં માબાપના આશ્રયમાંથી મુક્ત થઇ સ્વતંત્ર નિભાવ કરી શકે છે. પરંતુ કુદરતી સાધનો વિનાના મનુષ્યના બાળકના

નિભાવનો આધાર, જેઓને ખોજે આવી તે સૃષ્ટિનું પ્રથમ દર્શન કરે છે, તેઓ ઉપર લાંબા વખત સુધી રહે છે; અને તે પછી પણ તેની માનસિક શક્તિ એજ તેની નિર્વાહ અને રક્ષણનું સાધન છે. મનુષ્ય પ્રાણીનું દુનિઆમાં એક હથીઆર તેનું મન છે; અને તેજ તેણે રચેલી વિચિત્ર સૃષ્ટિનું બીજકારણ છે. તેજ સાધનવડે તેણે આવો વિચિત્ર જનસમાજ ઉપજાવ્યો છે; અને તેજ સાધન તેને તેના જીવનનિર્વાહમાં ઉપયોગી થયું છે. માણસ પોતાના મનવડે પોતાનો ખોરાક મેળવે છે, ટાઢ તડકામાંથી શરીરનું રક્ષણ કરવા કપડાં મેળવે છે, અનેક જાતની પોતાની જરૂરીયાતો પુરી પાડવા સાધનો પેદા કરે છે; અને પોતાની આજુબાજુ ખડી થએલી વિચિત્ર નિયમોવાળી કુદરતી અને માનુષી સૃષ્ટિમાં ઉત્પન્ન થતી અનેક મુશ્કેલીઓમાંથી પોતાનો બચાવ કરી શકે છે. મનુષ્ય પ્રાણીનું જીવન સાધન મન છે, તેનું પતનકારણ મન છે, તેનું અવસ્થાન મન છે, તેનું રક્ષણ સાધન મન છે; અને તેનું સર્વસ્વ મન છે.

આ પ્રમાણે માનસિક શક્તિ એ મનુષ્યજીવનની એકલી આધારભૂત શક્તિ છે, છતાં દરેક માણસ પોતાનો જીવનનિર્વાહ જુદો જુદો ચલાવવા ઇચ્છે તો તેમાં તે ફતેહ કદી પણ મેળવી શકશે નહિ. એક વ્યક્તિની માનસિક શક્તિ, બીજી વ્યક્તિઓ સાથે સંબંધ થયાવિના જીવનનિર્વાહનું કદી પણ અસરકારક સાધન બની શકતી નથી. બાળકમાં ઇશ્વરે માનસિક શક્તિઓ બીજરૂપે મુકેલી છે; પરંતુ તે શક્તિઓ ખીલવવાનો આધાર તેના સંબંધમાં આવતાં અનેક માણસોના માનસિક વિકાસ ઉપર રહેલોછે, તેથી મનુષ્ય બાળકને સૃષ્ટિમાં આવ્યા પછી પોતાના [illegible]સિક વિકાસ માટે સમાજ ઉપર આધાર રાખવો પડે છે. પણ તેટલું બસ નથી. એક [illegible] વિકાસ પામ્યું એટલે પોતાનો જીવનવ્યવહાર પોતે એકલું ચલાવી શકતું નથી; તેને [illegible]ન ટકાવવા અનેક ક્રિયાઓમાં ઉતરવું પડે છે, અને અનેક સાધનો મેળવવાં પડે છે; અને [illegible] સાધનો બીજાં ઘણાં માણસો સાથે સંબંધ થયા વિના મેળવી શકાતાં નથી; આ સંબંધ[illegible] જરૂર એ મનુષ્ય સમાજનું ઉત્પત્તિ કારણ છે. સમાજ બંધારણ વ્યક્તિઓની માનસિક [illegible]માં મદદ કરે છે, અને વ્યક્તિઓની ખીલવણી સમાજને વધારે વધારે દૃઢ અને [illegible]સ્થિત કરતી જાય છે, આમ ઓતપ્રોત ચાલતી ક્રિયાથી મનુષ્યનો જીવનવ્યવહાર ચાલી રહ્યો છે. આવી વ્યક્તિઓની માનસિક ખીલવણી, કે જેના ઉપર સમાજની સુસ્થિતિનો આધાર છે, તે સંબંધે વધારે સ્પષ્ટ ખ્યાલ બાંધવાની જરૂર છે.

( અપૂર્ણ )

---

# વશીકરણવિદ્યા.

બાઈ માણેકબાઇ લાલજી ભીમજી મુંબઈ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૮ થી ચાલુ )

સતી દ્રૌપદી, શ્રીકૃષ્ણ ભગવાનનાં પટરાણી સત્યભામા પ્રત્યે શો બોધ આપે છે !

એક વખત શ્રીકૃષ્ણ અને સત્યભામા પાંડવો વનમાં વસતા હતા ત્યાં તેઓને મળવા ગયાં. ત્યાં પાંચ દશદિવસ રહેવાથી દ્રૌપદી સાથે સત્યભામાનું મન ઘણુંજ મળી ગયું અને પરસ્પર ઘણીજ પ્રીતિ બંધાઈ એક દિવસ પ્રીતિના પ્રવાહમાં દ્રૌપદીને સત્યભામાએ નીચે પ્રમાણે કહ્યું—

પ્રિય સખી પાંચાળી, હું તમને મારી પ્રિય સખીરૂપ, મારા હેતુરૂપ અને મારા અંતઃકરણરૂપ જાણું છું અને તેથી મારા મનની શંકા મટાડવા પૂછું છું કે આ તમારા પાંચ પતિ લોકપાળ જેવા છે તો પણ તેઓ તમને વશ થઇ રહ્યા છે અને કોઇ દિવસ પણ તમારા ઉપર રીસ કરતા નથી, એ તે શું તમે કોઇ વ્રત કર્યું છે તેનો પ્રભાવ છે કે કોઇ મંત્રનો પ્રભાવ છે? જેનો પ્રભાવ હોય તે કહી બતાવો કે હું તે પ્રમાણે કરૂં અને શ્રી કૃષ્ણ મારે વશ થાય."

સત્યભામાનાં આ વચનો સાંભળી પાંચાળી બોલ્યાં " શું તમ જેવી ઉત્તમ સ્ત્રીએ પતિ વશ કરવાના આવા ઉપાય કરવા ધરે છે! શું તમે મને પણ એવી કામણ કરનારી સ્ત્રી ગણો છો? પ્રિય સખી! તમે નિશ્ચય જાણજો કે તમ જેવી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલાં અને શ્રીકૃષ્ણ જેવા પતિને પરણેલાં સ્ત્રીને આવો સંશય કે પ્રશ્ન કેમ ઘટે? જ્યારે પતિ એવું જાણે કે મારી સ્ત્રી મંત્ર જંત્ર કરે છે, ત્યારે સર્પવાળા ઘરથી જેમ માણસ ઉદ્વેગ પામે છે તેમ તે સ્ત્રીથી તેનો પતિ ઉદ્વેગ પામે છે. જો પતિ ઉદ્વેગમાં રહે તો ઘરમાં સુખ કે શાન્તિ ક્યાંથીજ રહે! સુખ થવું તો દૂર રહ્યું પણ ઉલટું વધારે દુઃખ થઇ પડે છે. માટે સ્ત્રીએ કદી પણ પતિનું અહિત કરવું નહિ. એ સ્ત્રીનો ખરો ધર્મ છે. સત્યભામા! હું મારા પતિ સાથે કેવી રીતે વર્તું છું, તે આ સમયે તમને કહી બતાવું છું. હું અહંકાર લેશપણ રાખતી નથી. નિરંતર મારા પતિની સેવા કરૂં છું અને મારા પતિની પ્રીતિ માટે તેમની બીજી સ્ત્રીઓ છે તેમની પણ પુજા કરૂં છું. ઇર્ષ્યા અભિમાન મેલી દઇ મારા પતિની સેવામાં તેની ઇચ્છા પ્રમાણે ચાલું છું. નઠારાં વચન બોલતી નથી. નઠારી જગાએ ઉભી પણ રહેતી નથી. નઠારા પદાર્થ જોતી નથી. નઠારી જગાએ બેસતી પણ નથી, તેમ નઠારી જગાએ જતી પણ નથી. મારા પ્રતાપી પ્રિય પતિને સૂર્ય, અગ્નિ, અને ચંદ્ર જેવા માનું છું. મારા પતિ વિના દેવ, મનુષ્ય, કે ગાંધર્વ ગમે તેવા રૂપાળા, યૌવનવાળા, અને અલંકારવાળા પુરુષોને હું તુચ્છ ગણું છું. મારા પતિ જમ્યા નહોય ત્યાં સુધી હું જમતી નથી. તેઓ વનમાંથી કે ગામમાંથી ઘેર આવે છે ત્યારે હું સામી જઇ આસન આપી પીવામાટે પાણી આપું છું.

હું ઘરનાં સર્વ પાત્ર સ્વચ્છ રાખું છું. રસોઇ મધુર રસવાળી કરૂં છું. વખત સર તેમને ભોજન કરાવું છું. ધન સાચવું છું. ઘરની સર્વ સામગ્રી સ્વચ્છ રાખું છું. કોઇ વખત હું એવું નથી બોલતી કે જેથી મારા પતિનો તિરસ્કાર થાય. નઠારી સ્ત્રીઓની સંગતિ રાખતી નથી. આવેશ વગરની થઇ તેમને અનુકુલ રહું છું, હું ઘણું હસતી નથી. ઉંબરા ઉપર ઉભી રહેતી નથી. ઉકરડા પાસે ઉભી રહેતી નથી. વાડીમાં એકલી ઉભી રહેતી નથી. અતિ હાસ્ય કે અતિ ક્રોધ કરતી નથી. નિરંતર સત્ય બોલું છું અને પતિનું જેમ હિત થાય એમ કરૂં છું. પતિ વિના મને કોઇજ પદાર્થ પ્રિય નથી. જ્યારે કોઇ કામના પ્રસંગથી મારા પતિ પરદેશ જાય છે, ત્યારે ચંદન, પુષ્પ, નવાં વસ્ત્ર અને અલંકાર હું ધારણ કરતી નથી, પણ વ્રત અને નિયમ ધારણ કરૂં છું. જે મારા પતિ નથી જમતા, જે મારા પતિ નથી સેવતા, તેવા પદાર્થોને હું દુરથી મેલી દઉં છું. જેમ શાસ્ત્રમાં સ્ત્રીઓના ધર્મ લખ્યા છે તે પ્રમાણે મારા પતિના હિત અર્થે વર્તન કરૂં છું. સુંદર પુષ્પ, અલંકાર, ધુપ, ચંદનથી શણગાર ધરી મારા પતિની સેવામાં રહું છું. જે ધર્મો કુટુંબમાં પાળવાના મારાં સાસુજી કુંતાજીએ બતાવ્યા છે તે પ્રમાણે હું ચાલું છું. જે માન લાયક માણસો છે તેમને માન આપું છું. રાત્રિ દિવસ યમ નિયમ અને વિનયને સેવું છું.

મારા પતિ ક્રોધમાં હોય છે તો પણ હું દીન થઇને સેવા કરૂં છું, કેમકે એને પતિ એજ આધાર છે, પતિ એજ દેવ છે પતિ એજ ગતિ છે, માટે કોઇ વખત પણ પતિનું વચન ઉલ્લંઘન કરતી નથી. તેમજ મારાં સાસુને પણ દેવની તુલ્ય ગણી પૂજા કરૂં છું. સાસુને જમાડીને જમું છું. અને તેઓ પોઢયા પછી તેમનાં ચરણ કમળ ચાંપી પછી શયન કરૂં છું. આજ અમે વનમાં છીએ, પણ મહારાજા યુધીષ્ઠિરનું રાજ્ય હતું ત્યારે અઢાર હજાર બ્રાહ્મણો સોનાના પાત્રમાં જમનારા હતા. વળી બીજા અઠ્યાશી હજાર સ્નાતક બ્રાહ્મણ જમવાના હતા. તેમને વિશ્વદેવ કર્યાં પછી તરતજ ભોજનનાં પાત્રો હું હાજર કરતી. જેમ ઘટે તેમ અન્ન વસ્ત્રથી તેમની સેવા કરતી. તે સમયે મારી પાસે એક લાખ દાસીઓ હતી તેમને કેટલાં વસ્ત્રો છે, કેટલા અલંકારો છે, તેઓ શું ખાય છે; શું પહેરે છે અને શું કામ કાજ કરે છે તે હું સારી રીતે જાણતી હતી. કેટલીક દાસીઓ તો હાથમાં પાન લઇ બ્રાહ્મણોને ભોજન પીરસતી હતી. મહારાજાના દરબારમાં દશ લાખ હાથી, અને બીજા રથ પાલખી વગેરે અસંખ્ય વાહનો હતાં, પણ તે સર્વ મારી નજર બહાર ન હતાં. દરબારના નોકરોમાં મોટા પ્રધાનથી તે ગોવાળ કે બકરીનો ચારનાર પણ શું કામ કરે છે ને તે કેવી સ્થિતિમાં છે તે મારૂં અજાણ્યું ન હતું. રાજ્યની આવક તથા રાજ્યનું ખર્ચ પણ હું જાણતી હતી. એટલુંજ નહિ પણ તેનો હિસાબ પણ હું સંભાળતી. આથીજ મારા પ્રાણનાથ, આ સર્વ કુટુંબનો ભાર મારી ઉપર રાખી પોતે નિશ્ચિંત થઇ ફરતા. મેં રાત્રિ દિવસ સર્વ સુખનો ત્યાગ કરીને મારા પ્રાણનાથે સોંપેલો એ ભાર મારે માથે ચઢાવી લીધો હતો. વળી કુબેરની સંપત્તિ સમાન મારા પતિના ભંડારને પણ હું એકલીજ સંપૂર્ણ રીતે જાણતી હતી. રાત કે દિવસ સુંદર રાજ વિભવમાં કે વનમાં હું મારા પ્રાણનાથની સાથે સરખાજ સ્નેહથી રહેતી અને રહું છું. મને મારાં પ્રાણનાથની-સેવામાં રાત કે દિવસ સરખો હતો અને છે. તે વખતમાં અને આજ પણ મારા પ્રાણનાથના પોઢયા પછી શયન કરૂં છું. અને એમના જાગ્યા પહેલાં હું જાગું છું. નિરંતર આ પ્રકારથી વર્તન કરૂં છું. એજ મારૂં વશીકરણ છે ! !

કેટલીક સ્ત્રીઓ કલેશ કરી પોતાના પતિને કાયર કાયર કરી નાખે છે, તેથી તે પોતાની સ્ત્રી સાથે ઉદાસ થઇ વાત ચિત, હસવા બોલવાનું બંધ કરે છે. આમ થતાં સ્ત્રી મંત્ર તંત્ર કામણ ટુમણ કરી પતિને વશ કરવા મથે છે, પણ તેમાં તે ઠગાય છે. બધીજ સ્ત્રીઓએ સતી શિરોમણી દ્રૌપદીનાજ પતિવશ કરવાના ઉપાય સદૈવ સેવવો જોઇએ. બ્હેનો ! વિચાર કરો કે જે દુઃખ દ્રૌપદી પર આવી પડ્યાં છે તે દુઃખોના હજારમા હિસ્સાનું દુઃખ પણ તમને છે ? નહિ જ.

પતિ વશ થવામાં દ્રૌપદીનું પોતાનું પતિવ્રતજ કારણ હતું. જગતમાં દેવ કન્યાઓ, નાગ કન્યાઓ અને રાજ કન્યાઓ અનેક થઇ છે. પણ શ્રીકૃષ્ણ જેવા જગદ્ગુરૂનાં પતિને સ્ત્રીધર્મ સમજાવનાર તેમનાં ગુરૂ રૂપ એક દ્રૌપદીજ થયાં છે. તેઓ રાજકન્યા હતાં અને રાજકન્યાઓમાં ભૂષણરૂપ નીવડયાં હતાં તે તેમનાં પતિવ્રતને લઇનેજ.

માટે પ્રિય ભગિનીઓ ! આપણે સર્વ આ વશીકરણ વિદ્યા શ્રી દ્રૌપદીના અમૂલ્ય બોધમાંથીજ શીખી લઇશું.



લોકપ્રિય મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, વડોદરા

# ॥ श्री विश्ववंद्यस्मारक श्री भक्त—किरणावलि ॥

( नूतन वर्ष–निमित्त–प्रथम–रश्मि. )

धीमंतो वंद्यचरिता मन्यंते पौरुषं महत् ।
अशक्ताः पौरुषं कर्तुं क्लीबा दैवमुपासते ॥
( शुक्रनीति प्रथम अध्याय )

* * *

સુખ પૂર્ણજ્ઞાન વિષે રહ્યું, ઋષિમુનિને વેદે કહ્યું,
સદ્‌ભાગી વિરલજને ગ્રહ્યું, મુખ મરડી હીંડે શઠમતિ,
સુખ અચલ જ્ઞાનવિના નથી, છે જ્ઞાનમાં સહુ ઉન્નતિ.
( છો૦ )

---

## શ્રી ભક્તના ગ્રાહકોને નૂતન વર્ષનું અભિનંદન !

---

પ્રિયવાચક બાંધવો !

વિદુષી એનીબીસેન્ટે ઇંગ્રેજીભાષામાં બ્રહ્મવિદ્યા ઉપર અનેક ભાષણો આપ્યા છે અને આપે છે તથા અનેક પુસ્તકો લખ્યા છે અને લખે છે. તેમનાં કેટલાક પુસ્તકોનાં ભાષાંતર ગુજરાતી ભાષામાં થયાં છે, છતાં હજુ ગુજરાતી બોલતી આલમે તેનો લાભ પુરતા પ્રમાણમાં લીધો હોય એમ જોવામાં આવતું નથી' માટે તેમના વ્યાખ્યાનોના ભાષાંતર કરી જૂદા જૂદા સાધનો દ્વારા ગુર્જર પ્રજા સમક્ષ મૂકવાની ઉત્કંઠા થવાથી આ 'સુખની શોધ' નો વિષય આપ સમક્ષ સહર્ષ નિવેદન કરવામાં આવે છે.

દરેક મનુષ્ય સુખને શોધે છે રાજા યા રંક, વિદ્વાન્ યા અભણ, વૃદ્ધ યા બાલક, પુરૂષ-યા સ્ત્રી—હરકોઈ માનવી પોતાની બુદ્ધિ અને અનુભવ અનુસાર સુખના અનેક સાધનો કલ્પે છે અને તે મેળવવાને પ્રયત્નશીલ થાય છે. પણ ખરૂં સુખ શેમા રહેલું છે, તે નહિ જાણ્યાને લીધે ઉચ્ચ સાધ્યબિન્દુ (Goal) મૂકી નજીવી વસ્તુમા તૃપ્તિ માનવાને દોરવાય છે

આ ભૂલ અટકાવવાને અને ધીમે ધીમે ઉન્નતિ ક્રમના આગળના પગથિયે મનુષ્ય શી રીતે ચઢી શકે તે બતાવવાને આ લેખની યોજના છે. ઇન્દ્રિયોના વિષયમાંથી મળતા સુખ કરતા મન કે બુદ્ધિથી મળતું સુખ, તેમજ ઉચ્ચ લાગણીઓના વિકાસ દ્વારા ઉપજતુ સુખ વિશેષ છે, તે દર્શાવી, મન, બુદ્ધિ અને લાગણી જેના સાધન છે તેવા આત્મામા મળતો આનંદ અધિકા-

ધિક છે તે સ્પષ્ટરીતે નિવેદન કરવામાં આવ્યું છે. આત્મજ્ઞાન એજ માધ્યબિન્દુ છે, એજ પરમ આનંદનું સ્થાન છે, એજ પરમ સુખની પરિસીમા છે. તે આનંદ શી રીતે પ્રાપ્ત થાય તે પણ છેવટના ભાગમાં લાગણીને અસર કરે અને પરોપકારનાં કામો કરવા મનુષ્ય દોરવાય તેવી છટાદાર રીતે અને લાગણીના જુસ્સાથી દર્શાવવામાં આવ્યું છે.

હિંદુઓનું નવીન વર્ષ ચૈત્રથી પ્રારંભાય છે. આ નૂતન વર્ષની ખુશાલીમાં આ ઉત્તમ લેખનું ભાષાંતર આપ સમક્ષ રજુ કરતાં મને અતિ આનંદ થાય છે. મુંબાઈમાં ૧૯૦૦ની સાલમાં છઠ્ઠી એપ્રીલે વિદુષી એનીબીસેન્ટે "Search of happiness" એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું અને સુખની શોધ' એ, એ વ્યાખ્યાનનું ભાષાંતર છે.

**શ્રી ભક્ત** માસિકનો ઉદ્દેશ સર્વત્ર શારીરિક, માનસિક નૈતિક અને આધ્યાત્મિક ઉત્કર્ષ કરવાનો છે, અને તેદ્વારા, જનસમાજમા પરમ આનંદ અને સુખ ફેલાવવાનો છે; તો તે આનંદ અને સુખની પ્રાપ્તિ કરવાના આપના પ્રયાસમાં આ લેખ સહાયભૂત થાઓ, એવી મારા અંતઃકરણની પરમ પ્રભુ પાસે પ્રાર્થના છે.

આ લેખનું વાચન, મનન અને નિદિધ્યાસન કરજો અને જરૂર આપનું સુખનું લક્ષ્યબિન્દુ ઉચ્ચ થશેજ થશે.

શ્રી શ્રેયઃસાધકઅધિકારીવર્ગના અગ્રગણ્ય અને મહાકાલના અધિપતિ સ્વર્ગવાસી શ્રીયુત છોટાલાલ જીવનલાલ તે વર્ગ તરફથી નીકળતા સર્વ માસિકોના અધિષ્ઠાતા અને પ્રોત્સાહનદાતા હતા, તથા તે વર્ગનું જીવન હતા. આ ભક્ત માસિક પણ પ્રાતઃકાલ, ધર્મધ્વજ, યમદંડ આદિ માસિકોની માફક એક સરખી રીતે તેમની કૃપાને પાત્ર હતું.–' સુખની શોધ'માં જણાવેલા વિચારો તેમના વિચારોને અનુકૂળજ હોવાથી આ વ્યાખ્યાન તે પ્રસિદ્ધ **સાક્ષર અને વિચારકના સ્મરણાર્થે** પ્રકટ કરવાની શ્રી ભક્તના વિદ્વાન્ અધિપતિએ કરેલી યોજનાને હું ખરા અંતઃકરણથી અભિનંદન આપું છું, અને ઇચ્છું છું કે સ્વર્ગવાસી મહાશયે પ્રારંભેલા કાર્યને તેમના અનુયાયીઓ પૂર્ણ ઉત્સાહથી આગળ વધારશે, અને સદ્વિચારો ફેલાવવામાં પોતાના જ્ઞાનબળ સાથે હૃદયબળનો તેટલો જ ઉપયોગ કરશે.

' શોધો અને જડશે ' એ મહાન્ સૂત્ર પ્રમાણે છેવટમાં એટલુંજ જણાવવાની રજા લેઇશ કે સુખ શોધવાની આપની પરમ ઉત્કંઠા પ્રભુ કૃપાએ ફળવતી થાઓ અને આ ભક્ત માસિકદ્વારા આપનો અભ્યુદય થાઓ !!

રતનપોળ—અમદાવાદ.<br>
તા ૩૧-માર્ચ ૧૯૧૨

મણિલાલ નથુભાઈ દોશી.

ૐ

# जीवनझरणी.

( શ્રીયુત વૈકુણ્ઠ બી એ ગોકળ )

( રાગ-સોરઠ ).

જીવનની જૂજવી ઝરણી
જગતપર દેવમન-હરણી
જીવનની જૂજવી, ઝરણી, ૯૬
વિભુ-ગિરિવરને અંતર પ્રભવે
વિભુ-સાગરમાં આખીરમ ઠલવે
તેને આમી અરપે
એવી આ અમી સવણી
જીવનની જૂજવી ઝરણી ૧
તટપરનંદન વનતરૂ વિલસે
અમરગીત કોયલડી ટહુકે
ફુલવૃષ્ટિ વરસે
એવી આ યુગ વરણી
જીવનની જુજવી ઝરણી ૨
આડી અવળી રમતી રમળે
સોળી અન્ય તરંગે છલકે
ધીરી ગંભીર વહે
એવી વ્હેનમાં શુવીં
જીવનની જૂજવી ઝરણી. ૩
નિર્મળજળ નભમંડળ ચળકે
હેમ કિરણ દિનકરનાં ઝળકે
રસઘેલી મલકે
એવી વ્યોમ ગંગા સજની
જીવનની જૂજવી ઝરણી. ૪
ભોળાં દિલનાં આવો અત્રે
અમી પીવાને ઘુંટડે ઘુંટડે
નહિ કેદી સુકશે—
જીવનની જૂજવી ઝરણી ૫
જગતપર દેવમન હરણી.
જતી શી અગાધ સાગર ભણી.
જીવનની જૂજવી ઝરણી

# સુખની શોધ.

( વિદુષી મીસીસ એનીબીસેન્ટના વ્યાખ્યાનનો અનુવાદ. )

---

અનુવાદક—શ્રીયુત મણિલાલ નથુભાઇ દોસી. બી. એ. અમદાવાદ.

તત્ત્વજ્ઞાન અથવા ધર્મને લગતા કોઇક વિષય ઉપર આપણે જો જીવન કે વિચારના અગત્યના મુદ્દા ઉપર કેટલા બધા સવાલો ઉઠે છે કે તેમાંના કોઇ સવાલ ઉપર સાવધ અને વિચારવંત વિદ્યાર્થીઓ એકાદ કલાક ગાળે તો કેવું સારૂં ! કેટલીકવાર દુનિયાના જૂદા જૂદા ધર્મોમા જણાતા ભેદનો તેઓએ અભ્યાસ કરવો જોઇએ, અને આ રીતે તે ભેદની અંદર રહેલ ઐક્ય શોધી કાઢવું. કેટલીકવાર તે વિદ્યાર્થીઓને મનુષ્યના બાંધારણના ઉંડામાં ઉંડા ભાગોનો અભ્યાસ કરવાનો હોય છે, અથવા તો તે જીવનનું રહસ્ય સમજવાને પ્રયત્ન કરવાનો હોય છે, અને આ રીતે તેઓને એવું જ્ઞાન મેળવવાનું હોય છે કે જે જ્ઞાન દરરોજના જીવન-વ્યવહારમાં ઉપયોગી થઇ પડે.

આજે જે વિષય આપણે વિચારવાનો છે, તે ઘણોજ અગત્યનો અને ઘણો ઉપયોગી તેનું કારણ એમ નથી કે તે ઘણો મગજમારી કરે તેવો છે, અથવા તો ઘણો કઠણ છે. તે એવો એક વિષય છે કે જે બરાબર રીતે સમજવામાં આવે તો આપણને તું સત્ય જડી આવશે કે તે આપણને આ સંસારની ગુંચવણી ભરેલી જાળમાંથી છૂટા કરી વટે આપણને શાન્તિ અને આરામના સ્થળે લાવી મૂકશે આ એવો એક વિષય છે કે જે આપણામાંના દરેકને લાગુ પડે છે. દરેક સ્થળે પુરૂષ, સ્ત્રી તેમજ બાળક સુખની શોધમાં લાગેલાં છે. સુખ મેળવવાની તે ઇચ્છા કરે છે પણ તે પોતાની શોધમાં વારંવાર પાછો પડે છે, અને છેવટે તે એવા નિર્ણયપર આવે છે કે તેના પ્રયત્નો નકામા છે, અને તેનો ઉદ્યોગ અફળ છે. કેવળ મનુષ્યોજ સુખની શોધમાં લાગેલા છે એમ નથી પણ આપણી આસપાસ પ્રાણીવર્ગ પણ આપણા—મનુષ્યના જેટલોજ (જો કે અજાણપણે) સુખની શોધમાં લાગેલો છે. ભૂતકાળના તેમજ હાલના મહાન્ તત્ત્વજ્ઞાનીઓ આ સુખની શોધ પાછળ મંડ્યા રહ્યા છે, અને તેથી તે શોધ ફત્તેહમંદ થાય તેવો વિશેષ પ્રકાશ મેળવવાને પ્રયત્ન કરે છે.

જો તમે હિંદુ ધર્મનાં જૂદાં જૂદાં દર્શનો તરફ નજર કરશો તો તમને જણાશે કે તે દરેકમાં મનુષ્યજીવનનો ઉદ્દેશ દુઃખનો નાશ છે. તમે ગમે તે દર્શન લ્યો,—કારણકે દરેક દર્શન, હિંદુધર્મવિચારને પ્રતિપાદન કરનાર છે—પણ તે દરેક દર્શન એમજ જણાવે છે કે તત્ત્વજ્ઞાનનું સાધ્યબિન્દુ અથવા અન્તિમ ફળ દુઃખનો નાશ છે હિંદુધર્મ ઉપરથી હવે જો તમે તમારી દૃષ્ટિ તે મહાન્ ધર્મ કે જેની સંખ્યા કરોડોની છે, અને જે હિંદુ ધર્મના હૃદયમાંથી ઉત્પન્ન થયેલો છે તે બુદ્ધ ધર્મ તરફ નજર ફેરવશો તો તે ધર્મ પણ દુઃખનો નાશ, એ મનુષ્યજીવનના મુખ્ય ઉદ્દેશતરીકે જણાવે છે આ પ્રમાણે આ બે પ્રાચીન ધર્મો—હિંદુધર્મ અને બુદ્ધધર્મ—જણાવે છે. અને તપાસ કરશો તો તમને જણાશે કે દુનિયાના બીજા ધર્મો પણ તેમના અનુયાયીઓ આગળ જણાવે છે કે જીવનનો ઉદ્દેશ શાશ્વત આનંદની પ્રાપ્તિ છે. કોઇ ધર્મ આવી સ્થિતિને ' સ્વર્ગ ' તરીકે જણાવે છે, તો—



વિદુષી મીસીસ એનીબીસેન્ટ.

વળી, કોઈ તેને 'શાશ્વત' જીવનરૂપ જાહેર કરે છે, તો કેટલીકવાર તે સ્થિતિને 'શાશ્વત શાંતિ'ના નામે કહેવામાં આવે છે, ઝોરોઆસ્ટરના અનુયાયીઓ, મહમદ પેગંબરના અનુયાયીઓ અને જીસસ ક્રાઈસ્ટના અનુયાયીઓ 'શાશ્વત સુખ'ને જીવનના ઉદ્દેશરૂપ માને છે. જો કે કેટલીકવાર દુઃખ આવે, પણ, તે દુઃખ પણ સુખનું સાધન છે, તે દુઃખ સુખ તરફ પહોંચવાવાળો પુલ સમાન છે. જે દુઃખનો નાશ સુખરૂપ છે તેનું કારણ તે દુઃખ છે. આ ઉપરથી જણાય છે કે દરેક ધર્મ, અને દરેક તત્ત્વજ્ઞાન અને દરેક મનુષ્યનું હૃદય 'સુખની શોધ'ને જીવનના ઉદ્દેશરૂપ જાહેર કરે છે. સુખ મેળવવાને માટેજ આ જીંદગીની હયાતી છે. દરેક ઠેકાણે મનુષ્ય સુખને શોધે છે. દરેક ઠેકાણે તેના વિચાર અને આચારથી આ સુખની શોધ સિદ્ધ થાય છે. 'સુખ' એ જીવનનો ઉદ્દેશ અને આશય છે. ખૂની તેમજ સંત પુરૂષ, અજ્ઞાની તેમજ જ્ઞાની, નીચ તેમજ ઉચ્ચ, હલકો તેમજ ઉમદા; દરેક એક સરખી રીતે સુખને શોધે છે, અને તે મેળવવાને પ્રયત્ન કરે છે. તેઓની રીતમાં ફેરફાર હોય છે, પણ તેઓના ઉદ્દેશમાં કાંઈ ભેદ નથી.

કેટલીકવાર આપણે જોઈએ છીએ કે કોઈ મનુષ્ય સદ્ગુણ વિષે બોલતો હોય છે, પણ તે દુઃખી સ્થિતિમાં હોય છે. તે મનુષ્ય તેના વિચારોમાં ગુંચવાઈ ગયેલો હોય છે, અને તેની બુદ્ધિ બહાવરી બની ગઈ હોય છે. સદ્ગુણ એ જીવનના નિયમને અનુકૂળ છે, તે સુખ મેળવવાનું સાધન છે, સુખનો માર્ગ છે, સુખનો રસ્તો છે, તે સુખ તરફ મનુષ્યને દોરી લેઈ જાય છે. ખરી રીતે જો આપણે આ બાબતમાં તપાસ કરીશું તો આપણને જણાશે કે ઉમદા અને ખરાબ મનુષ્ય વચ્ચેનો ભેદ એ નથી કે ખરાબ મનુષ્ય સુખને શોધે છે અને ઉમદા મનુષ્ય સદ્ગુણને શોધે છે. પણ આ ભેદ પારખવાને આપણે એકજ સવાલ પૂછવો જોઈએ છે કે "તે મનુષ્ય સુખ શેમાં શોધે છે ? તે મનુષ્યને સંતોષ કઈ બાબતમાં મળે છે ?" જે મનુષ્ય ધર્મને ખાતર મરે છે, જુઠું બોલવા કરતાં જે મનુષ્ય મરણને વધારે પસંદ કરે છે, કોઈ પણ અન્યાયી કામ કરવા કરતાં જગતના વ્યવહારમાં પોતે પાયમાલ થવાનું પસંદ કરે છે તેવા મનુષ્યને આપણે સદ્ગુણી કહીએ છીએ; તેવા મનુષ્યને જીંદગી કરતાં સત્ય વધારે વહાલું છે. સંસારની બધી વસ્તુઓ કરતાં સત્ય તેને મન વધારે કિમ્મતી છે. સત્ય મનુષ્યને સુખી બનાવે છે. કાળ તેને માથે દુઃખ નાખે છે, છતાં પણ સત્ય તેને સુખી બનાવે છે. મહત્વ સત્યમાં રહેલું છે, કારણકે તે મનુષ્યને સુખ આપે છે, અને સત્યને વળગવામાં તેને પરમ આનંદ મળે છે.

હિંદુતત્ત્વજ્ઞાન સુખની શોધને સિદ્ધ કરે છે અને મનુષ્યજીવનનો પરમ ઉદ્દેશ તેજ હોવો જોઈએ એમ જણાવે છે. એક નાનું સૂત્ર જેમાં આખી હિંદુતત્ત્વવિદ્યાનો સાર આવી જાય છે, તે પણ એજ બાબત જણાવે છે. આખું તત્ત્વજ્ઞાન બ્રહ્મસૂત્રમાં સમાઈ જાય છે, ટુંકા, મોટા, અને થોડા અક્ષરના સૂત્રોમાં જ્ઞાન અપાયેલું છે. ત્રણ શબ્દોમાં સત્ય જણાવવામાં આવ્યું છે કે જે સત્યને શોધે, સુખની શોધ મનુષ્યજીવનનો પરમ ઉદ્દેશ છે, એ સિદ્ધ કરે છે. તે ત્રણ શબ્દો આ છે. 'બ્રહ્મ આનંદ છે'—'ब्रह्म आनन्दमस्ति' બ્રહ્મ એ પરમાત્માનું નામ છે. આપણે બ્રહ્મ નામથી ઇશ્વરને ઓળખીએ છીએ; પણ તે વસ્તુ તો એકની એકજ છે. હિંદુ લોકો તેને 'પર બ્રહ્મ' કહે છે. ખ્રીસ્તીઓ તેને ઇશ્વર કહે છે, મુસલમાનો અલ્લાહ કહે છે, અને પારસીઓ તેને હોરમઝદ અથવા અહુરમઝદ કહે છે. જ્યા

જુદા ધર્મવાળા તેને જૂદું જૂદું નામ આપે છે. પણ તે ' આનંદસ્વરૂપી છે ' આ બાબતમાં મતભેદ નથી. આજ પરમ તત્ત્વ છે. જેના ઉપર જીવન તથા આખા તત્ત્વજ્ઞાનનો પાયો રચાયો છે. જે એક છે, અને જેના સિવાય બીજું કોઈ જીવન નથી, તે પરમાત્મા છે. અને જેવી રીતે એક મૂળમાંથી પર્વત ઉપર થઈ અનેક નદીઓ વહે છે, તેવીજ રીતે તે પરમ જીવનમાંથી સઘળા જીવાત્માઓ વહે છે.

' ઇશ્વર એક પરમ જીવન છે, તેમાંથી આપણે સઘળા પ્રકટ થઈએ છીએ. તે એક પરમ જીવન છે કે જે સર્વ હયાત પદાર્થોનું મૂળ અને ઉત્પત્તિસ્થાન છે. તે જીવન આનંદમય છે, તે જીવન સુખમય છે, તે જીવન આહ્‌લાદમય છે. તે અનન્ત, નિર્વિકારી અને શાશ્વત અનંતસ્વરૂપી છે. સઘળા મનુષ્યો તે પરમ જીવનના ભાગરૂપ છે. છતાં તે એકજ જીવન છે, અને જો કે આપણે જૂદા જૂદા આત્માઓ છીએ, છતાં આપણી જૂદાઈ બહારની–દેખીતી છે પણ ખરી નથી. સુખને શોધવામાં આપણે આપણા **જીવનનું જીવન** શોધીએ છીએ, આપણી હયાતીનું મૂળ શોધીએ છીએ. હું જણાવું છું કે ફક્ત એકજ **જીવન છે**, અને આપણી અંદર જણાતો ભેદભાવ કેવળ દેખીતો છે. એક સૂર્ય તેની આસપાસ આવેલી આખી દુનિયાને પ્રકાશિત કરે છે, અને સઘળા ગ્રહો તે સૂર્યમાંથી પ્રકાશ તો અને જીવન ગ્રહણ કરે છે.

સૂર્ય પોતાના કિરણો નીચે મોકલે છે, ત્યારે તે કિરણમાં તેનો પ્રકાશ, તેની ગરમી તે તેનું જીવન સમાયેલું હોય છે, કારણ કે સૂર્યનું કિરણ એ પણ સૂર્યનો એક ભાગ છે. તમે સૂર્યના પ્રકાશમાં ગમે જૂદા જૂદા પ્રકારનાં વાસણો મૂકો, અને દરેકમાં સૂર્યનો પ્રકાશ પડે, તેથી સૂર્યનો પ્રકાશ, ગરમી અને જીવન દરેક વાસણમાં આવશે, અને જો કે દરેક વાસણ જૂદું દેખાય છતાં જો તમે તે બધાં વાસણો તરફ નજર કરશો તો જણાશે કે સઘળામાં ફક્ત એકજ સૂર્ય છે, અને એકજ સૂર્યનાં કિરણો દરેક વાસણમાં છે. દરેક વાસણમાં કિરણ ભિન્ન ભાસે છે. પણ જે કિરણો આસપાસની દુનિયાને પ્રકાશિત કરે છે, તે કિરણોથી સૂર્ય જૂદો નથી. તેનો તે સૂર્ય તમારાથી, મારાથી, હજારો સ્ત્રી પુરૂષોથી અને પશુઓથી જૂદો નથી,

તે પોતાનાં કિરણો દરેક આકારમાં રેડે છે, અને જોકે આ આકારો એક બીજાથી જૂદા છે, છતાં તેનાથી તે જૂદો નથી.

આપણા સઘળામાં એકજ જીવન છે. જે આપણને બધાને એકમય બનાવે છે, અને સર્વ સામાન્ય જીવન આપી આપણને સર્વ સામાન્ય હિત ભણી દોરે છે–તેજ પરમ સત્ય છે. ' જે એકને પૂજા કરે છે તે સર્વને પૂજા કરે છે; જે એકને નુકશાન કરે છે તે સર્વને નુકશાન કરે છે, ' એ જ્યારે આપણે સમજીએ ત્યારેજ સર્વ સામાન્યહિત ભણી આપણું લક્ષ દોરવાશે. ત્યારેજ આપણને જીવનના ઐકયનો અનુભવ થશે, અને સુખના ઐકયનો પણ ખ્યાલ આવશે, અને ત્યારેજ આપણે શાશ્વત શાંતિ આપનારા માર્ગ ઉપર ચાલીશું. આપણે જૂદા જૂદા નહિ પણ સમગ્ર જાગૃત થવું જોઈએ. ખરૂં સુખ **ભિન્નતામાં** નહિ પણ **ઐકયમાં** રહેલું છે. ત્યાંજ આપણા વિચારોનો મૂળ પાયો છે.

' મનુષ્યે કયા માર્ગે સુખ શોધવું જોઈએ તેનો આપણને ' બરાબર ' ખ્યાલ આવે તે

માટે આપણે એક ક્ષણવાર તે માર્ગપર નજર કરીએ કે જેથી સત્યના ખરા માર્ગનો આપણને માનસિક ખુલાસો મળે.

જીંદગીને યોગ્ય માર્ગે દોરવવામાં સદ્‌વિચારની ઘણી જરૂર છે. મનુષ્ય ઘણે રસ્તે સુખ શોધે છે, પણ મનુષ્યના બંધારણના ચાર વિભાગને લગતા આપણે ચાર માર્ગમાં તે તપાસીશું. અને સુખ શું છે તે પ્રથમ આપણે વિચારીએ.

જે સ્વભાવ મનુષ્યમાં પ્રકટ થવા ઇચ્છા રાખે છે, તે સ્વભાવની તૃપ્તિ તેનું નામ સુખ. જે તંગી પૂરી ન પડી તે સુખની ન્યૂનતા સમજવી.

જે તંગી સંતોષાઇ નહિ તે દુઃખનું કારણ સમજવું. ઉત્ક્રાંતિક્રમની વિચિત્ર અસર એ થાય છે કે મનુષ્યના સ્વભાવમાં અનેક તત્ત્વો એક સાથે એકઠાં થાય છે. જેમ જેમ મનુષ્યની તંગીઓ ઘણા પ્રકારની થતી જાય છે, તેમ તેમ તેના સુખ અને દુઃખ અનુભવવાના પ્રકાર પણ ઘણા થાય છે અને જેમ જેમ તેના સ્વભાવમાં અનેક તત્ત્વો એક સાથે ભળે છે, તેમ તેમ તેની તંગીઓ પણ ઘણી વધતી જાય છે; અને જે તંગી પૂરી ન પડી, તે દુઃખનું કારણ થાય છે. ત્યારે આપણે આપણા જૂદા જૂદા તત્ત્વોવાળા સ્વભાવને કેવી રીતે ખીલવીશું અને હમેશ વધતી જતી તંગીઓને વાસ્તે તૃપ્તિ કેવી રીતે શોધી કાઢીશું?

આ સ્થૂલ જગતમાં જે વસ્તુઓ તેની નજરે એકાએક પડે છે, અને જે તેના શરીરને તથા ઇન્દ્રિયોને સંતોષે છે તે વસ્તુઓમાં સુખ શોધવા મનુષ્ય દોરવાય એ ઘણું સંભવિત છે, ભૂખ્યો મનુષ્ય ખોરાકની ઇચ્છા કરે છે, અને ખોરાક ખાવામાં તે સુખ માને છે. તરસ્યો મનુષ્ય પાણીની ઇચ્છા કરે છે, અને તે પીવામાં તે સુખ અનુભવે છે.

પોતાની ઇચ્છા તૃપ્ત થાય અને સુખ મળે, તેથી તે જાગૃત બને છે, અને તેની આળસ તજે છે. જો તેની ઇચ્છા તૃપ્ત ન થાય તો તેને દુઃખ થાય છે. મનુષ્યના ઉત્ક્રાંતિક્રમના શરૂઆતના પગથિયામાં સ્થૂલ પદાર્થની ઇચ્છા તે તેની ઉન્નતિનું એક કારણ છે. વિષયસુખ મેળવવાને પ્રયત્ન કરવાને તે દોરવાય છે.

શારીરિક સુખ અને શારીરિક દુઃખ એ મનુષ્યના જીવનમાર્ગે ચેતવણી આપનારા બે થાંભલા છે. તેઓ તેને ઉન્નતિને માર્ગે દોરે છે તેઓ તેને સુખના પ્રયત્નની પાછળ પડવાના આનંદ મેળવવાના અને દુઃખનો ત્યાગ કરવાના પ્રયત્નમાં તેને જાગૃત કરે છે.

અને જે મનુષ્યોનો સ્વભાવ વધારે ખીલ્યો કે કેળવાયો નથી, તેવા મનુષ્યોના સંબંધમાં તો આ સુખની તથા દુઃખના ત્યાગની ઇચ્છાજ મનુષ્યને પ્રયત્ન કરતો બનાવે છે, અને આ રીતે તેની ગુપ્ત શક્તિઓને પ્રકટ કરે છે. આપણે ઘણી ટુંકી દૃષ્ટિના મનુષ્યો છીએ; કારણ કે આપણે મનુષ્યની જીંદગીની અડચણો, મુશીબતો અને ચિંતાઓ વિષે ઘણીવાર બબડીએ છીએ. જે ઘણો આગળ વધેલો છે, તેને આ અડચણો, મુશીબતો અને ચિંતાઓ વિના ચાલેજ નહિ. કારણ કે આ બધાને લીધે તેનું બળ બહાર આવે છે, અને તેની ગુપ્ત શક્તિઓ ખીલવા-પ્રકટ થવા માટે છે. આપણે એક એવા મનુષ્યનો દાખલો લેઇએ કે જેનો સ્વભાવ ખીલ્યો નથી, કેળવાયો નથી, તેની તંગીઓ વધતી નથી, અને તેથી તે આળસમાં, પ્રમાદમાં અને પ્રવૃત્તિ વગર બેસી રહે છે.

પણ જ્યારે તેને મનુષ્યના જીવનનો ઉદ્દેશ સમજાતો થાય છે, જ્યારે તેને પોતાના શરીરનું ભાન થાય છે, અને જીંદગીની ખરી કસોટી સમજે છે, ત્યારે તેને ભૂખ, તરસ અને

વધુની ઇચ્છા થાય છે, અને તેની ખુશાલીઓ વધવાની સાથે તેની માનસિક શક્તિઓ પણ ખીલવા માંડે છે. તેની અડચણો ધીમે ધીમે તેની બુદ્ધિને મજબૂત બનાવે છે, તેની સુખ દુઃખ અનુભવવાની શક્તિને સતેજ કરે છે, અને તેની સઘળી શક્તિઓને પ્રકટ કરે છે. જેમ જેમ તેની તંગીઓ–ઇચ્છાઓ વધતી જાય છે, તેમ તેમ તે માનસિક અને શારીરિક ગુણો ખીલવતી જાય છે; તેની આળસમય જીંદગીનો ત્યાગ કરાવીને જીંદગીની જરૂરીઆતો માટે તેને પ્રયત્ન કરતો બનાવે છે. આવા પ્રયત્નોથી મનુષ્ય પ્રવૃત્તિમય જીવન ગાળતાં શિખે છે. પ્રથમ તો શરીર અને ઇંદ્રિયોના વિષયોપભોગની તૃપ્તિ અર્થે તે વલખાં મારતાં શિખે છે.

આ સુખની શોધને લીધેજ મોટે ભાગે સુધારો (civilization) થતા પામ્યો છે. ભૂતકાળમાં ગમે તે સુધરેલી પ્રજા તરફ દૃષ્ટિ કરો, તો તમને જણાશે કે મોટે ભાગે સ્થૂળ સુખો શોધવામાં, અને તે સુખોને વધારે સંખ્યાબંધ, વધારે સ્વાદદાર અને વધારે લહેજતદાર બનાવવામાં તે સમાયેલો હતો. સ્થૂળ સુખોની ઇચ્છા–સ્થૂળ સુખના ઉપભોગની ઇચ્છા–જે સુધારો ચણવામાં કારણભૂત હતી, તેજ તેનો નાશ કરનાર પણ નીવડે છે. જે સુધારાને બનાવે છે, તેજ તેનો સંહાર કરે છે. મોજશોખ જેમ જેમ વધારે વધતો જાય છે, તેમ તેમ મનુષ્ય શરીરનો ગુલામ બનતો જાય છે, અને નવાં સુખનાં સાધનો, નવી ઉપભોગની રીતો, અને નવાં આનંદનાં કારણોને શોધી કાઢવા પ્રયત્ન કરે છે તે નવી તંગીઓ ઉભી કરે છે તે એટલાજ માટે કે તે તંગીઓ સંતોષાય. પછી તે સુધારાની એવી સ્થિતિ આવે છે, કે જ્યાંથી પડતી–શરૂ થાય છે. જ્યારે શરીરને હદબહાર પોષવામાં આવે છે, અને તેનો હદબહાર ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે સુખ અને જીવન આપનારી હદબહારની ચીજોજ તે શરીરનો વિનાશ કરવામાં કારણભૂત નીવડે છે. જે ખોરાકથી એકવાર શરીર મજબૂત બનતું હતું તે ખોરાકને એટલો મિશ્ર (Elaborate) બનાવવામાં આવ્યો તથા તે સાથે એટલાં બધાં ચટણી તથા મરી મસાલાથી તેને બગાડવામાં આવ્યો કે શરીરને મજબૂતી આપનાર તે ખોરાક શરીરને નુકસાનકર્તા નીવડ્યો સ્થૂળ સુખના માર્ગની પાછળ જેમ જેમ તમે જતા જશો તેમ તેમ તમે અનેક વિચિત્ર બાબતો શિખશો. તમને જણાશે કે શારીરિક સુખના હદબહારના ઉપભોગથી શરીર અંતે સંતોષ પામી જાય છે, પછી કંટાળી જાય છે, અને છેવટે રોગિષ્ટ બને છે.

સુખની ઇચ્છા સુખના વારવારના ઉપભોગથી, અને હદબહારની તૃપ્તિથી, જ્યારે પૂર્ણ થાય છે, ત્યારે તે મનુષ્ય એવા પાઠો શિખે છે કે જે તેને ઉન્નતિક્રમના બીજે પગથિયે લાવીને મુકે છે. તેને માલુમ પડે છે કે હદબહારની તૃપ્તિથી કંટાળો અને રોગ ઉપજવા પામ્યાં છે. તેને જણાય છે કે અકર્તયાની માફક જે શરીરને તેણે પોષ્યું તેજ તેને શ્રાપરૂપ થયું, અને હદબહારની વિષયતૃપ્તિની સાથેજ રોગ અને કંગાળ પ્રહાવસ્થા આવી પહોંચ્યાં શારીરિકસુખના ઉપભોગના દરેક પ્રકારમાં રોગ આવી પ્હોંચે છે. વિષયી, દારૂડીઆ તેમજ અકરાંતીઆ–એ સર્વને જણાય છે કે તેમણે લાલન પાલન કરેલા શરીરેજ તેમનાપર શિક્ષા અને દુઃખ લાવી મુક્યાં. શરીર છેવટે કંટાળી જાય છે, ઘસાઇ જાય છે, અને નાશ પામે છે. આ વખતે તે મનુષ્ય શિખે છે કે શરીર એ નોકર તરીકે બહુ સારૂં કામ બજાવે તેમ છે, અને ખરૂં સુખ મોજશોખમાં નહિ પણ આત્મસંયમમાં રહેલું છે. જેઓ અનુભવમાં બહુ

નાના છે તેઓને આ પાઠ વારંવાર શિખવાની જરૂર છે.

તેઓએ જાણવું જોઇએ કે સુખની શોધનું સ્થળ શરીર નથી, તેમજ સુખનાં સાધનોનો ઉપભોગ પણ નથી. જે પ્રજા કેવળ સ્થૂળ તંગીઓ અને મોજશોખ વધારે છે, અને શારીરિક સુખનાં સાધનો વધારી તેના ઉપભોગમાંજ પોતાની સઘળી શક્તિ વાપરે છે, તે પ્રજાએ પડતીનો માર્ગ લીધો છે. જો દુઃખો મનુષ્યો સંપત્તિમાં ન શાખી થઇ, તે દુઃખ વિષે વિચાર કરવાને અમુક પ્રજાને કેટલાક વખત સુધી દુઃખમય અવસ્થામાં રાખવામાં આવે છે. હાલના વખતમાં દરેક મનુષ્ય સ્થૂળ પદાર્થના મોજશોખની પાછળ દોડે છે, અને તેમાં ગરક થયેલો માલૂમ પડે છે. પણ દરેક મનુષ્યે શારીરિક ઉપભોગમાં નહિ પણ જ્ઞાનમાં સુખ શોધવું જોઇએ, અને પૈસાદાર પણ અજ્ઞાની મનુષ્ય કરતાં ગરીબ પણ જ્ઞાની મનુષ્ય તરીકે રહેવું જોઇએ. આ જુવાન મનુષ્યો હાલના મોજશોખના વિચારો પાછળ વગરવિચારે દોરવાય, તે પહેલાં જો તેઓ વિચાર કરવાને થોભે તો ઘણું સારૂં. તેઓ હિંદુ હોય કે પારસી હોય, મુસલમાન હોય કે ખ્રીસ્તી હોય, ગમે તે કોમના હોય, પણ તેઓએ યાદ રાખવું જોઇએ કે સ્થૂળ પદાર્થની જરૂરીયાતો વધારવામાં અને પાશ્ચાત્ય મોજશોખની પાછળ દોડધામ કરવામાં તેઓ પોતાની જાતને હલકી બનાવે છે, અને શોકનો માર્ગ ખુલ્લો કરે છે. તેઓએ સ્મરણમાં રાખવું ઘટે છે કે સ્થૂળ પદાર્થો ભોગવવાથી નાશ પામે છે. જ્યારે તમે કોઇ સ્થૂળ વસ્તુને ઘણીવાર વાપરી હોય છે, ત્યારે તે અદશ્ય થઇ જાય છે, તે ફરીથી તાજી થતી નથી. તેને ભોગવવામાં સઘળો પદાર્થ ખપી જાય છે, અને બીજા પદાર્થની જરૂર પડે છે. આપણે સ્થૂળ પદાર્થોમાં સુખની શોધ કરવા દોરવાયા તેનું પરિણામ એ આવ્યું કે ધન, અને ગરીબાઇ વચ્ચે ભારે કલહ થયો. સામાજીક કલહ અને સામાજીક દ્વેષના બે કટ્ટા વિભાગો વધવા પામ્યા છે. કેટલાક હમ્બેહદ પૈસાદાર થયા છે, ત્યારે કેટલાક ઘણાજ ગરીબ થયા છે. કેટલાક મોજશોખમાં ગરકાવ થઇ ગયા છે, ત્યારે કેટલાકને જરૂરીઆતની વસ્તુઓ પણ મળતી નથી. જો કોઇ પ્રજા કેવળ મોજશોખના પદાર્થો ઉત્પન્ન કરવા પાછળ જ લાગે છે, અને હજારો લોકોને જરૂરની ચીજો બનાવવાનું છોડી દે છે, જો તે પ્રજા કેવળ મોજ શોખની ચીજો જ પેદા કરે છે, અને જેના ઉપર પ્રજાના સ્થૂળ જીવનનો આધાર છે, તે પર નહિજેવું લક્ષ આપે છે, તો તે પ્રજાએ અવનતિનો માર્ગ અંગીકાર કર્યો છે. કારણ કે દરેક મનુષ્યને મોટે મોજશોખ સંભવી શકે નહિ, અને જે ધનવાનને મોજશોખનું કારણ છે, તેજ ગરીબને ગરીબાઇનો હેતુ છે. જો તમે ભૂતકાળના મોજશોખના પદાર્થો તરફ દૃષ્ટિ કરશો તો રામાયણ તથા મહાભારતમાં તમને તેનું વર્ણન માલુમ પડશે લોકોનું ધન મુકાબલે સ્થાયી વસ્તુઓમાં સમાયેલું હતું—જેવા કે મકાનો, સુવર્ણ, ઝવેરાત, દરેક પ્રકારનું હુન્નરનું કામ, એક જમાનાથી બીજા જમાના સુધી ચાલે તેવા કીમતી પોષાકો, તે બહુજ સારી રીતે બનાવવામાં આવતા, અને તે કામ ઘણું વખાણવાલાયક હતું. હવે હાલની બનાવટો તરફ નજર કરો.

એક કે બે મહિના કપડાં પહેરવામાં આવે છે, પછી તેનો તિરસ્કાર કરવામાં આવે છે. આ ચીજો પ્રજાનો અભ્યુદય નહિ પણ અવનતિ સૂચવે છે. બીજી પ્રજાઓમાં આ પ્રજાનું ગૌરવ વધારનારાં નહિ પણ અવનતિનાં ચિન્હ છે. થોડા વખત સારૂ ઉદય દેખાય, થોડા વખત સારૂ વિજય જણાય, પણ તે લાંબા વખતને માટે નથી. આવો ફેરફાર માણસના

તરંગોને પસંદ પડે, પણ તે સ્થાયી ફેરફાર નથી. હિંદુસ્થાનમાં જૂના હુનરો નાશ પામે છે, અને હાલની રીતઆનો તેની જગ્યા લે છે. જૂના હુનરો લોકોનાં ટોળાંને આબાદીમાં અને સુખમાં રાખતા હતા જ્યારે આ જમીનને કેવળ વરસાદ ઉપરજ આધાર રાખવો પડતો ન હતો, અને જ્યારે પાણીની તંગીને લીધે પાકની ખામી પડતી ન હતી, ત્યારે મોટા હુનરો આ દેશમાં વિદ્યમાન હતા, અને પ્રજાવર્ગના અભ્યુદયના કારણભૂત હતા. પણ હાલના મોજશોખના જમાનામાં તે હુનરો-કારીગરીઓ નાશ પામતી જણાય છે.

શારીરિક ચીજોની માફક જે ચીજો મનુષ્યને ઠગતી નથી, તેવી કોઈ ચીજમાં મનુષ્યને સુખ મળી શકે કે કેમ તેનો આપણે વિચાર કરીએ. બુદ્ધિના આનંદમાં, તર્કશક્તિના વિકાસમાં, અને વિચારશક્તિની ખીલવણીમાં જેમ જેમ મનુષ્ય સુખ શોધતો જાય છે, તેમ તેમ તે શરીર અને ઇન્દ્રિયોની તૃપ્તિમાં સુખ માનનાર કરતાં મુકાબલે વધારે ડહાપણ ભરેલી રીતે વર્તે છે. મનની ઉચ્ચ મજા ભોગવવા જતાં તેઓ મનની શક્તિઓને ખીલવે છે; અને મનની શક્તિઓ ખીલવવાથી તેઓ સમજશક્તિને ખીલવે છે, અને ઉન્નતિ જલદીથી કરી શકે છે. દેશના એક છેડેથી તે બીજા છેડા સુધી સર્વત્ર આ શોધો ફેલાવવાની જરૂર છે. શરીરને પોષીને પુષ્કળ ધનવાન થવાની અભિલાષા કરતાં મનુષ્યજાતિની સેવા કરવાની ધારણા યુવકે પોતાના મન સન્મુખ રાખવી જોઇએ. જે બુદ્ધિવાન્ મનુષ્ય પોતાને માટે અને પોતાના બંધુઓને માટે કામ કરે છે, અને સુખને શોધે છે, તે મનુષ્ય વધારે વિજય મેળવે કે સ્થિરતાવાળું કામ કરી શકે, કારણ કે તે લોકોના હૃદયપર અસર કરી શકે છે. જે મનુષ્ય શરીરપર આધાર રાખે છે, તે બહારની વસ્તુપર આધાર રાખે છે. તે વસ્તુ તરત બદલાય છે, તે તેની સત્તાની વાત નથી. પણ જે મનુષ્ય મનને ખીલવે છે. તે બાહ્ય વસ્તુઓ ઉપર ભલે આધાર ન રાખે; બહારના સંજોગો ગમે તેટલા બદલાય, તોપણ મન તેને ફસાવતું નથી. જે મનુષ્ય મનના વિષયમાં સુખ મેળવવાની શક્તિ ખીલવે છે, તે ઇંદ્રિયો આપી શકે તેના કરતાં વધારે ઉંચા પ્રકારનું અને વધારે સ્થાયી સુખ મેળવે છે. કેળવાયેલા મનવાળો પુરૂષ ગરીબાઇ વખતે પણ સુખી રહી શકે છે.

પણ શારીરિક સુખમાંજ આનંદ માનનાર મનુષ્ય ગરીબાઇ આવી પડે ત્યારે બહુજ દુઃખી થાય છે. ખરૂં સુખ પ્રયત્નથી મળી શકે. જેને મનનું ઉંચા પ્રકારનું સુખ મેળવવું હોય તેણે શરીર પર જય મેળવવો જોઇએ, અને કેટલાંક શારીરિક સુખોનો ભોગ આપવા તત્પર થવું જોઇએ. ઘણીવાર એવું બને છે કે કેળવાયેલા મનવાળો ગરીબ પણ હોય-અને અહીંયાં એટલી બધી સંખ્યા ગરીબ મનુષ્યોની છે કે તેમને ઇંદ્રિયોનાં સુખ અને મનનાં સુખ વચ્ચે પસંદગી કરવાની છે. અંતમાં ગાજુસનું ઉંડામાં ઉંડું સુખ શેમાં રહેલું છે, તેનો અભ્યાસ કરવાની તક મેળવવાને તમારે ઘણીવાર જન્મ લેવાની જરૂર પડે છે. કેળવાયેલું, વિકાસપામેલું અને ખીલેલું મન યુવાવસ્થામાં તેમજ વૃદ્ધાવસ્થામાં મનુષ્યની પાસે રહે છે. તે તેના મિત્રનું કામ સારે છે, તેને ટેકો આપે છે, તેને આધાર આપે છે. આ પ્રમાણે આપણે પ્રાચીન ઉચ્ચ ભાવના-જે સત્ય છે, તેની પાસે આવી પહોંચીએ છીએ. સત્ય મનુષ્યના હૃદયમાં સમાએલું છે, અને સત્યમાંજ ખરૂં ધન, જ્ઞાન અને શાશ્વત દોલત રહેલાં છે. શરીરને લાડ લડાવવાં અને મનને ખીલવવું-આ બન્ને કામ એક સાથે બની શકે નહિ. શરીરને

મોજમજામાં રાખવું અને તમારી વિચારશક્તિને સ્વચ્છ, શુદ્ધ અને મજબૂત રાખવી-આ બન્ને કામ કદાપિ એક સાથે બને નહિ.

એક મહાન્ અંગ્રેજે કહ્યું છે કે ઉચ્ચ વિચારને માટે સાદું જીવન જરૂરનું છે. જે મનુષ્યો મોજશોખમાં રહે છે, તેઓની બુદ્ધિ ઘણીજ તીવ્ર થતી નથી, અને જે મનુષ્ય બુદ્ધિના વિષયમાં આનંદ માને છે, તે તે મોજશોખીલા કરતાં ઘણો ચઢીઆતો છે.

સ્થૂલ સુખ કરતાં વધારે સ્થાયી સુખ જો તમે શોધતા હો, અને જો તમે તે બુદ્ધિના વિષયમાં શોધતા હો તો તમને વધારે સારો સંતોષ અને વધારે ચોકસ દિલાસો મળશે.

લાગણીઓને ખીલવવામાં પણ મનુષ્ય સુખનેજ શોધતો હોય છે. જેને આપણે કળા-હુન્નર કહીએ છીએ, જે સઘળું સુંદર છે, જે આપણા લાગણીના સ્વભાવને ( emotional nature ) અસર કરે છે, તેને ગણત્રીમાં ગણવાનું આપણે ભૂલવું નહિ. કારણ કે સૌંદર્ય પારખવાની શક્તિ, સૌંદર્યનો ઉપભોગ કરવાની શક્તિ અને સૌંદર્યની દરકાર કરવાની લાલસા આ સર્વેનો સમાવેશ લાગણી-સ્વભાવમાં થઇ જાય છે, અને મનુષ્યસુખની વૃદ્ધિ કરવામાં એ પણ એક મોટો નિયમ ગણાય છે. જેમને હજુ ખરા અધ્યાત્મનો શોખ લાગ્યો નથી, જેઓ જીવનના ઉચ્ચ વિચારમાં હજુ કેળવાયા નથી, તેવા પુરૂષોને તમારે શારીરિક સુખની હલકી મોજમજામાં રખડવા દેવા જોઇએ નહિ, પણ તેઓની રસજ્ઞતા (Artistic sense) ને અસર કરવી જોઇએ, તેઓની લાગણીઓને અસર કરવી જોઇએ; અને આ રીતે તમારે તેમની મોજમજા ઉંચા પ્રકારની બનાવવી જોઇએ, અને ભવિષ્યમાં ઉચ્ચ માર્ગે ચાલવાને તમારે તેમને તૈયાર કરવા જોઇએ.

યુવાન્ મનુષ્યો સાધારણ રીતે હલકા પ્રકારના સુખમાં લહેજત માને છે. તે યુવાન્ મનુષ્યોના સંબંધમાં તેઓના માતાપિતાએ બહુ સખ્ત થઇને તેમની જુવાનીની શક્તિઓને એકદમ દાબી દેવી જોઇએ નહિ. તેઓએ સ્મરણમાં રાખવું જોઇએ છે કે જુવાન શરીરને કાંઇક પ્રકારની મજા તો જોઇએ છે. અને જો તેને દાબવામાં હદ બહાર સખ્તાઇ વાપરવામાં આવે તો એકાએક સામો ઉભરો ( reaction ) નીકળશે, અને તે જુવાન્ મનુષ્યો કોઇ પ્રકારના દુર્ગુણમાં પડી જશે. યુવાન પુરૂષ કે યુવતિને ખીલવવામાં જે સુખ તેમને હલકા નહિ પણ ઉન્નત બનાવે છે, જે સુખ તેમને બગાડતું નથી પણ વધારે ઉંચા પ્રકારના બનાવે છે, તે સુખની આનાકાની ન કરવામાંજ વધારે ડહાપણ સમાયેલું છે.

યુવાન્ મનુષ્યના લાગણી-સ્વભાવને પ્રોત્સાહન આપીને તમે તેને કેળવવામાં, અને ખીલવવામાં મદદ કરો છો અને જો તમે તેની બુદ્ધિના વિકાસને અસર કરે અને ખીલવે એવા પ્રકારની મજા પૂરી પાડો તો ખોટી મોજમજાના પ્રકારમાં પડતા ઘણાક યુવાન્ મનુષ્યોને તમે બચાવી શકો.

ખરૂં સુખ મનમાં કે લાગણીમાં સમાયેલું છે, એટલું કહી જો હું આ વિષય રહેવા દેઉં, તો હું આ વિષયને અન્યાય આપું છું એમ ગણાય. સુખનું એકજ મૂળ છે કે જે કદાપિ ઘટતું નથી. આનંદનું એકજ મૂળ છે કે જે કદાપિ ખુટતું નથી, આનંદનો એકજ ઝરો છે કે જે કદાપિ સુકાતો નથી, અને તે મૂળ અથવા ઝરો આપણી અંદર રહેલા આત્માની ઉંડાઇમાં છે; અને તે આત્માના, મનના, લાગણી અને શરીર એ રહેવાના સ્થાન-મંદિર છે.

જો શરીર કરતાં બુદ્ધિ વધારે ખીલેલી હોય તો શરીરદ્વારા આત્મા જેટલો પ્રકટ થઇ શકે તેના કરતાં બુદ્ધિદ્વારા વિશેષ પ્રકટ થાય છે. જો શરીર કરતાં લાગણી વધારે ખીલેલી હોય તો શરીર કરતાં લાગણીદ્વારા આત્મા વધારે પ્રકટી નીકળે છે. આ આત્મા નિર્વિકારી છે, અનન્ત છે, શાશ્વત છે. આપણી અંદર તે ઇશ્વરીજીવન છે.

શારીરિક મોજમજા ભોગવવાથી અંતે કંટાળો આવે છે; અને મનુષ્ય મનને લગતું સુખ શોધે છે, તે માણસના સંબંધમાં પણ વ્હેલો કે મોડો એવો વખત આવશે કે જ્યારે મન તેને કામ લાગશે નહિ અને બુદ્ધિનો આનંદ તેને સંતોષ પમાડવા સમર્થ થશે નહિ, કારણકે તે વખતે મગજ ઘસાઇ જશે અને જીંદગીનો દીપક ધીમેથી બળવા લાગશે, અને તે મનુષ્ય વધારે ઉંડા આનંદને વાસ્તે તેમજ વધારે સ્થાયી વિચારને સારૂ તલસશે. તેજ વખતે દરેક પ્રકારની તત્ત્વવિદ્યા અને દરેક ધર્મમાંથી એકજ અવાજ નીકળે છે. અને તે આનંદનો અવાજ છે. આ આનંદ બદલાય નહિ તેવો, સ્થાયી અને શાશ્વત છે. બુદ્ધિ એ આપણા મહાન્ જીવનનો એક ભાગ છે. તે આપણા ચૈતન્ય—સ્વાત્મભાન ( consciousness ) ને લગતી છે; પણ તે સ્થાયી ટકતી નથી. તે જો કે બહુ તીવ્ર સુખ આપે છે, પણ જો વળી આત્માને શોધતા હોઇએ તો પછી બુદ્ધિ અથવા મનની પેલી પાર અને પાછળ જ જોઇએ. ત્યાંજ આપણને પરમ સંતોષ મળશે, અને ત્યાંજ આપણા આત્માની શાંતિ અનુભવાશે.

મનુષ્યનો આત્મા, મનુષ્યનું ખરૂં તત્ત્વ ત્યાંજ છે, અને ત્યાંજ મનુષ્ય ખરૂં સુખ શોધી શકશે, અને ત્યાંજ પરમશાંતિ મેળવી શકશે. સઘળી વસ્તુઓ બદલાય, પણ આ આત્મતત્ત્વ તે બદલાતું નથી. સઘળી વસ્તુઓનો ભંગ થાય, પણ આત્મતત્ત્વનો ભંગ થતો નથી. સઘળી વસ્તુઓ આપણને છેવટે ઠગે, પણ આ આત્મતત્ત્વ આપણને ઠગતું નથી. આ આત્મતત્ત્વ ખડકપર આવેલું છે. તે ક્ષણિક નથી તેમ ચંચળ નથી, પણ શાશ્વત છે, અને તેમજ મનુષ્યને શાંતિ જડે છે. આ આત્મામાંજ સુખનું મૂળ છે. બીજાઓના પ્રેમમાં, સ્ત્રીના પ્રેમમાં, બાળકના પ્રેમમાં, મિત્રના પ્રેમમાં જો સુખ મળતું હોય તો તેનું કારણ પણ સર્વની અંદર રહેલો આત્મા છે. મનુષ્યને બદલે દેવી, ક્ષણિકને બદલે વધારે સ્થાયી, આકારમાં નાશ પામતા દુઃખને બદલે શાશ્વતકાળ ટકનાર આત્માને શોધવા પ્રયત્ન કરો. અમુક એક મનુષ્યનું કલ્યાણ શોધવા કરતાં સામાન્ય કલ્યાણ શોધો. ખાસ લાભ શોધવા કરતાં સામાન્ય લાભ શોધો. તમારી આસપાસ તમે જે મનુષ્યોને જુઓ તેમાં એકજ આત્માના જૂદા જૂદા વિભાગો જુઓ. તમારા કુટુંબને શોધતા હો તેમ નહિ પણ તમારા ભાઇને શોધતા હો તેમ શોધો. ધીમે ધીમે સર્વ ઉપર પ્રેમ કરતા થાઓ, કારણ કે સર્વમાં આત્મા છે. સર્વમાં આત્માને, અને આત્મામાં સર્વને જોતાં શિખો. બીજાઓ તરફ જોવામાં તમે તેમના દોષો તરફ ના જોશો, કારણ કે તે દોષો શરીરને ( ઉપાધિને ) લગતા છે, પણ આત્માના નથી. તમારા પોતાના કરતાં સર્વના ભલામાં સુખ શોધતા થાઓ. તમારી જાતને ઉન્નત બનાવવા કરતાં બીજાને ઉન્નત બનાવો. સર્વત્ર પ્રસરેલા આત્માનું સુખ શોધો પણ ખાસ જૂદું સુખ શોધવાનું નથી. યાદ રાખો કે તમે બધા એક છો. જો તમને આ યાદ હોય તો તમારી આસપાસના મનુષ્યોના નુકશાને તમે તમારૂં સુખ શોધવા કદાપિ દોરાશો નહિ.

જો તમે ઉંચી જમીનપર ઉભા હોતો તમે વાંકા વળીને બીજાને ઉંચે ચઢવામાં મદદ કરો છો, બીજાને તમારા પાસે ઉંચે દોરો છો. જો કોઇ મનુષ્ય ટેકરી ઉપર બીજા કરતાં વધારે ઝડપથી ચઢતો હોય તો તે કામ ત્યાં સ્થિર જગ્યા શોધવાનેજ કરે છે કે જે જગ્યાએથી તે પોતાનો હાથ લંબાવે, અને તે જ્યાં ઉભો હોય ત્યાં પોતાના મિત્રોને દોરી લાવે. અને જો આપણામાંથી કોઇમાં વધારે જ્ઞાન, વધારે શુદ્ધતા અથવા વધારે ચારિત્રબળ હોય તો આપણું કર્તવ્ય છે કે આપણા કરતાં ઓછાં વધેલા મનુષ્યો સાથે તે વ્હેંચવું જોઇએ, અને આપણી પાસે જે હોય તે આપીને આપણે તેમને વધારે સમૃદ્ધિવાન્ બનાવવા જોઇએ. એક મહાત્મા પુરૂષે ઉચ્ચારેલા શબ્દોની માફક તમારે પણ કહેવું જોઇએ કે,—

"Never will I seek, never will I take emancipation, and never will I enter into the final Peace above, but everywhere will I struggle, everywhere will I work, and everywhere will I suffer, until all the mankind goes with me into the final Bliss." હું કદાપિ મોક્ષને શોધીશ નહિ તેમજ મોક્ષને ગ્રહણ કરીશ નહિ, તેમજ છેવટની શાંતિ ( નિર્વાણ અવસ્થા)માં પ્રવેશ કરીશ નહિ, પણ જ્યાં સુધી સઘળી મનુષ્યજાતિ મારી સાથે શાશ્વત આનંદ પ્રાપ્ત કરી શકશે ત્યાં સુધી સર્વ સ્થળે હું પ્રયત્ન કરીશ. સર્વ સ્થળે હું મહેનત કરીશ, અને સર્વ સ્થળે હું દુઃખ ભોગવીશ."

તમને મળેલા પ્રકાશમાંથી પુરતો પ્રકાશ બીજાને આપો. જે ઝરો કે નદીરૂપે વ્હેતું નથી એવા એક ખાબોચીયાનો વિચાર કરો. તેનું પાણી ગંધાવા માંડે છે, અને તંદુરસ્તને બદલે ઝેરી બને છે. જે ઝરો પોતાનું પાણી ચારે બાજુએ ફેલાવે છે, અને આસપાસની ઉજડ જમીનમાં તે પાણીને વ્હેવા દે છે, તેજ ઝરો તંદુરસ્ત ગણી શકાય. આ નિયમ મનુષ્ય જીવનને પણ એક સરખી-રીતે લાગુ પડે છે. તમારા જીવનને, તમારી પવિત્રતાને, તમારા જ્ઞાનને અને તમારા બુદ્ધિબળને તમારી અંદર ગોંધી રાખો તો આ બધું ગંધાવા માંડશે અને તમારો નાશ કરશે. તમારા જીવનને અને તમારા આત્માને ઉપયોગી બનાવો, અને કોઇ પણ બાબત આપવામાં પાછી પાની કરશો નહિ. અપવિત્રમાં અપવિત્ર મનુષ્યને તમારી શુદ્ધતા આપો; અજ્ઞાનીમાં અજ્ઞાની મનુષ્યને તમારૂં જ્ઞાન આપો અને છેક હલકા મનુષ્યને તમારો જ્ઞાનમય પ્રેમ આપો. બીજાઓને તમારો પ્રકાશ આપતાં જરા પણ આનાકાની કરશો નહિ. તે પ્રકાશનો જથ્થો એટલો બધો છે કે, તે કદાપિ ખૂટે તેમ નથી. તે પ્રકાશ બીજાને આપો. તમારી જાતને ખાલી કરો. જેમ તમે વધારે આપશો, તેમ તેમને વધારે મળશે. જેમ તમારા ખજાનાને જલદીથી ખાલી કરશો, તેમ તે વધારેને વધારે ભરાશે. કારણ કે આ પ્રકાશનો ખજાનો અખૂટ છે. જગતમાં તમને મળેલો પ્રકાશ ફેલાવો, જેમ જેમ તમે તે ખાલી કરતા જશો તેમ તેમ તે તમારામાં વધતો-જશે અને તમને પોતાનાથી ભરી દેશે.





" હિંદુસ્તાનની ખરી સંપત્તિનો ગૂઢ ભંડાર તે તેની જમીનજ છે."

## શ્રીભક્ત.

## * 'अशोक वन.'

( શ્રીયુત રામરાય મોહનરામ-એસ્ટીન્સ્ટન કૉલેજ મુંબાઇ. )

કોકીલા બો....લે, કો....કીલા બો....લે;
        કોકીલા બોલે મારા વનમાંરે...(૨)        કોકીલા.
પોપટ મારો બેઠો મારે પીંજરે,
        મારા પ્રિયનું નામ મુખે રટતોરે (૨)        કોકીલા.
મેના કામણગારી બેઠી આંગળીએ પ્યારી,
        છૂટે સાન કરી પીયુને બોલાવેરે (૨)        કોકીલા.
કાળી કોયલડી મારી ટઊકા નાંખે વ્હાલી,
        પીયુનું નામ મુખે રટતીરે (૨)        કોકીલા.
નવિન લતા નૃત્ય કરતી આવી પીયુનો સંદેશો લાવી,
        આવું છું આવું છું કેહેણુ લાવીરે (૨) કોકીલા.
વસંતીની તો રમતી આવી યુવતી સુંદર સારી,
        ઊડતી પ્રિય પીયુને લઈ આવે રે (૨) કોકીલા.

---

## आपणी आर्थिक उन्नति.

( શ્રીયુત ગોવર્ધન ઇ. પટેલ. બી. એ—મુંબઇ. )

" उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः ॥ "

" India, generally speaking, is a poor country, that is to say, the majority of the population are poor. But there is wealth in India, and the possessors of it could, with but a fractional part of their amassed wealth, not only develop many of the industries that are dormant to-day, but make India industrially equal to any other country in the world."

( R. N. Mukerjee, C.I.E—in course of his Presidential Address at the Indian Industrial Conference ).

*   *   *   *

---

* સીતાજીનું રાવણે હરણ કીધા પછી અશોક વનમાં તેમને કેદ કીધાં. પ્રભુ શ્રી રામનું નીરંતર સ્તવન કરતાં આસોપાલવના ઝાડ નીચે સુતાં હનુમાનના સદેશા પછી પીયુના આગમનનું મનન-સ્વપ્ન.

"India's wealth is now, if ever, being produced by the organisation of industry. Organisation has been seen to be imperative; the industrial regeneration of India can be effected by no other means * * *..................* * * Indian agriculture is *in a distinctly backward* position; there is much waste and production is not what it might be. It is impossible to generalise about Indian agriculture." [ G. Findlay, M.A,I.E.S.—( on special Duty )—Finance Department, Government of India, Calcutta. ]

સાધારણ દૃષ્ટિ નાખતાં હિંદુસ્તાન ગરીબ દેશ દેખાય છે તથા લોકોનો ઘણો મોટો ભાગ ગરીબાઇમાંજ દિવસો ગુજારતો નજરે પડે છે, છતાં એમ નહિ કહી શકાય કે હિંદુસ્તાનમાં ધન નથી. જો તેના બુદ્ધિમાન ધનવાન આગેવાનો પોતાના ધનના અમુક અંશનો ઉપયોગ યોગ્ય દિશાઓમાં કરવા તત્પર થાય તો હજી સુધી પણ જે અનેક ઉદ્યોગો નિર્જીવવત્ પડી રહેલા છે તેમાં અસાધારણ સ્ફુર્તિ આવી એવી તો ઉત્તમતા ખીલી નિકળે કે દુનીયાના બીજા દેશોની વ્યાપાર ઉદ્યોગની સરખામણીમાં હિંદુસ્તાન પોતાનો પ્રકાશ ઝળકાવી શકે.

યોગ્ય ઉદ્યોગ–વ્યવસ્થા ઉપર જ હિંદુસ્તાનની આર્થિક ઉન્નતિ થવાનો સંભવ રહેલો છે. દીર્ઘદષ્ટિમય વ્યવસ્થાની હાલ ઘણી આવશ્યકતા જણાઇ આવે છે, અને આવી વ્યવસ્થા વિના બીજા ઉપાયોથી હિંદુસ્તાનની આર્થિક ઉન્નતિ થવી અસંભવિત છે. વ્યવસ્થામય સુધારાની ખોટથી હિંદુસ્તાનની ખેતીવાડી ઘણીજ નીચી સ્થિતિમાં પડી રહેલી નજરે આવે છે. ખેતીની હાલની રીતીઓથી મહેનત તથા ધનનું ભારે નુકશાન ખમવું પડે છે અને પરિણામમાં જેટલો પાક થવો જોઇએ તેટલો થતો નથી. આવી ક્ષીણ થતી હિંદુસ્તાનની ખેતીવાડીનું દિગ્દર્શન કરવું એ અશક્યજ છે.

મી. મુકરજી તથા મી. ફીન્ડલેના આર્થિક ઉન્નતિના અનુભવ તથા અવલોકનથી હિંદુસ્તાનના વ્યાપાર ઉદ્યોગ સંબંધમાં જે નિર્ણયો બાંધવામાં આવ્યા છે તે તરફ ઉપર કરેલા વિવેચનદ્વારા વાચકવર્ગનું લક્ષ ખેંચવાની આ સ્થળે ઘણીજ આવશ્યકતા છે.

પૂર્વના ઈતિહાસો, નવલ કથાઓ તથા કાવ્યો તરફ દૃષ્ટિ નાંખતાં સહજમાં જણાઈ આવે છે કે હિંદુસ્તાન અસંખ્ય વર્ષોથી વિવિધ જાતની કળાઓ, વનસ્પતિઓ તથા ઉદ્યોગો માટે પ્રખ્યાત હતું.

પ્લુટાર્ક ( Plutarch ) એલેકઝાન્ડરની ચઢાઇ વખતે ભરતખંડ વિષે પશ્ચિમ દેશના લોકોની શી માન્યતા હતી તેનું '*Lives of the Great men*' એ નામના પુસ્તકમાં વિસ્તારથી વર્ણન કરે છે. હિંદુસ્તાનની વનસ્પતિની વિવિધતા, જુદી જુદી જાતના પાક, જવાહીર, રત્નો, પશુઓ, પક્ષીયો તથા યોગીઓ વગેરેનું તેનું વર્ણન વાંચતાં તત્કાળ વાંચનારની કલ્પનામાં ભરતખંડની ઉન્નતિનું ચિત્ર રચાઈ જાય છે.

બાણની કાદમ્બરીમાં ચંદ્રાપીડને શીખવવામાં આવેલી કળાઓનાં તથા અરણ્યોમાં દૃષ્ટિએ પડતી વનસ્પતિઓના જે નામો આપવામાં આવ્યાં છે તે ઉપરથી કવિની અતિશયોક્તિની અવગણના કરી ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન કરતાં પણ ભરતખંડની સર્વદેશીયતા સહજ સિદ્ધ થઇ શકે એમ છે.

મહાભારત, રામાયણ વગેરેમાં જે વર્ણનો જોવામાં આવે છે તેથી પણ સાબિત થાય છે કે ભરતખંડમાં જુદી જુદી જાતની હવાઓવાળા, તથા વિવિધ પાકોને ઉપજાવનાર ભૂમિઓવાળા પ્રદેશો હતા એટલુંજ નહિ પણ અસાધારણ બુદ્ધિપ્રભાવાળી અનેક આશ્ચર્યકારક કળાઓ પણ તેમાં હતી.

આબુ, ગિરનાર, હિમાલય, વિંધ્ય વગેરે પર્વતોની ભૂમિઓમાં હજી પણ અનેક જાતના પાકની યોગ્યતા જોવામાં આવે છે. ફળફળાદિકની વિવિધતા તથા અનેક જાતનાં ધાન્યોની વિલક્ષણતા હિંદુસ્તાનની ભૂમિમાં રહેલી છે એવું હાલના ભૂમિપરીક્ષક વિજ્ઞાનવાદીઓએ પણ અવલોકનથી સાબિત કર્યું છે.

**ખેતીવાડી.**

પૂર્વકાળથી અદ્યાપિ સુધીના સામાન્ય અવલોકનવાળા આ વિવેચનથી એટલુંજ સૂચવવાનો આશય છે કે **હિંદુસ્તાનની ખરી સંપત્તિનો ગૂઢ ભંડાર તે તેની જમીનજ છે.** આ ગુપ્ત ભંડારને કૃષિકળાની વિવિધ યુક્તિઓથી બહાર લાવી હાલ જે અવનતિ દિન પ્રતિદિન નજરે પડતી જાય છે તેનાં કારણો શોધી, તેના યોગ્ય ઉપાયો કરી આર્થિક ઉન્નતિમાં આગળ વધવું એ જ હિંદુસ્તાનને બીજા દેશોની સરાસરીમાં આગળ મુકનાર ઉપાય છે.

અત્યંત આશ્ચર્યની બાબત એ જ છે કે આપણા દેશની ખેતીવાડી ઘણીજ નિકૃષ્ટ સ્થિતિમાં અનેક વર્ષોથી પડી રહેલી છે છતાં તે તરફ વિદ્વાનો તથા ધનવાનોનું પુરતું લક્ષ ખેંચાવા પામ્યું નથી. **દુષ્કાળનાં દુ:ખથી** અનેક જાતના ત્રાસ સહન કરવા છતાં પણ **સેંકડો વર્ષોથી ચાલી આવતી રૂઢી પ્રમાણેજ બળદ, હળ અને કોસનાં જુનાં પુરાણાં સાધનોમાં બિલકુલ ફેરફાર થવા પામ્યો નથી એ ઓછું શોચનીય નથી.**

આમ થવાનાં કારણોનો વિચાર કરતાં સમજાય છે કે ખેતીવાડી તરફથી વિદ્વાન વર્ગનું વલણ દિવસે દિવસે ઘટી જઇને વ્યાપાર તથા નોકરી તરફ વધારે વેગથી દોરાયું છે. સામાન્ય અજ્ઞાન લોકોના હાથમાં ખેતીવાડીની વ્યવસ્થા રહ્યા કરવાથી તેમાં જે સુધારા થવા જોઇયે તે થવા પામ્યા નથી. **જમીનના છુટા છુટા હુકડાઓ પડી જવાથી** સામટા જથાબંધ જમીનના પાટમાં ખેતી કરવાની જે સગવડ હતી તે પણ નાશ પામી છે.

વીસમું સૈકું અનેક પ્રકારનાં આશ્ચર્યકારક સાધનોથી વિવિધ ઉદ્યોગને મદદ કરતું જાય છે ! જ્યારે અમેરિકામાં થોડાંજ વર્ષોમાં કૃષિ કળામાં અનેક જાતની શોધો થઇ જથાબંધ પાક થાય તેવાં સાધનો તૈયાર કરવામાં આવ્યાં છે; જ્યારે ઓસ્ટ્રેલીયામાં સેંકડો એકરના જમીનના ટુકડાઓમાં વિવિધ જાતના પ્રયોગોથી અનેક જાતની નવી શોધો દાખલ થતી જાય છે; ત્યારે હિંદુસ્તાનમાં વરસાદની વાટ જોઇને ખેતી કરવાનાં પુરાણાં હળ વગેરે સાધનોની મદદથી નાના નાના જમીનના કકડાઓમાં તીડ, દાર વગેરે જાતના ભયની ચિંતાના દબાણ નીચે ખેતી કરવામાં આવે છે !

કૃષિવિદ્યાવિદ મી. **લીએબીગ** (Liebig) નામના વિદ્વાને જે ચાર નિયમો ખેતીવાડી સંબંધમાં નક્કી કરેલા છે તેનું પાલન ન થવાથીજ આપણા દેશની ખેતીવાડીની આવી સ્થિતિ રહેલી છે. તે નિયમો નીચે પ્રમાણે છે:—

(૧) છોડવાઓના પોષણને માટે જે જે તત્વોની જરૂરીઆત છે તે યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય સંજોગોમાં જે જમીન પુરાં પાડે છે તે જમીન ફળદ્રુપ કહેવાય છે.

(૨) દરેક પાક થતાં જમીનમાંથી આવા પોષક દ્રવ્યોના અંશો ઓછા થતા જાય છે. વાતાવરણ ( Atmosphere ) નાં તત્વોથી આ ખોટનો કેટલીક ભાગ જમીનમાં પુરો પાડવામાં આવે છે પરંતુ અમુક ચોક્કસ કસ જમીનમાંથી છુટી જાય છે તે જો મનુષ્ય બહારનાં સાધનોથી પુરો પાડતો નથી તો જમીનમાં આપોઆપ ઉત્પન્ન થતો નથી.

(૩) જમીનમાંથી ઉત્પન્ન થતા પાકની અંદર જે મુખ્ય તત્વો હોય છે તે જો બહારનાં ખાતર વગેરે સાધનોથી જમીનમાં નાખવામાં આવે છે તો જમીનનો કસ જેવો અને તેવો જ રહે છે.

(૪) જે સામાન્ય ખાતરો ખેતરોમાં નાખવામાં આવે છે તે વડે જમીનનો કસ પુરો પડતો નથી. ધાન્ય, ઘાસ, દુધ અને જીવજંતુની ઉત્પત્તિમાં જમીનનાં જે જે તત્વો દર વર્ષે ચુસાઇ જાય છે તે આવાં ખાતરોથી જમીનમાં ફરીથી થતાં નથી.

આ જ વિદ્વાન આગળ વર્ણન કરતાં જણાવે છે કે રોપાઓને ઉગવા માટે જે ૧૪ તત્વોની જરૂર પડે છે તેમાંનાં થોડાંજ બહારનાં ખાતરોથી પુરાં પાડવાની જરૂર રહે છે. નાઇટ્રોજન ( Nitrogen ), ફોસ્ફોરીક એસીડ ( Phosphoric acid ) પોટાશ ( Potash ) ને ક્વચિત્ થોડો ચુનો ( Lime ) નો ભાગ જમીનની પુષ્ટિ માટે બહારનાં સાધનોથી પાડવામાં આવે તો જમીનનો કસ ઓછો ન થવાથી પાક ઘણોજ મોટા જથામાં થાય અને મહેનત તથા ખર્ચ ઉપરાંત ભારે નફો ખેડુત મેળવી શકે છે.

આ નિયમો આપણી ખેતીવાડીમાં, અજ્ઞાનતા અને પૈસાની તંગીને લીધે ન પળાવાથી હાલના દુકાળના ત્રાસ વેઠવાનો સમય આવ્યો છે.

હવે આપણી આ સ્થિતિમાં આવી પડેલી ખેતીવાડીમાં **કેવા નિયમોથી** અને **કેવા પ્રયત્નોથી** ફેરફાર કરવા પ્રયત્ન થવો જોઇયે તેનું ઉપયોગમાં આવે તેવું ( Pratical ) કેટલુંક ટુંકું વિવેચન કરવાની અત્ર જરૂર રહે છે; પરંતુ તે કરતા પહેલાં સુધરેલા દેશોમાં **વીસમા સૈકામાં** ખેતીવાડીના કેવા અદ્ભુત અખતરા કરવામાં આવે છે તેનું ચિત્ર લક્ષ બિંદુ ( Ideal ) રૂપે પ્રથમ આપવાની આવશ્યકતા રહે છે.

અમેરિકામાં થોડા વર્ષોથી જે યંત્રસાધનોથી જમીનના મોટા ટુકડાઓમાં નવિન શોધોને આધારે ખેતી કરવાના અખતરા ચાલે છે તેમાં થોડા વખતથી મોટો ફેરફાર કરવામાં આવ્યો છે. બારમા સૈકામાં અમેરિકામાં ગેસનાં યંત્રો ( Gas-tractor) થી ખેતી કરવાનું સાહસ શરૂ થયું.

" Since then " Steam plowing " has become " traction plowing " and as tractors began to be used for disking, seeding, harrowing, hauling binders, threshing and marketing, filling the silo, shredding and grinding corn, sawing wood, and a dozen other purposes " ( Scientific American Vol. CVI No. 6 ).

અત્યાર સુધીમાં માત્ર યંત્રની મદદથીજ ખેડવાનું, વાવવાનું, લણવાનું, દાણા સાફ કરવાનું, થેલા ભરવાનું, તથા બજારમાં પહોંચાડવામાં વગેરેનું સઘળું કામ એવાં સગવડવાળાં યંત્રોની મદદથી અમેરિકામાં કરવામાં આવે છે.

થોડા સમયથી આ કામ શીખવવાની જુદે જુદે સ્થળે કૉલેજો તથા પ્રયોગનાં ખેતરો

ઉઘાડવામાં આવ્યાં છે. સંખ્યાબંધ વિદ્યાર્થીઓને તેમાં અનુભવ આપવામાં આવે છે તથા સઘળી જાતનાં કામ શીખવવામાં આવે છે.

હમણાં એક એવું મોટું યંત્ર શોધવામાં આવ્યું છે કે જે વડે ખેતીવાડીનું સઘળું કામ માણસ થોડા બળના ભોગથી કરી શકે અને જથાબંધ પાક ઉપજાવી શકે. આ યંત્રના ઉપયોગની કુશળતા માટે હમણાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. સાદી ભાષામાં તથા ઘણા ખર્ચ વિના વિદ્યાર્થીઓને "Traction Farming" શીખવવામાં આવે છે.

ઓસ્ટ્રેલીયામાં પણ સેંકડો એકરના મોટા જમીનના ટુકડાઓમાં નવિન સુધારાથી ખેતરો તૈયાર થઇ ઘણો સારો પાક તૈયાર કરવામાં આવે છે.

"In the United States, in Australia and many European countries enormous advances have been made in recent years. We have, it is true, greater difficulties than those countries, because we are not dealing with a population of four millions dependent on the soil but with a population of two hundred millions, and the co-operation which is essential to success is not always forthcoming."

"Agriculture is and must remain by far the most important of Indian industries and the essential basis of India's *prosperity*. Two thirds of the population subsist on Agriculture."

(The Indian Review).

ભાવાર્થ—યુનાઇટેડસ્ટેટસ, ઓસ્ટ્રેલીયા અને અનેક યુરોપના દેશોમાં થોડાં વર્ષોથી કૃષિકળામાં અસાધારણ સુધારા થતા પામ્યા છે. હિંદુસ્તાનને તે દેશો કરતાં વધારે મુશ્કેલી નડવાનું કારણ એ છે કે તે દેશોમાં ચાળીસ લાખ માણસ ખેતીવાડી ઉપર આધાર રાખી રહેલાં છે ત્યારે આપણા દેશમાં વીસ કરોડ જેટલી પ્રજાનો આધાર ખેતીવાડીની સારી સ્થિતિ ઉપર રહેલો છે. વિશેષમાં જે સહકારી બળની વિજયને માટે ખાસ આવશ્યકતા છે તે હમેશાં આપણાં માણસોમાં જોવામાં આવતું નથી—હિંદુસ્તાનના સર્વ ઉદ્યોગોમાં ખેતીવાડી અત્યંત અગત્ય ભોગવે છે અને ભવિષ્યમાં પણ ભોગવશે, ખેતીવાડી જ હિંદની સંપત્તિનો મુખ્ય આધાર છે. હિંદના લોકોનો બે તૃતીયાંશ ભાગ ખેતીવાડી ઉપરજ ગુજારો કરે છે. (ધી ઇંન્ડીયન રીવ્યુ).

આવા સંજોગોમાં કેવા સુધારાથી ખેતીવાડીમાં આગળ પગલાં ભરવા એ પ્રત્યેક બુદ્ધિમાને વિચારવાની અગત્યની ફરજ હરે છે. અમેરિકા કે ઓસ્ટ્રેલીયામાં જે સુધારાઓ "થએ છે તેવા સુધારાઓ તત્કાળ આપણા દેશમાં દાખલ કરી શકવાના સંભવ ઓછા છે. આપણા દેશ માટે મુખ્યત્વે ખેતીવાડીનો ઉદ્ધાર થાય તેવાં પગલાંઓ શોધવાં જોઇએ તથા ધૈર્યથી તેમાં પ્રયત્નો ચાલુ રાખ્યા કરવા જોઇએ.

ગુજરાત વગેરે પ્રદેશના ખેડુતો તરફ નજર નાખતાં ખેતીવાડીનું ધાર્યા પ્રમાણે કેવું અધઃપતન થયું છે તેનો વિચાર સહજમાં આવી શકે એમ છે. ઉપજના ઘણા ભાગ ... નમાંથી જે કસ ખેંચાઇ જાય છે તે કસ જમીનમાં ફરીથી કુદરતની પ્રેરણા ... આપણથી તેમજ બહારનાં ખાતરોનાં સાધનોથી જમીનમાં પુરો પાડવામાં ...

આણુંદ ગામમાં પણ થોડા સમયથી બે પંપ ચલાવવામાં આવ્યા છે. પંપના કાર્યમાં ભાગીદાર રહેલા એક સ્નેહી મિત્ર સાથે ચર્ચા થતાં તેમના તરફથી જાણવામાં આવ્યું હતું કે આ યોજનાથી પંપથી અમુક ભાવથી પાણી આપનાર ભાગીદારાને તથા પાણી લેનાર ખેતરવાળાઓને ઘણાજ સારો નફો મળવા માંડયો છે.

મુંબઇમાં એક ઈન્જીનીયર સદ્‌ગૃહસ્થ અમુક એકર સારી જમીન તૈયાર કરી નવિન સગવડોથી કેટલાક સ્નેહીઓ સાથે તેમાં યોગ્ય પાક ઉપજાવવાનું સાહસ ઉપાડવાની તૈયારી કરે છે.

મોડાસાના રહેવાસી શ્રીયુત ચંદુલાલ શંકરલાલ પોતેજ વડા ગામમાં ત્રણસો એકર જમીનના પાટમાં હાલ પાતાળી કુવા વગેરેની સગવડ ગોઠવીને મોટા પાયા ઉપર અને તેટલાં નવિન શોધોનાં સહાયક સાધનોથી ખેતીનું ગંજાવર સાહસ ઉઠાવવામાં યોજાઈ ગયા છે. પંપ, કુવા, ખેતી કરવાનાં સગવડવાળાં હથીઆરો તથા યોગ્ય સલાહકારો વગેરે વગેરે સહાયક બળથી તેઓ આપણા દેશ માટે એક ઉત્સાહપ્રેરક દ્દષ્ટાંત બનશે એવી આશા રાખવામાં આવે છે. તેઓએ પુનામાં અભ્યાસ કરી ઉત્તમ અનુભવ પ્રાપ્ત કરેલો છે. આવાં મહાભારત સાહસો ખેડવામાં સાહાય્ય અર્પવા માટે વડા ગામના ઠાકાર સાહેબની પેઠે અનેક રાજા રજવાડાઓએ તત્પરતા દર્શાવવી અગત્યની છે.

તા. ૧૧ મી અને ૧૨ મી માર્ચે સુરતમાં ભરાયેલી નોધર્ન ડીવીઝનલ કોન્ફરન્સની ચર્ચાથી પણ સરકારની દિલસોજીનું લોકોમાં પ્રતિબિંબ પડવા માંડયું છે. એ ઉત્સાહ જનક છે.

"And if this pleasant state of things continues, and such an interchange of views for practical co operation is provided from time to time, there is a hopeful future for agriculture in Gujarat."

(The Gujarati—24-3-12)

પ્રિય વાચકો ! પ્રિય સહાનુભૂતિસિંચક દેશભક્તો ! તથા સન્મતિસંપન્ન સુઠ ધનવાન આગેવાનો ! હિંદુસ્તાનની જર્જર હાલતમાં પહોંચેલી પૃથ્વીમાતા પોતાનાં સંતાનો તરફથી પોષણ માગે છે ! દુષ્કાળ વગેરેના તાપોથી તપ્ત થયેલી તમારી જન્મભૂમિ નિસ્તેજ ચહેરે તમારા હાથનો ટેકો માગે છે ! આખર વખતની તૈયારીમાં પહોંચતી તમારી જુની જનેતા સ્વદેશીય કે વિદેશીય ગમે તેના હાથનું પોષણ લેવા ખરતાં આંસુથી પ્રાર્થના કરે છે !—શું તમે નહિં સાંભળો ?

સ્વદેશી અને વિદેશીયના વ્યર્થ મનભેદ છોડી દઇ **પશ્ચિમના પુરુષાર્થને આવકાર આપી પૂર્વના ઉત્સાહ સાથે જોડી નાંખો !** એક લક્ષાધિપતિને જોઇને તે તમારાથી નીચો બને તેવી દ્વેષવાળી ઇચ્છા ન કરો પરંતુ તેના માર્ગમાં તેણે જે બળ તથા કળ વાપર્યા હોય તેવાં બળ તથા કળ તમારામાં પ્રવર્તાવી તમે તેના જેવા અથવા તેના કરતાં પણ અધિક ઉચ્ચ બનવાના પ્રયાસમાં જોડાઓ.

આશાનાં બળપ્રેરક કિરણોના ઝળકારા જોતાં સર્વ આર્યબંધુઓએ નામદાર શહેનશાહના રાજ્યારોહણ સમયના નીચેના વચનમાં વિશ્વાસ રાખી પ્રયત્નશીલ થવું એજ કર્તવ્ય છે.

"*Trusting my people* and cherishing the Laws and Constitution of my Beloved country."

*George R T.*

શ્રી ભક્ત



લોકપ્રિય મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ.

( જાપાની પોશાકમાં )

भारत जीवन प्रेस मुंबई.

# *Progress of Education in the Baroda State.*

# वडोदरा राज्यमां केळवणीनी प्रगति.

**વડોદરાના રાજ્યકર્તા.**

શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એક નમૂનેદાર રાજ્યકર્તા તરીકે મશહુર છે. રાજ્યનાં પ્રત્યેક ખાતાં પ્રજાના લાભ સાધનારાં બને, એટલા માટે તેઓશ્રી હંમેશાં નિરીક્ષણ કરતા રહે છે અને તે માટે બની શકતાં હરેક સાધનો યોજે છે. આસપાસના બ્રિટિશ પ્રદેશના લોકોની પ્રગતિ સાથે પોતાની પ્રજાની પ્રગતિ પણ ચાલુ રહે એવા ઉપાયો તેઓ નામદાર યોજતા રહે છે અને વખતોવખત બ્રિટિશ રાજ્યના ચુનંદા અમલદારોની નોકરી રાજ્ય માટે ઉછીની લઇ રાજ્યવહીવટ અનુકરણીય બને અને તેમાં સરલતા થાય એવા પ્રયત્નો તેઓશ્રી તરફથી સતત થયા કરે છે.

**કેળવણીનો ક્રમશઃ વિસ્તાર.**

આ પ્રમાણે તેઓશ્રીની પ્રવૃત્તિ સર્વદેશીય હોવા છતાં કેળવણી સંબંધે એ નામદાર જે હિત ધરાવે છે તે અનુપમ છે. એ સંબંધમાં તો વડોદરા રાજ્ય બ્રિટિશ રાજ્યને પણ ધડો લેવા લાયક બન્યું છે. કેળવણી ખાતાના ઉપરીનું પદ મર્હૂમ રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને ખા. બા. જમશેદજી અરદેશર દલાલ, એમ. એ. એલ એલ બી. જેવા કેળવણીના બાહોશ અમલદારોએ અત્યાર સુધીમાં ભોગવેલું છે. હાલ એ ખાતાના વડા ( વિદ્યાધિકારી ) મે. રા. રા. આદરજી માર્નોસજી મસાણી એમ. એ. બી. એસ. સી. છે. એઓ સાહેબની વડોદરા કૉલેજના સાયન્સના પ્રોફેસર તરીકેની કીર્તિ આખા મુંબઇ ઇલાકામાં પ્રસિદ્ધ છે. વડોદરાનું સ્ટેટ-મ્યુઝિયમ ( સંગ્રહ સ્થાન ) જે હિંદુસ્તાનનાં વખણાતાં મ્યુઝિયમ પૈકીનું એક છે તેના ડિરેક્ટર એઓ સાહેબ હતા અને હાલ પણ એઓ સાહેબ તેના ઉપર દેખરેખ રાખતા રહે છે. મે. મસાણી સાહેબ મુંબઇ યુનિવર્સિટીના એક અગ્રણી સભાસદ છે. એમણે યુરોપમાં પ્રવાસ કરી ત્યાંની કેળવણીની સંસ્થાઓની મુલાકાત લઇ ત્યાંના દેશોની કેળવણીની પદ્ધતિનો અનુભવ મેળવ્યો છે. વડોદરા રાજ્યમાં કેળવણીનો બહોળો વિસ્તાર એઓ સાહેબના અમલમાં શ્રીમન્ત મહારાજા સાહેબની ઉદાર રાજનીતિથી થયો છે. શ્રીમન્ત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડે રાજ્યનો પૂર્ણ અખત્યાર ધારણ કર્યો તે વખતે રાજ્યમાં કેળવણીની સંસ્થાઓ આસરે ૨૦૦ અને વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૨૨૦૦૦ હતી અને તે પાછળ દર વર્ષે લગભગ બે લાખ બાગાશાઇ રૂપીઆ ખરચાતા હતા. ૩૦ વર્ષમાં સર્વ પ્રકારની શાળાઓની સંખ્યા વધીને લગભગ ૩૦૦૦ અને વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ પોણા બે લાખ થઇ છે અને તે પાછળ દરવર્ષે લગભગ સાડાતેર લાખ રૂપીઆ કલદાર ખરચાય છે. રાજ્યનું ક્ષેત્રફળ લગભગ ૮૧૦૦ ચોરસ માઇલ છે અને વસ્તી ૨૦ લાખ માણસની છે. તેમાં વસ્તીવાળાં ગામોની સંખ્યા લગભગ ૩૧૦૦ છે એટલે કેક આછી વસ્તીવાળાં ગામો સિવાય લગભગ દરેક ગામે શાળા છે. વળી પ્રાથમિક શિક્ષણ ફરજિયાત તથા મફત આપ-

વાની યોજના કરેલી હોવાથી શાળામાં જવા લાયક છોકરાના સેંકડે ૭૯ ટકા અને છોકરી-ના સેંકડે ૪૯ ટકા શિક્ષણનો લાભ લે છે.

પ્રજાને કેળવણીનાં સાધનો પૂરાં પાડવા માટે રાજ્યની જોખમદારી સંબંધે નામદાર મહારાજા ગાયકવાડ પોતાના એક ઇંગ્રેજી ઉપરથી લેખમાં નીચે પ્રમાણે લખે છેઃ—

**શ્રીમન્ત મહારાજા સાહેબની ભાવના અને નીતિ.**

" મારા માનવા પ્રમાણે, રાજ્યની ઉત્કૃષ્ટતાનો નિર્ણય, તેના વહીવટની જૂદી જૂદી હકીકતથી નહીં, પરંતુ જે લોકોના ભવિષ્યનું તે માર્ગદર્શક છે તેમનામાં રહેલી સર્વ ઉત્તમ માનુષી શક્તિના સંવર્દ્ધન માટે તે જે સરળતા કરી આપે તેના પ્રમાણથી, તેમજ તે શક્તિઓ સંવર્દ્ધિત કરીને સુવ્યવસ્થિત સમાજની સ્થિતિમાં તેમને અજમાવવાનો તદન ખુલ્લો અને પૂરતો પ્રસંગ આપે, તે ઉપરથી કરવો જોઇએ. આ પરથી એ નક્કી થાય છે કે સાર્વત્રિક શિક્ષણ પૂરૂં પાડવું એ રાજ્યનો પ્રથમ ધર્મ છે. જૂના વખતમાં, જ્યારે લોકોએ માત્ર કરો ભરવા, કાયદાને આધીન રહેવું, ખેતી કરવી, અને યુદ્ધના પ્રસંગે દારૂગોળાના ભક્ષ થવું એટલુંજ કરવાનું હતું ત્યારે તેમને કેળવણી આપ-ની આવશ્યકતા જણાતી ન હતી. પરંતુ હાલના સમયમાં, જ્યારે જાહેરમતની વધારે વધારે કિંમત અંકાતી જાય છે, અને સ્વતંત્ર તથા જોખમ ભરેલી પ્રવૃત્તિનું પૂરતું પૂરતું પ્રમાણ લોકોને બક્ષાતું જાય છે તેવે સમયે તેમના નવાં ભવિષ્ય અને જોખ-મદારી માટે સજ્જ થવાને સાર્વત્રિક શિક્ષણની તેમને અપેક્ષા છે. પ્રજાબળના આ સમયમાં અજ્ઞાન અને તેથી કરીને પીડાતી વસ્તી રાખવી એ ભયભરેલું છે, કારણ કે એવી વસ્તી ઉપર અરાજકતા અને મતવાદના પહેલા સપાટાનીજ અસર થવા સંભવ છે, તેમજ વળી હાલના સમયમાં એવી પણ તકરાર આણી શકાય નહીં કે કેળવણી એ રાજ્યનું નહીં પણ વ્યક્તિનું કામ છે. અર્થશાસ્ત્રનું એ પ્રત્યક્ષ પ્રમાણ થતું જાય છે કે કેળવણી પૂરી પાડવી અને તેની નિરીક્ષા કરવી એ મુખ્યત્વે કરીને રાજ્યનો ધર્મ અને સૌથી અગત્યનો ધર્મ છે, અને તે છૂટા છવાયા અવ્યવસ્થિત પ્રયાસથી કરકસરથી કે અસરકારક રીતે કોઇ પ્રકારે પણ બજાવી શકાતો નથી." આગળ લખતાં શ્રીમન્ત મહારાજા સાહેબ સિમલાની કેળવણી-પરિષદમાં નામદાર લૉર્ડ કર્ઝને ઉચ્ચારેલા નીચેના શબ્દો ટાંકે છેઃ—

" પ્રાથમિક કેળવણી કે જેથી હું લોકસમૂહને દેશી ભાષામાં શિક્ષણ આપવું સમજું છું, તેનો ધ્યાનથી વિચાર કરવા માટે વધારે વિશાળ અને વધુ વાદગ્રસ્ત ક્ષેત્ર ખુલ્લું થાય છે. સરકારે આ બાબતમાં પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવ્યો નથી એવું ધારનારાઓમાંનો હું એક છું. + + હિંદુસ્તાનમાં સૌથી મોટામાં મોટો ભય કયો છે ! લોકસમૂહમાં શંકા, વહેમ, ઉભરા નીકળવા, ગુન્હા, અને વળી ખેતી સંબંધી અસંતોષ અને પીડાનું મૂળ શું છે ! તે અજ્ઞાન છે; અને અજ્ઞાનતાનો એકલો ઉતાર કયો છે ! જ્ઞાન. જેટલા પ્રમાણમાં આપણે લોકસમૂહને શિક્ષણ આપીશું તેટલા પ્રમાણમાં આપણે તેમનું ભાગ્ય વધારે સુખી કરીશું, અને જેટલા પ્રમાણમાં તેઓ સુખી થશે તેટલા પ્રમાણમાં તેઓ નીતિવિશ્વના વધારે ઉપયોગી અંગીઓ થશે." મહારાજા ગાયકવાડ આગળ લખે છે, " આ ડહાપણના શબ્દો છે, અને તે જ્યારે આવા શ્રેષ્ઠ અધિકારીથી ઉચ્ચારાયા છે ત્યારે તે સાર્વત્રિક પ્રાથ-મિક કેળવણીપ્રતિ મોટી પ્રગતિની આગાહી આપે છે. આથી કરીને સાર્વત્રિક શિક્ષણનું

તત્વ હિંદુસ્તાનની કેળવણી સંબંધી રાજ્યનીતિનું સ્વીકારાયલું અંગ ગણી શકાય."

ઉપરનો ઉતારો શ્રીમન્ત મહારાજા સાહેબની ભાવના અને નીતિનો ખ્યાલ આપે છે.

## ૧ પ્રાથમિક કેળવણી.

સને ૧૮૮૦-૮૧માં દેશી શાળાઓની સંખ્યા ૧૮૦ અને તેમાં ભણનારા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૭૪૬૫ હતી. પંદર વર્ષ પછી એટલે સને ૧૮૯૫-૯૬માં શાળાઓની સંખ્યા ૧૩૮૦ અને વિદ્યાર્થીઓની સંખ્યા ૮૭૭૫૫ થઇ અને સને ૧૯૦૯-૧૦માં તે વધીને ૨૮૭૩ શાળાઓ અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬૪૭૩૭ થઇ છે. શ્રીમન્ત મહારાજા સાહેબે રાજ્યનો પૂર્ણ અખત્યાર ધારણ કર્યો પછી પાંચ વર્ષનો અનુભવ લઇ સને ૧૮૮૫ના ડીસેમ્બરની ૯ મી તારીખે એક અગત્યનો હુકમ બહાર પાડયો કે દર વર્ષે ૩૦ નવી શાળાઓ ઉઘાડવી અને ખાતાએ (૧) નવી વાચનમાળા તૈયાર કરવા ઉપર, (૨) છોકરાંઓની શારીરિક કેળવણી ઉપર, (૩) કન્યાશાળાઓ માટે સ્ત્રીશિક્ષકો પૂરી પાડવા ઉપર, (૪) મધ્યમ વર્ગની અને પછાત પડેલી કોમોમાં કેળવણીના પ્રસાર કરવા ઉપર, (૫) શાળાઓમાં સંગ્રહસ્થાનો ઊભાં કરવા ઉપર, અને (૬) દેશી ભાષાસાહિત્ય વધારવા ઉપર લક્ષ આપવું, અને દર વર્ષે ૫૦ થી ૬૦ હજાર રૂપીઆની રકમ શાળાનાં મકાનો બંધાવવા પાછળ ખરચવી. સદરહુ રકમ પાછળથી રૂા. ૭૫૦૦૦ની કરવામાં આવી હતી અને સને ૧૯૦૯-૧૦માં એજ્યુકેશન કમિશનની ભલામણપરથી તે વધારીને બેવડી એટલે વાર્ષિક રૂા. ૧૫૦૦૦૦ની કરવામાં આવી છે. ઉપર જણાવેલી શાળાઓ ઉપર પ્રત્યક્ષ દેખરેખ રાખવા-માટે દરેક પ્રાન્ત દીઠ એકેક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મળી ચાર ઇન્સ્પેક્ટરો છે અને તેમના હાથનીચે ઘણુંખરૂં તાલુકા દીઠ અગર બે તાલુકા ઉપર એકેક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકોનો ઓછામાં ઓછો પગાર રૂા. ૭) ઠરેલો હતો તે ઓછામાં ઓછો રૂા. ૧૦) રાખવા એજ્યુકેશન કમિશને ભલામણ કરવાથી શ્રીમન્ત મહારાજા સાહેબે મંજૂરી આપી છે અને તે વધારાના ખર્ચને પહોંચી વળવા માટે રૂા. ૧૭૦૦૦૦ મંજૂર કર્યા છે. શિક્ષકો પોતાના કામમાં લાયક હોય તેમનેજ આ લાભ આપવો ઉચિત ગણેલો હોવાથી ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષની પરીક્ષામાં પસાર થયલા ઇસમનેજ આ વધારો આપવામાં આવે છે. પરીક્ષાની ફરજ તેમને હાડમારીરૂપ નહીં થાય એટલા માટે કૉલેજમાં અભ્યાસ કર્યો શિવાય બહારથીજ પરીક્ષા આપવાની કેટલાંક વર્ષ માટે છૂટ રાખેલી છે જેથી શિક્ષકોને સંતોષ થવા સાથે શાળાઓના શિક્ષણમાં પણ સુધારો થવાનો ઉદ્દેશ પાર પડે છે.

## ૨. ફરજિયાત કેળવણી.

બ્રિટિશ રાજ્ય તથા ઇતર દેશી રાજ્યોએ જે અખતરાનો આરંભ કર્યો નથી તે નામદાર ગાયકવાડ સરકારના રાજ્યમાં સંપૂર્ણ ફતેહચંદ નીવડયો છે. નામદાર બ્રિટિશ સરકાર એ અજમાયશ ધ્યાનપૂર્વક જોતી રહી છે અને ત્યાં પણ નામદાર ગોખલેના બિલથી તથા નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જે દિલ્હીના તાજપોષીના દરબારમાં જાહેર કરેલી રૂ. ૫૦૦૦૦૦૦ ની ગ્રાન્ટથી અખતરો અજમાવવાનો સંભવ નજીક આવતો જણાય છે. સને ૧૮૯૩ માં શ્રીમન્ત મહારાજા સાહેબે ફરજિયાત કેળવણીની યોજના અજમાવી જોવાનો નિશ્ચય કર્યો અને રાજ્યના ખૂણે પડેલા અમરેલી તાલુકામાં એવી શાળાઓ ઉઘાડવા હુકમ કર્યો. ૭ થી ૧૨

વર્ષની વયના બધા છોકરાઓ અને ૭ થી ૧૦ વર્ષની વયની બધી બાળાઓને એ શાળાઓમાં જવા ફરજ પાડવામાં આવી, અને જેઓ તેમ કરવામાં કસુર કરે તેમનાં માબાપોને નાનો સરખો દંડ કરવાનું ઠરાવવામાં આવ્યું. ગરીબ લોકોને આ કાયદો સખત પડે નહીં એટલા માટે શરૂઆતમાં વિદ્યાર્થીના સેંકડે ૪૦ ટકા અને પાછળથી બધાને ફીની માફી આપી દાખલ કરવામાં આવ્યા. આ અખતરો ત્રણું વર્ષ ચાલ્યો એટલામાં એવી હકીકત જણાઇ કે શાળામાં જવા લાયક વયનાં છોકરાંના સેંકડે ૯૯.૯ ટકા શાળામાં દાખલ થયાં, અને એ યોજના અમલમાં લાવવાને કોઇ મુસ્કેલી જણાઇ નહિ. શરૂઆતમાં ૧૦ ગામોમાં આવી શાળાઓ ઉઘાડવામાં આવી અને ૧૦ વર્ષમાં તે વધીને ૫૨ થઇ. સને ૧૯૦૪–૦૫ ની આખરે અમરેલી તાલુકાનાં ૫૦ ગામોમાં આવી શાળાઓ હતી, અને બીજી ૧૫ નિયમિત શાળાઓમાં પહેલાં ત્રણ ધોરણો ફરજિયાત કેળવણીના કાયદા પ્રમાણે રાખવામાં આવેલાં હતાં; આ પ્રમાણે એ પ્રકારની કેળવણી માટે શાળાઓની કુલ સંખ્યા ૮૫ હતી. આ શાળાઓ પૈકી ૨૨ માત્ર કન્યાઓ માટેની હતી અને બાકીની મિશ્ર શાળાઓ હતી.

રાજ્યના સર્વ ભાગોમાં ફરજિયાત કેળવણીનો પ્રસાર કરવાનો વિચાર નામદાર મહારાજ સાહેબના મનમાં ઘણાં વર્ષથી હતો અને એટલા માટે જુલાઇ ૧૯૦૪ માં એક કાયદો ઘડવામાં આવ્યો. બાળકોને આ કાયદામાંથી કેટલેક પ્રસંગે મુક્ત કરવામાં આવે છે, જેવા કે, (૧) માંદગી અગર બીજી ખોડને લીધે તેઓ અશક્ત બની ગયાં હોય, (૨) અમુક ઠરાવેલા પ્રમાણુ કરતાં ઓછું જમીનમહેસુલ ભરનાર ખેડુત માબાપનાં તેઓ બાળકો હોય, (૩) જેઓ પોતાને ઘેર કેળવણી લેતાં હોય, (૪) પડદેનશીન બાળાઓ અને જે વર્ગનાં બાળકો માટે રાજ્યમાં ઇલાયદી શાળાઓ સાધારણ રીતે હોય, વગેરે.

હાલમાં છોકરા તથા છોકરી માટે દેશી ભાષાનું ચોથું ધોરણ ફરજિયાત કેળવણીની મત્તા ઠરેલી છે. કન્યાની વય ૧૦ થી વધારીને ૧૧ વર્ષની ફરજિયાત કેળવણી માટે મુકરર કરેલી છે, ઠરવેલી વયમર્યાદાવાળાં છોકરાનાં માબાપ અને વાલીઓ તેમને શાળામાં મોકલતાં ચૂકે તો તેમને શરૂઆતમાં નહીં જેવો દંડ થતો પરંતુ એ તેમને દર મહીને દંડ કરવામાં આવે છે, તેમજ લાગટ ૬ દિવસની ગેરહાજરી માટે પણ દંડ ભરવો પડે છે. કલકત્તામાં આપેલા એક ઇંગ્રેજી ઉપરથી વ્યાખ્યાનમાં શ્રીમન્ત ગાયકવાડ મહારાજે પોતાના વિચારો નીચેના શબ્દોમાં જાહેર રીતે દર્શાવ્યા છે.–"ફીની માફી આપી ફરજિયાત કેળવણી આપવાનો પ્રયોગ આ દેશમાં અપૂર્વ છે; અને તો પણ તેની અપૂર્વતાએ આપણને આપણી ફરજમાંથી ભડકાવવા જોઇએ નહીં. * * એમ છતાં વડોદરા રાજ્યમાં સર્વ ઠેકાણે ફરજિયાત કેળવણી દાખલ કરવાનો મેં પ્રયાસ કર્યો છે, અને તેથી મારી પ્રજાને લાભ થયેલા જોવાની હું આશા રાખું છું. રાજ્યના એક ભાગમાં કેટલાંક વર્ષથી આ પ્રયોગ સંતોષકારક પરિણામ સાથે અજમાવાતો હતો. એ અખતરાની ફત્તેહને લીધે હિંમત આવવાથી આખા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત અને તદન મફત આપવાનો મેં ઠરાવ કર્યો છે."
આખા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવાની ઉદારતા શ્રીમન્ત મહારાજ સાહેબે કરેલી હોવાથી ફરજિયાત શાળાઓનો સમાવેશ પ્રાથમિક શિક્ષણની નિયમિત શાળાઓમાંજ કરવામાં આવેલો છે.

નાથ (અપૂર્ણ.)

# प्रेमी वृत्तिनी दर्शन देवा इष्टप्रति याचना.

( લેખક. ચંદુલાલ મોહનલાલ મુંબઈ. )

( વારિ લાલા, મોહન બંસીવાલા. એ લય )

આવો આવો, મોહન મન ભાવો, રીઝાવો,
ખીલાવો મને—
છાની છાની છબિલા વાટ જોઈ,
તારી મોહીની સુરત પર મોહી,
હું મોહી રહી છું વ્હાલા, આવો હે બંસિવાલા,
નંદલાલા, ગોવાળા, છોગાળા, રસીલા—
હુન્મૂર્ખે આવી આવી આવી,
ઘોષ ગજાવી પ્રિય નાથ,
એરી એરી વ્હાલા,
ઘોષ ગજાવી પ્રિયનાથ,
કરૂં હું કાલાવાલા, લટકાળા છોડી ચાળા,
હરખાતા, મલકાતા, લચકાતા ને ગાતા—

---

# स्त्रीकेळवणी.

*( શ્રીયુત વનીચંદ મોરારજી કોઠારી બી. એ.—ગોંડલ )

**મહેરબાન અધિપતિ સાહેબ;**

આપના પ્રકટ થતા " શ્રીભક્ત " નામના માસિકના ફાલ્ગુન માસના અંકમાં " સ્ત્રી કેળવણી સંબંધી કેટલાક વિચારો " એ મથાળાનો લેખ પ્રકટ થયો છે, તે મ્હારા વાંચવામાં આવ્યાથી મ્હને પણ તે વિષયના કેટલાક વિચારો દર્શાવવાની આકાંક્ષા થઇ છે.

કન્યાઓને પ્રથમ શિક્ષણ આપ્યા પહેલાંજ આ વિષયનું નિરાકરણ થવું જોઇએ. કન્યાઓને શિક્ષણ તો આપવુંજ એ વાત સ્વતઃ સિદ્ધ છે. પણ શિક્ષણ કયા પ્રકારનું આપવું તે પ્રશ્ન હજુ તેવો ને તેવોજ છે. તેઓને કોલેજમાં અપાય છે તેજ શિક્ષણ આપવું, અથવા તેઓને કેવલ ગુજરાતીનોજ અભ્યાસ કરાવવો અથવા તેઓને સંસ્કૃત શિખવવાની આવશ્યકતા છે કે નહિ આવા આવા અનેક પ્રશ્નો નિરુત્તર રહેલા છે. આ લેખમાં લેખકે એ પ્રશ્નનું કંઇક અંશે નિરાકરણ કરવાનો પ્રયત્ન કરેલો છે.

આ લેખના ત્રણ ભાગ પાડેલા છે. ૧ શિક્ષણ આપવું જોઇએ. ૨ તે શિક્ષણ.

---

* ઍલ્ફીન્સ્ટન કોલેજના ફેલોના પદનો અનુભવ કર્યા પછી પરિપક્વ થયેલા પોતાના વિચારોને **વીસમી સદીની** આપણી સ્ત્રી કેળવણીના પ્રાપ્તવ્ય લક્ષ્ય ( Ideal ) રૂપે આ લેખ દ્વારા પ્રકટ કરવા માટે કાર્યવાહી મંડળ લેખકનો આભાર માને છે.

શી રીતે આપવું અને ૩ તે શિક્ષણ આપવાને માટે અભ્યાસ કેવા ક્રમમાં ગોઠવવો. આપણે શિક્ષણ બે પ્રકારનાં રાખીશું ૧ જે કન્યાઓ સારા અને ઉંચા કુટુંબની હોય અને જેને પુરો અભ્યાસ કરવાની ઇચ્છા હોય; ૨ જે કન્યાઓ સાધારણ સ્થિતિની અથવા તો ગરીબ સ્થિતિની હોય અને જેઓથી પુરો અભ્યાસ થઇ શકે નહિ અને પુરા અભ્યાસની જેના ગૃહ સંસારમાં જરૂર પણ ન હોય. પહેલી જાતના શિક્ષણને માટે દસ વરસ એટલે કે જો કન્યા ૭ વરસની થાય ત્યારથી શાળામાં જાય તો સોળ વરસે અભ્યાસ પુરો કરે અને બીજી જાતના શિક્ષણને માટે સાત વરસ રાખીશું એટલે કે કન્યા ૧૩ વરસની થાય ત્યાં સુધીમાં તેનો અભ્યાસ પુરો થાય. બીજી જાતની કન્યાઓને માટે કન્યાશાળામાં સાત ગુજરાતી સુધીમાં જે શિક્ષણ અપાય છે તે યોગ્ય છે અને તે ઉપરાંત પહેલી જાતના શિક્ષણમાંથી અમુક વિષયો યોગ્ય લાગે તેટલાજ શિખવવા.

પહેલી જાતના શિક્ષણ ક્રમ ઉપર વિચાર ચલાવીએ. તે શિક્ષણના આપણે ત્રણ ભાગ પાડીએ ૧ વિદ્યા ૨ કળા અને ૩ તે ઉપરાંત ગૃહવિજ્ઞાન, વ્યાયામ તે આપણે એક વિષય તરીકે ગણીને તે ઉપર પણ ચર્ચા કરીશું.

હવે આપણે **વિદ્યાનો** ભાગ લઇએ અને તેમાં ક્યા ક્યા વિષયો શિખવવા તે ઉપર જઇએ.

**વિદ્યા.** વિદ્યા એવી આપવી જોઇએ કે તે વિદ્યા સ્ત્રીઓને ગૃહ સંસાર ચલાવવામાં ઘણીજ ઉપયોગી થઇ પડે. કૉલેજમાં બી. એ. સુધીની કેળવણી આપવી તે ઘણીજ સરસ છે, તેથી હું વિરૂદ્ધ મતનો નથી પણ યુનીવર્સીટીની પરિક્ષાઓ માટે તૈયાર થવું અને તેમાં મુંબઇ યુનિવર્સીટિમાં પસાર થવું એ કઠિન તપને માટે સ્ત્રીઓનું કોમળ શરીર સર્જાયેલું હોય એમ મને લાગતું નથી. પરિણામ એ આવે છે કે બી. એ. પસાર થયા પછી એક સુંદર યુવતિ જોવાને બદલે એક ફિક્કી નિસ્તેજ, અને Hysteria નહિ તો neurasthenia જેવાં દરદોથી પીડાતી સ્ત્રીઓ જોઇએ છીએ. સ્ત્રીઓના પોષક તત્ત્વને સંહાર કરનારી વિદ્યા આપણે નથી જોઇતી. તે વિદ્યા બહુધા આપણી સ્ત્રીઓને ઉપયોગી થાય પણ નહિ. યુરોપ દેશમાં પુરૂષ તથા સ્ત્રીઓ અપરિણીત અવસ્થા ઘણા પ્રમાણમાં ગાળે છે અને તેથી સ્ત્રીઓને શિક્ષક તરિકે અથવા તો તારખાતામાં કે એવા બીજાં કોઇ ખાતામાં અને એમ નહિતો એકાદ વ્યાપારની પેઢીમાં કામ કરવા રહેવું પડે છે. તેવું જીવન આપણા દેશની સ્ત્રીઓ ન પાળે, અને તેવો સુધારો પૂર્વ દેશમાં ન આવે એવી આપણી મહત્ ઇચ્છા છે. આવો પાશ્ચિમાત્ય સુધારો પાશ્ચિમ દેશમાંજ ભલે રહે.

છતાં પણ સ્ત્રીઓને કેળવણી આપવી એતો આવશ્યક છે. વિદ્યાહીન સ્ત્રીથી સંસાર યાત્રામાં પરિક્રમણ કરવું એ પક્ષાઘાતના રોગથી અર્ધ અંગ રહી ગયા પછી જીવન ચલાવવા જેવું છે. આપણો દેશ જેટલી ત્વરાથી આગળ વધવો જોઇએ તેટલી ત્વરાથી આગળ વધતો નથી તેનું કારણ માત્ર આ એકજ છે. આપણામાં હજુ મુર્ખ રીવાજો અને વહેમો જો કે કાંઇક અંશે દૂર થયા તો પણ હજુ તેવાને તેવાજ છે. "સ્ત્રી વિના દેશની ઉન્નતિ થવી અશક્યજ છે" એ ગોવર્ધનરામે લખેલું વાક્ય યથાર્થ છે. કન્યાઓને ક્યા ક્યા વિષય શિખવવા તે ઉપર હવે આપણે વિચાર ચલાવીએ.

### A ભાષા.

૧ અંગ્રેજી. સ્ત્રીઓને અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવું એ ઠીક છે. પૃથ્વી ઉપર

ચાલતી પ્રત્યેક ભાષાના સાહિત્યનું અંગ્રેજી ભાષામાં ભાષાંતર થયેલું છે એમ કહી શું તો તે અતિશયોક્તિ કહેવાશે નહિ. અંગ્રેજી જાણ્યા વિના તે સાહિત્યનો ઉપયોગ કરવો અને પૃથ્વી ઉપર થઇ ગયેલા મ્હોટા મ્હોટા મનુષ્યો શું લખી ગયા છે તે જાણવું અશક્ય થઇ પડે. પૃથ્વી ઉપર જ્ઞાન શું છે અને કેટલું છે તેનો વિચાર પણ અંગ્રેજી ભાષા જાણ્યા વિના લાગી શકાય નહિ.

૨ સંસ્કૃત. એકાદ બીજી ભાષા શિખવી જોઇએ અને મેટ્રીક અને કોલેજમાં અભ્યાસ કરનારાઓને તો તે અવશ્ય શીખવીજ પડે છે; હિંદુ સ્ત્રીઓને French ( ફ્રેંચ ) ભાષા બીજી ભાષા તરીકે લેતાં જોઇને ઘણું આશ્ચર્ય થાય છે. ફ્રેંચ સહેલી ભાષા છે અને સંસ્કૃત કઠિન ભાષા છે પણ એક વિષય લીધા પહેલાં તેની ઉપયોગિતા અને નિરૂપયોગિતાનો વિચાર કરવો જોઇએ. આપણી હિંદુ બાળાઓએ તો સંસ્કૃત અવશ્ય લેવુંજ જોઇએ; આપણું સર્વ સાહિત્ય સંસ્કૃત ભાષામાંજ લખાયેલું છે. આપણા પૂર્વજોએ કેટલી વિદ્યા સંપાદન કરી હતી, તેઓ સુધારામાં કેટલા વધ્યા હતા, તેમના દરેક વિષય ઉપરના કેવા વિચારો હતા અને તેઓ કેવું દીર્ઘ, આનંદમય, સુખમય અને પવિત્ર જીવન ગાળતા હતા તેનો વિચાર મૂળ સંસ્કૃત પુસ્તકો વાંચ્યાથીજ આવી શકે. આપણી સતીઓના દૃષ્ટાંતનાં ભાષાંતર થયેલાં વાંચવાં તે કરતાં મૂળ ભાષામાં વાંચવાથી મન ઉપર ઘણી ઉંડી અસર થાય છે. સ્ત્રીને પુરૂષ કરતાં વિશેષ સન્માન મળતું. ગૃહના દરેક કાર્યમાં પતિની સાથે સ્ત્રી સંયુકત રહેતી. સ્ત્રી એજ ગૃહ છે न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते એવાં વાક્યોનાં રહસ્ય સંસ્કૃત ભાષા જાણ્યા વિના અસરકારી પુરૂષના હૃદયમાં આવવાં કઠિન છે. આપણા વેદ, શ્રુતિ સ્મૃતિ અને નીતિ શાસ્ત્રો સર્વ સંસ્કૃતમાંજ લખાયેલા છે. આખી પૃથ્વીમાં પ્રશંસા પામેલું ભગવદ્ ગીતા જેવું પુસ્તક પણ તેજ ભાષામાં છે. રામાયણ અને મહાભારત જેવાં મોટાં Epic કાવ્યો પણ તેમાંજ છે. કિં બહુના; આપણું સર્વ સાહિત્ય સંસ્કૃત ભાષામાંજ છે. બીજી ભાષા લેવામાં સંસ્કૃત લેવું એજ આપણી સ્ત્રીઓને યોગ્ય ગણાય.

૩ ગુજરાતી–ગુજરાતીનું શિક્ષણ આપવું એમાં કંઇ વિશેષ લખવાનું નથી. સંસ્કૃત ભાષા મૃતપ્રાય થઇ છે, અને હવે આપણે તો " વાપીઓ ગિરા ગુર્જરી " એજ ઇચ્છવાનું છે. ગુજરાતી ભાષામાં આપણા કવિઓએ ઉત્તમ કાવ્યો લખેલાં છે. ગુજરાતી ભાષા છેવટના વરસ સુધી શિખવવી અને તેમાં પણ શૈલી કેમ સુધારવી, અને જન સમાજ ઉપર અસર કરે એવા સારા લેખો કેમ લખવા અને પ્રસંગ પડયે અસર કરે એવાં ભાષણો પણ કેમ આપવાં એ ઉપર વિશેષ ધ્યાન આપવાની ખાસ આવશ્યકતા છે.

## B ગણિત શાસ્ત્ર.

ગણિત એવો વિષય છે કે જેનું થોડુંક જ્ઞાન તો દરેક માણસને વિદ્યા લીધા વિના પણ હોય છે, અને તેમાં પારંગત થવું એ મ્હોટા ગણિતશાસ્ત્રીને પણ કઠિન છે. ગણિતની શાખાઓ દુનિયામાં જેટલી વસ્તુઓ જોવામાં આવે છે તેથી પણ વિશેષ છે એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી. પણ તેમાંના ત્રણ વિષયનાં મૂળતત્ત્વ શિખવવાની ખાસ જરૂર છે.

૫ **પાકશાસ્ત્ર ( Cooking );** રસોઇ કેમ તૈયાર કરાવવી, સારાં સારાં ભોજન કેમ કરવાં ઉત્તમ પાકો કેમ બનાવવા અને સાદી વસ્તુઓને પણ સ્વાદિષ્ટ કેમ બનાવવી એ સ્ત્રીઓએ શિખવુંજ જોઇએ. આ શિક્ષણ તો ઘણું કરીને ઘેરજ આપી શકાય અને તે શિક્ષણ આપવું એ માતાનું કામ છે. આ વિષય નિશાળમાં રાખી શકાય નહિ પણ ઘેર કન્યાને આ શિક્ષણ મળે છે કે નહિ તેનું ધ્યાન રાખવું જોઇએ.

પૃથ્વીની ઉપર કળાઓનો અંત નથી. શિખવા બેસીએ તો તેનો છેડો નથી પણ આ પાંચ કળા અત્ર આપવી પડી છે તેનું કારણ એટલુંજ કે તે પાંચ કળાઓ શીખવાની ખાસ અવશ્યકતાજ છે.

વિદ્યા અને કળા વિષે લખ્યા પછી ગૃહવિજ્ઞાન ઉપર લખીશું. એ વિષય એવો, છે કે તે ઘણું ખરૂં જન્મથીજ પ્રાપ્ત હોય છે અને જેનામાં એ ચાતુર્ય નથી આવતું તેનામાં ચાતુર્ય છેવટ સુધી પણ નથી આવતું. ચતુર સ્ત્રીઓને ચાતુર્ય શિખવા જવું પડતું નથી.

આવિષયની અંદર કેટલીક સૂચનાઓ જરૂરની છે માટે મેં તેને ગૃહવિજ્ઞાન એવું નામ આપ્યું છે. નીચેની વસ્તુઓ ઉપર ધ્યાન આપ્યેથી એ વિષયનું જ્ઞાન વધશે.

૧ **શરીર સુઘડ કેમ રાખવું.** સ્વચ્છ વસ્ત્રો પહેરવાં; વસ્ત્ર કેમ પહેરવાં એ પણ એક કળા છે. પોતાના શરીરને શોભે એવાં ને અમુક રીતે પહેરવાં જોઇએ. પોતાનાં વસ્ત્રને પહેરી લીધા પછી સરખી રીતે ગોઠવીને મુકી દેવાં કે તે બગડે નહિ. વસ્ત્રની આવી રીતે સંભાળ રાખવાની ટેવ શીખવી હોય તો તેમાં પણ થતો વ્યય ઘણો બચી શકે અને વસ્ત્રોનું ખરચ પણ જરા ઓછું થાય.

૨ **ગૃહને કેમ સંભાળવું.** નોકરોની સાથે બોલવા ચાલવામાં કેમ વર્તન રાખવું. ગૃહની અંદરની વ્યવસ્થા કરવી એ સ્ત્રીનું કામ છે અને તેમાં કાંઇ પણ ભૂલ થાય તો મનુષ્ય સ્ત્રીને દોષ દે. સર્વવસ્તુઓ વ્યવસ્થિત રીતે રાખવી. તે બરાબર સાફ કરાવવું કે બીજા રોગો અંદર દાખલ થઇ શકે નહિ. ફરનીચરને કેમ ગોઠવવું તેમાં પણ હુંશિઆરી જોઇએ છીએ.

૩ **ખરચનો હિસાબ બરાબર રાખવો.** પોતાની આવકના પ્રમાણમાં ઘર ખરચ રાખવો જોઇએ. જરૂરને પ્રસંગે કામ આવે તેને માટે બચાવવું જોઇએ. આપણે ખેદ સહિત કહેવું પડશે કે હાલના જમાનામાં સ્ત્રીઓ ઓછો ખર્ચ કરવાને બદલે વિશેષ ખર્ચ કરે છે અને પતિને મારવાડીના દેવામાં આવવું પડે છે. પરિણામ એ આવે છે કે પુરૂષને વધારે વધારે કામ કરવું પડે છે અને તોપણ દેવામાંથી મુક્ત થવાતું નથી. **સારી ગૃહિણીનો પવિત્ર ધર્મ છે કે પતિને આ વાતની કદિ પણ ચિંતા આવવા દેવી નહિ.**

૪ **પોતાનાં બાળકની સંભાળ રાખવી.** તેઓની તંદુરસ્તી કેવી રહે છે; તેઓને બરાબર ન્હવરાવાય છે કે કેમ, તેમનાં વસ્ત્ર સાફ છે કે નહિ, તેઓની વિદ્યા ઉપર ધ્યાન અપાય છે કે નહિ આવી આવી અનેક વાતો ઉપર ધ્યાન આપવાનું છે. પોતે સભાઓમાં અને સમજોમાં ફર્યા કરે, છોકરાંઓ કેવળ નોકરોને હાથ રહે અને પછી છોકરાંઓ જોઇએ તેવાં સારાં ન થાય તેમાં નવાઇ શું ? છોકરાંઓને સારી રીતે ઉછેરવાં અને તેમને સારૂં શિક્ષણ આપવું એ પ્રત્યેક માતાની ફરજ છે.

૫ **અન્ય સ્ત્રી પુરૂષો સાથે કેવી રીતે વર્તન રાખવું.** સભ્યતાથી અને નરમાશથી કેમ બોલવું, **કોઈ કાંઈ પુછે તો તેનો જવાબ શાંત રીતે કેમ આપવો.** તેમાં પણ ચાતુર્ય જોઇએ છીએ, શ્વશુર, શ્વશ્રુ, દીયર, જ્યેષ્ઠ અને નણદો સાથે કેવી રીતે હાવભાવથી

રહેવું એ સઉથી કઠિનમાં કઠિન તપ છે. ગોવર્ધનરામે ગુણસુંદરીનું જીવન ચીતરીને આપણને એક મોટું દ્દષ્ટાન્ત આપેલું છે. ભણેલી સ્ત્રીઓમાંથી અત્યાર સુધીમાં ગુણસુંદરી જેવી કેટલીક થઈ હશે.

**૬ પતિ દિવસના કામથી કંટાળીને આવે કે તુરત જ ઘરની વાતથી તેને કંટાળો આપવો ન જોઇએ.** મૂર્ખ સ્ત્રીઓ આખા દિવસમાં ભરી રાખેલી વરાળને પતિ આવે કે તરતજ કહાડી નાખે છે અને બિચારા થાકેલા પતિને વધારે કલેશ ઉપજાવે છે. તે વખતે સારી સારી વાતથી તેને પ્રસન્ન કરવો જોઇએ. પતિને કલેશ ઉપજે એવી વાતો કહેવાની સ્ત્રીઓએ બનતા સુધી ટેવ રાખવીજ નહિ. તેવી વાતો તેઓના મુખમાં શોભતીજ નથી. માથે આપત્તિ આવે ત્યારે એકદમ રોવાને બદલે **ધૈર્ય રાખવું.** રોઈ પડવું એ સ્ત્રીઓને સહજ છે પણ જો એ ટેવ ન જાય તો વિદ્યાનો સદુપયોગ શું ? **" ઘણા કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો "** અને **" સદા રાજી રાજી હકેમાં રહેવું "** એવી સાદી કવિતાઓ આપણને જેટલું તત્વ શિખવે છે તેટલું પ્રયત્ન કરી કરીને લખેલી કવિતાઓ કદી પણ કરતી નથી.

( અપૂર્ણ. )

V. M. Kothari.

---

# बुकर–टी–वोशींगटन.

**( શ્રીયુત કે–એચ. વકીલ—બી. એ—આર્ય મઠ—સાંટાક્રુઝ. )**

" સેવા કરો સેવા કરો, અજ્ઞાન અનાથની સેવા કરો. "

પૃથ્વીના દરેક ખુણામાં કેળવણીનો પ્રકાશ પડવા માંડયો છે. ચીન જેવા અફીણી દેશમાં પણ ચીનાઓ અફીણ છોડી કાંઇક કાંઇક ઉદ્યોગે લાગ્યા છે, ઇરાન જેવો વિલાસી દેશ પણ જાગૃત થવા માંડયો છે, આફ્રિકાના સીધીઓ અને અમેરીકાના રેડ ઇન્ડીયનો પણ એ પ્રવાહમાં અગાડી તણાયા જાય છે, તો પણ હિંદુસ્થાનમાં તેને વિષે હજુ મંદ મંદ વાદવિવાદ જ ચાલે છે અને દેશ ભક્ત સંભાવિત દેશબંધુઓની દરીદ્ર સ્થિતિ જોઇ તેમનો નીશો ઉતારવા પછાડા મારે છે ત્યારે તેના ઉત્તરમાં ફક્ત થોડો સમય પ્રજાનો વાદવિવાદ જરાક જોશમાં આવી પાછો નરમ પડી જાય છે. વાદવિવાદમાં હવે વખત ગાળવો વ્યર્થ છે. સ્વાર્થ, આળસ અને મિથ્યા વાદવિવાદ છોડી, હવે ખરા ઉત્સાહી સ્ત્રી પુરૂષોએ પ્રયત્ન કરવા બ્હાર પડવું જોઇએ. જ્યાં લગી આપણે એમ માનીશું કે હિંદુસ્થાનમાં ઇંગલાંડ કે અમેરીકા જેવી કેળવણી ન જ પ્રસરે, ત્યાં લગી આપણો ઉદયભાનુ વાદળામાં ઢંકાઇ રહેશે અને આપણે હજારો હરકતોથી મ્હોટા પર્વતો પેઠે આપણો રસ્તો રોકતા જઇશું. કેળવણીનો પ્રચાર કરવા, ઉચ્ચ ઉદ્દેશો હ્રદયમાં ઉતારવા અને આપણી ઉન્નતિનો માર્ગ સરળ કરવા ખરેખરા નરરત્નો આપણને જોઇએ છે ! આપણી શક્તિમાં કેટલા દેશ બાંધવોને વિશ્વાસ છે ? વૃદ્ધ હો કે ઉછળતા લોહીના યુવક હો તો પણ જાણ્યે કે અજાણ્યે આપણે કેટલીવાર સાંભળ્યું છે કે "અહો ! શું એ લોકોની અક્કલ ! એ લોકોની કળો કેળવણીને કોણ પહોંચે !" વૃદ્ધ તો શું પણ સ્વાભાવિક રીતે ઉત્સાહી યુવકોના મુખમાંથી પણ આવા નીરાશાના પડઘા પડે છે

એજ આપણી દરિદ્ર સ્થિતિનું એક ચિન્હ છે. હિંદુસ્થાનની સ્થિતિ આફ્રિકા જેવી નથી. હિંદુસ્થાનની પ્રજાએ પુરાતન કાળમાં જ્ઞાન અને લક્ષ્મીનો ભંડાર ભર્યો હતો, પણ એ ભંડાર કુસંપી અને વિલાસી પુત્રોએ સાચવ્યો નહિ. પોતે કેટલા દરિદ્રી થઇ ગયા છે તેનું પણ ભાન એમને નથી અને દરિદ્ર સ્થિતિ મટાડવાનું કુંભકરણના વંશજોની પેઠે હજુ તેમને સુઝતું નથી. પુરાતન કાળમાં મેળવેલું જ્ઞાન તેઓ ભુલી ગયા છે અને કેળવણી જાણે તદ્દન નવીજ ચીજ હોય અથવા તો પાશ્ચિમાત્ય પ્રજાને તે વરી હોય તેમ તે બાજુ ધ્યાન આપવાની હજુ જરૂર તેઓ જોતા નથી. નિરૂત્સાહી કે સ્વાર્થીઓનો કોઇ તોટો નથી અને જે થોડો ઘણો ઉત્સાહ યુવક વર્ગમાં ફેલાયો છે તે પણ કેટલાક મંદમતિ પુરૂષો અટકાવવા પ્રયત્ન કરે છે. **યુવક વર્ગનો ઉત્સાહ દરેક પ્રજાના અભ્યુદય માટે અમુલ્ય છે.** અચળ ઉત્સાહથી એક ગુલામ સીધીએ પોતાના બાંધવો માટે શું કર્યું, પોતે કેળવણીની શરૂઆત કેમ કરી, દુખ કેમ વેઠ્યાં, તથા અથાગ શ્રમ અને અડચણો છતાં તેના બાંધવોની ઉન્નતિનો ઉદ્દેશ અહોનિશ આંખ આગળ રાખી નિરાશ ન થતાં સર્વ ઉદ્દેશો કેમ પાર પાડ્યા અને આખરે પોતાની જાત મહેનતથી હજારોને ઉદ્યોગ, હુન્નર, કેળવણી વિગેરે કેમ શીખવ્યાં તે તેના જ શબ્દોમાં સાંભળીશું તો નિરાશાનાં મ્હોટી ગયલાં પડ ધીરે ધીરે ઉખડશે અને આશાની રેખા જણાશે! આપણે કાંઇજ ન કરી શકીએ એ માન્યતા અસત્ય ઠરશે અને **ઉત્સાહ હોય તો** ગમે એવું મુશ્કેલ કાર્ય પણ અનેક વીટંબણા છતાં પણ કેવી રીતે પાર ઉતરે છે તે શીખીશું.

બુકર ટી વૉશીંગટન અમેરીકામાં ગુલામ હતો અને જ્યારે સર્વ ઠેકાણેથી ગુલામોને સ્વતંત્રતા આપવામાં આવી ત્યારે બુકર ટી વૉશીંગટન પણ ગુલામીમાંથી મુક્ત થયો. તેના જન્મ તથા બાપદાદાની તેને જરા પણ ખબર નથી; તેની જીંદગીની શરૂઆત બહુજ કંગાલ સ્થિતિમાં થઇ હતી; તેની રહેવાની જગ્યા ઘોડાના તબેલા કરતાં પણ ખરાબ હતી; તેના ઝુંપડામાં હવા આવવા જવા માટે ફક્ત બે ત્રણ કાણાજ હતાં અને તેથી તે શિયાળામાં ઠરી જતો, તેની માતાનો ધંધો બધા ગુલામોની રસોઇ કરવાનો હતો. અને એટલાજ કારણને લીધે તેનાથી પોતાનાં છોકરાંઓની સંભાળ લેવાતી ન્હોતી. સુર્યોદય પહેલાં થોડો સમય તે છોકરાંઓ પાછળ ગાળતી અને મોડી રાત્રે કામમાંથી પરવારી તેમને ઉંઘાડવાનો પ્રયત્ન કરતી હતી. બુકર ટી વૉશીંગટન લખે છે કે અમારો છુટકારો થયો ત્યાર પહેલાં કોઇ દીવસ હમે પથારીમાં ઉંઘ્યા હોઇએ એમ હમને યાદ નથી ઘાસ પર અથવા તો ધુળમાં ફાટેલાં તુટેલાં લુગડાં પર હમે રાત્રી પસાર કરતા, મ્હને ઘંટીએથી લોટ લાવવાનું સોંપ્યું હતું, ઘંટી હમારી જગ્યાથી ત્રણ માઇલ દુર હતી અને ઘંટીએ જવાનો રસ્તો ઘીચ જંગલોમાંથી પસાર થતો હતો, મ્હને પાછા આવતાં રહેજ પણ વાર થતી તો મ્હારે ચાબખાનો સ્વાદ ચાખવો પડતો.

જ્યાં લગી હમારે કપાળે ગુલામીની કાળી ટીલી હતી ત્યાં લગી તો નિશાળે જવાનું મ્હારે થયું નહિ પણ જ્યારે હું મ્હારી ન્હાની શેઠાણીઓની ચોપડીઓ લઇ નિશાળે મુકવા જતો ત્યારે મ્હને નિશાળ અને સ્વર્ગનાં સુખમાં બહુ ફેર લાગતો ન્હોતો.

જાનવરો જેમ પોતાનો ખોરાક રખડી રઝળીને થોડો અહિંઆ તો થોડોક ત્યાં શોધી કહાડે છે તેમ હમારે પણ કોઇ વાર રોટલીનો ટુકડો તો કોઇવાર દુધનો ઘુટડો, તો કોઇ

વાર થોડાક બટાટા પરજ આખો દીવસ પસાર કરવો પડતો. મ્હારો બુટનો પહેલો અનુભવ લાકડાના બુટથી થયો. પણ જાડા શણનાં ખુંચતાં ખમીસ જે હમને વહેંચવામાં આવતાં તેની વેદનાના પ્રમાણમાં તો લાકડાના બુટની વેદના કાંઈજ ન્હોતી. હું સ્હેજ મ્હોટો થયો અને મીઠાની ખાણમાં કામ કરવા લાગ્યો અને ત્યારે દરેક પીપપર હમારો મુકાદમ "૧૮" નો આંકડો પાડતો તે જોઇ "૧૮" નો આંકડો મનમાં ઠસી ગયો અને બીજા બધા આંકડામાંથી હું "૧૮" નો આંકડો ઓળખી કહાડતો. ધીરે ધીરે એ આંકડો મ્હને લખતાં પણ આવડ્યો અને મ્હારા જ્ઞાનની શરૂઆત એ પીપપરના "૧૮" થી થઇ. મ્હારા વાંચવાના શોખની ખબર મ્હારી માને હતી અને તેથીજ મેં તેને મ્હારે માટે કોઇ પણ રીતે કોઇ પણ ઠેકાણેથી વાંચવાને ચોપડી મેળવવાનું કહ્યું હતું. દૈવેચ્છાથી એની મહેનત સફળ થઇ અને મ્હારા હાથમાં આખરે વેબસ્ટરની જોડણીની ચોપડી આવી જેમ શિકાર માટે તલપી રહે તેમ હું પણ ચોપડી માટે તલપી રહ્યો હતો અને "આ બા આ" એમ માથાકુટ કરી મ્હારો ફુરસદનો બધો વખત હું રોકતો. મ્હને એમ કહેવામાં આવ્યું કે મુળાક્ષર જો પહેલાં પાકા કર્યા હોય તો વાંચતાં હરકત ન પડે અને તેથી તેની પાછળ મહેનત લેવા માંડી. વગર શિક્ષકે મુળાક્ષરો શિખતાં મ્હને ઘણી પંચાતી પડી. ઘણાં ફાંફાં માર્યાં અને અનેક રીતે વાંચવાને પ્રયત્ન કર્યો. સીદીઓમાં કોઇને વાંચતાં આવડતું ન્હોતું અને ગોરાઓ પાસે જતાં મ્હારી હીમ્મત ચાલતી ન્હોતી. થોડાક અઠવાડીયાંમાં મેં મુળાક્ષરો તો જેમ તેમ તૈયાર કર્યા. મ્હારા પ્રયત્નોમાં મ્હારી મા તરફથી મ્હને હમેશ ઉત્તેજન તથા સહાનુભૂતિ મળતી અને તે અજ્ઞાન હોવા છતાં પોતાના ડહાપણ અને હોંશિઆરીથી મદદ કરતી. આ જીવનમાં મેં કાંઈ પણ સારૂં કામ કર્યું હોય તો તેને માટે હું **મ્હારી માને આભારી છું.**

મ્હોટા જંગલોમાં ઝાડોની ઘટા એક પછી એક બ્હાર આવી મુસાફરની હીમ્મતને હંફાવે છે તેમ મ્હારી કેળવણીની મુસાફરીમાં પણ અનેક મુસીબતો આવી મ્હારી હીમ્મતને હંફાવા લાગી એવામાં સુભાગ્યે "ઓહીયો" થી વાંચતાં શીખેલો એક ન્હાનો સીદીનો છોકરો હમારા ગામમાં આવ્યો. ગામમાં આવા વીદ્વાનના આવવાથી ખળભળાટ થઇ રહ્યો અને દરરોજ રહાજે લોકો આ ન્હાના છોકરા પાસે વર્તમાનપત્રો વંચાવતા, એને જોઈ હું એના સુભાગ્યની અદેખાઇ કરતો અને વિચાર કરતો કે એ ભાગ્યવાનને અમતોલ સ્વપ્ને પણ ન થવો જોઇએ. ભણવા માટે લોકો હવે એટલા બધા અધીરા થઇ ગયા કે જેમ બને તેમ જલદી એક નિશાળ સ્થાપવા ગામમાં ચર્ચા ચાલી રહી. યોગ્ય શિક્ષક શોધવાનું કામ ઘણુંજ અઘરૂં માલમ પડ્યું. જે ન્હાનો છોકરો હમને વર્તમાનપત્રો વાંચી સંભળાવતો તે તેની ઉમ્મરને લીધે અયોગ્ય ઠર્યો. થોડા સમયમાં જ "ઓહીયો" માંથીજ એક શીખેલો સિપાઇ હમારા ગામમાં આવી પહોંચ્યો અને તેને હમારી પહેલી નિશાળ ચલાવવાનું સોંપવામાં આવ્યું. પગારને બદલે વારા ફરતી દરેક કુટુંબમાં શિક્ષકને દરરોજ જમાડવાનું નક્કી થયું.

આખી પ્રજા નિશાળે જતી જોવાનો અનુભવ એ પ્રજાના ઉદય–ગ્રંથમાં લખવા જેવો હતો. કેળવણી મેળવવા માટે મ્હારા બંધુ ભગિની કેટલા આતુર હતા તે તેઓને જોયા ન હોય તેને ભાગ્યેજ ખબર પડે. હમારી આખી પ્રજાએ નિશાળે જવાનું શરૂ કર્યું. બહુજ કુમળી વયનાં તેમજ વૃદ્ધ સ્ત્રી પુરૂષો પણ આ ઉત્સાહથી નિશાળમાં ખેંચાઇ આવ્યાં. જેમ જેમ શિક્ષકો વધતા ગયા તેમ તેમ દીવસની તો શું પણ રાત્રિશાળા પણ ચીકાર થતી

ગઇ; વૃદ્ધ પુરૂષોનો મ્હોટામાં મ્હોટો સંકલ્પ મૃત્યુ પહેલાં એકવાર જાતે બાઇબલ વાંચતાં શીખવાનો હતો. ૫૦ અને ૭૫ વર્ષના સ્ત્રી પુરૂષો પણ રાત્રિ–શાળાનો લાભ અથડાતાં અથડાતાં લેવા ચુકતાં નહિ. રવીવારની નિશાળ કહાડવામાં આવી તો તે પણ ભરાઇ ગઇ અને આખરે જગ્યા ખુટી જવાથી લાચારીએ કેટલાક ઉત્સાહીઓને ના પાડવામાં આવતી. મ્હારામાં કમાવવાની શક્તિ છે એમ જ્યારે મ્હારા બાપના જાણવામાં આવ્યું ત્યારે તેણે ઠરાવ કર્યો કે ભણવામાં નકામો વખત મ્હારે ગુમાવવો નહિ. આ ઠરાવથી હું બહુજ નાસીપાસ થયો અને મ્હારા સર્વ ઇરાદા આકાશમાં ઉડી જતા હોય એમ મ્હને લાગ્યું. તેમાં પણ કમનશીબે હું જ્યાં કામ કરતો તે ખાણ એવી જગ્યાએ હતી કે ત્યાંથી પાસેની નિશાળમાં જતાં છોકરાંઓને જોઇ હું મનમાં બળી જતો. ભણવાનો દ્રઢ ઠરાવ મેં કાયમજ રાખ્યો. મ્હારી મા હમેશ મુજબ મ્હારા દુઃખની ભાગીયણ થઇ અને મ્હારા મનને શાંત પાડવા દરેક ઉપાય શોધવા માંડ્યા. આખરે હમારા શિક્ષકે રાત્રીએ મ્હને શીખવવાનું કબુલ કર્યું; આ રાત્રિના પાઠો મ્હને એટલા બધા અમુલ્ય લાગતા હતા કે બીજા છોકરાઓ જેટલું દીવસે નીરાંતે શીખી નહિ શકતા તેટલું હું રાત્રીના દીવસના થાક પછી પણ શીખી શકતો. પણ મ્હારા છોકરવાદી મનમાં જે દીવસની શાળાનો મોહ લાગ્યો હતો તે દુર થયો નહિ અને ઘણી મહેનતે હું મ્હારી મરજી પ્રમાણે દીવસની શાળામાં જવાને ભાગ્યશાળી થયો. સુર્યોદય પછી મ્હારે નવ વાગ્યા લગી કામ કરવું પડતું અને નિશાળ પણ નવ વાગ્યે ખુલતી હોવાથી મ્હારે વખતસર જવા માટે બહુ વીટંબણા ભોગવવી પડતી. આખરે મેં મ્હારી ભઠ્ઠી આગળની ઘડીયાળના કાંટા અડધો કલાક અગાઉ મુક્યા.

જ્યારે હું નિશાળે પહેલી વાર આવ્યો ત્યારે મ્હારે માટે દુખ તો તૈયારજ હતું. દરેક નિશાળીઆને માથે ટોપી જોઇ મ્હારે માથે એવો કાંઇ શણગાર ન હોવાથી હું દિલગીર થયો, નિશાળે જતાં પહેલાં ટોપી કે કાંઇ વસ્તુ માથાપર મુકવાની મ્હને જરૂર ન્હોતી જણાઇ અને મે મુંકી પણ ન્હોતી તો પણ જ્યારે બધાને ટોપીઓ સાથે જોયા ત્યારે મ્હને પણ એવું કાંઇક પહેરવાનું મન થયું. મ્હારી ફરિયાદ મ્હારી મા આગળ રજુ થઇ તેણે હમારી શક્તિ ટોપી વેચાતી લેવા જેટલી હતી નહિ એમ જણાવ્યું અને મ્હને નીરાશ ન કરવા માટે પોતાને હાથે બે કકડા જોડી આપી મ્હને શણગાર્યો. આ ટોપી પહેરી ત્યારે મગરૂરીના ઉભરા મ્હારા મનમાં ઉભરાવા લાગ્યા.

મ્હારી માએ ટોપી હાથે સીવી આપી મ્હને એક અમુલ્ય પાઠ શીખવ્યો. ભવિષ્યમાં જ્યારે આ બનાવ મ્હારી આંખ આગળ ખડો થતો ત્યારે મ્હારી માનાં ટેક સદ્વર્તન અને ચતુરાઇ માટે હું મગરૂર થતો. પોતાની દરિદ્ર સ્થિતિ માટે તેને શરમ ન આવી અને લોકોને પોતાની સ્થિતિ વિષે ખોટો વિચાર બેસાડવાની જરૂર ન પડી. જે ટોપી તે વેચાતી નહી લઇ શકી તે તેણે નહિ લીધી પણ નકામા કરજમાં ઉતરવાની લાલચને તેણે લાત મારી આ પછી મને ઘણી ટોપીઓ મળી તોપણ બે કકડાની જોડલી માને હાથે સીવાયલી ટોપી પહેરવાથી મ્હને જેટલો હર્ષ અને મગરૂરી ઉત્પન્ન થતાં તે બીજી ગમે તેવી કીમતી અને સારી ટોપીઓથી નહી થયો.

ટોપી જેવી નજીવી બાબતમાં મ્હારી માએ મ્હને સ્વતંત્રતા અને ટેકના અમુલ્ય પાઠ શીખવ્યા અને અજ્ઞાન માતાના આ ઉપદેશને આધારે મ્હારૂં જીવન પવિત્ર થવા માંડ્યું.

( અપૂર્ણ. )

# अमारी पत्र-पेटी.

## આરંભક-વિવેચન.

ઉન્નતિના વિચારોની એક માસિકમાં ચર્ચા કરતાં ગુજરાતના એક વિદ્વાન પુરુષ જણાવે છે કે "પ્રાપ્ત ગમે તે સ્થિતિ હોય તેમાં પડી રહેવાનું નામ સંતોષ ગણી એને સેવવાનો આર્ય શાસ્ત્રકારોએ કદાપિ બોધ આપ્યો નથી." આ જ સિદ્ધાંતના આધારે "શ્રી ભક્ત" દિનપ્રતિદિન પ્રાપ્ત સ્થિતિમાંથી વૃદ્ધિ પામીને ઉચ્ચતર થવા પ્રયાસ ચલાવે છે. અનેક સુજ્ઞ વાચકો તથા સહાનુભૂતિપ્રેરક સજ્જનો તરફથી શ્રી ભક્ત માટે વિવિધ પ્રકારના ઉદ્ગારો કાઢવામાં આવે છે. કેટલાક તેના બહિર રૂપરંગની વિવિધતાથી પ્રસન્ન થાય છે તો કેટલાક તેમાં વપરાતા એન્ટીક પેપર ઉપર છાપેલા સ્વચ્છ લેખોપ્રતિ અનુરાગ દર્શાવે છે; કોઇ કોઇ તેમાં આવતી કવિતાઓ ઉપર પ્રેમના ઉભરા કાઢે છે તો કોઇ કોઇ તેમાં આવતી રસીલી અને બોધક વાર્તાઓ ઉપર આનંદનો આવેશ પ્રકટ કરે છે. કોઇને એન્ટીક પેપરને બદલે સાઠ કે સીત્તેર રતલી કાગળ વાપર્યા હોય તો ઠીક પડશે એમ લાગે છે તો કોઇને તેમાં આવતાં સ્ત્રીઓનાં ચિત્રને બદલે મહાત્માઓનાં જ ચિત્ર આવશે તો ઠીક પડશે એમ ભાસે છે

બર્માથી એક વિદ્વાન ગ્રેજ્યુએટ જણાવે છે કે મારી લાયબ્રેરીમાં હું એનો complete set (સર્વ અંકોનું પુસ્તક) રાખવા માગું છું—

અમારા તંત્રીને અભિનંદન આપતાં ઉદારચરિત મહાત્મા શ્રી દયારામ ગીડુમલ જણાવે છે કે A copy of your magazine came to me—It is in a very creditable form. તમારા માસિકની એક નકલ મળી, તે બહુ સંમાનનીય સ્વરૂપમાં છે.

આ માસિક સંબંધમાં અનેક અભિપ્રાયો અમારી ઓફીસમાં આવવા માંડયા છે. આવા સર્વ અભિપ્રાયો માટે તે તે સુજ્ઞ સજ્જનોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમારા ઉપર આવતા પત્રોની સંખ્યા વધતી જતી હોવાથી પ્રત્યેકને અમે છુટા ઉત્તર લખવા અસમર્થ થઇએ તો તેઓ તેથી અસંતોષ નહિ જ માને એમ અમારી તેમના પ્રતિ નમ્ર વિનંતિ છે.

અમારો ફાલ્ગુનનો અંક વાંચી અનેક વાચકો તરફથી વિવિધ ઉદ્ગારો નિકળ્યા છે અને તે માટે અમારા લેખકને અભિનંદન તથા યોગ્ય સાવધાનતાની સુચનાઓ પણ અમે આપી છે. ફાલ્ગુનના અંક ખુટી જવાથી બીજી Revised Edition અમે કઢાવવા માંડી છે તેથી નવા ગ્રાહકો થોડા દિવસ ધીરજ રાખશે એવી અમે નિરાંત કરીએ છીએ. એકજ બાજુના સારા ઉદ્ગારો સાંભળી હર્ષઘેલા થઇ જવું અથવા કોઇની કડવી ટીકા સાંભળી ખળભળી ઉઠવું એવું અમારાથી ન બને તેવી સાવધાનતા અમે સેવવા માંડી છે અને આશા છે કે તે માર્ગમાં અમારા સુજ્ઞ ગ્રાહકો અમને સાહાય્ય અર્પશેજ. વડોદરાના એક સજ્જન ફાલ્ગુનનો અંક વાંચી અમારા લેખકને અભિનંદન આપે છે કે "આપનું સ્વરૂપ અને લેખિનીની ચમક ઝળકી નિકળતાં અપાર આનંદ થયો છે. પરમાત્મા તમારી લેખિનીમાં બળ આપો અને ભક્તને ધાર્યો વિજય મળો એ ખરા અંતરથી પ્રભુ પાસે પ્રાર્થના છે." વળી તે જ સ્થાનના એક અન્ય સજ્જન તે અંક માટે ઇચ્છાથી ઉદ્ગાર કાઢે છે કે "Fools enter where angels fear to tread"—દેવદૂતો પગ મુકવાની હીંમત ધરતા નથી ત્યાં કમબખ્ત ઘુસે છે. વળી અન્ય એક સંમાનનીય સરકારી હોદ્દેદાર ગ્રેજ્યુએટ જણાવે છે કે "I have read your both articles. The mat-

tor and the thoughts have so much pleased me that I could not but write out my feelings to you" આ સર્વ વાક્યોમાં વિશેષતાનું દર્શન કરવાને બદલે વિવિધતાનું ભાન ગ્રહણ કરી અમે અમારા પ્રયત્નોમાં બુદ્ધિપૂર્વક સુધારો કરવા તરફજ એક કવિની નીચેની ઉક્તિના આધારે ધ્યેયને ધારણ કર્યો છે.

" પલટાય નહિ, છલકાય નહિ, માઝા મુકે નહિ સૃષ્ટિમાં !
મર્યાદ ધરી, ફર્યાદ લઇ, હિત ધારજે તું સમષ્ટિમાં !
ઔદાર્ય પૂર્ણ હૃદય થકી હિત-સ્નેહના મન્ત્રો લખી !
નૂતન અનેક તરંગથી જય-વિજયકર ઉમંગથી ! "

કેટલાક વાચકો શંકા કરે છે કે "ભક્ત"ના ગ્રાહકોને પાંચસે પાંચસે રૂપિયાનાં ઇનામો તથા ફેધરવેટ પેપર ઉપર છપાયેલાં **શ્રી ગૌરાङ्ग પ્રભુના સચિત્ર ચરિતામૃત** જેવાં ત્રણસો ત્રણસો પાનાનાં કિમતી પુસ્તકોની ભેટ કેવી રીતે આપી શકો છો ?

પ્રિય સુહૃદો ! કેટલાક ગૃહસ્થોએ જ્યાર જન્મદિવસ, લગ્નપ્રસંગ, યજ્ઞોપવિત અથવા એવા ખુશાલીના પ્રસંગોએ નાચ, રંગ કે ઠાઠમાઠ અને ભારે શોભામાં ધનનો ખર્ચ કરવાનો રીવાજ પાડેલો છે ત્યારે કેટલાક શ્રીમાન્ સહાનુભૂતિપ્રેરક ગૃહસ્થોએ આવા પ્રસંગોએ અમુક અમુક પસંદગીની વસ્તુઓની ભેટ આવા ઉત્તમ પાયા ઉપર ચાલતા માસિકના ઉત્તેજન અર્થે આપવાનો નિર્ણય કર્યો છે. પ્રસંગાનુસાર અમારા તરફ જ્યારે આવી રકમો કે વસ્તુઓ ગમે તે સજ્જનો તરફથી આવે છે ત્યારે તેનો અમુક પ્રમાણમાં સંગ્રહ થતાં અમે અમારા માસિકોના ગ્રાહકોને લાભ આપીએ છીએ.

**અમારી પત્ર-પેટી** એ નામનો લેખનો વિભાગ અમારા કાર્યવાહી મંડળના વધુ મતથી ઉઘાડવામાં આવે છે. વાચક વર્ગની વિવિધ શંકાઓની, સૂચનાઓની, દરખાસ્તોની, તથા સલાહોની યોગ્ય તુલના કરી તે તે બાબતોના ઉત્તમ રીતે જવાબ આપી શકે તેવા લેખોદ્વારા યોગ્ય ખુલાસાઓ આ વિભાગમાં પ્રકટ કરવામાં આવશે. અમારા સુજ્ઞ વાચકોમાંથી જેને જેને કાંઇ સૂચના કરવા ઇચ્છા થાય અર્થાત્ પત્રોદ્વારા લેખો મોકલવા વેગ સ્ફુરે તેમણે સારા અક્ષરથી યોગ્ય વિચારોની સંકલનાથી નીચેને સીરનામે પત્રદ્વારા લખવું એવી વિનંતી કરવામાં આવે છે. જેમને પોતાનાં નામો પ્રકટ ન કરવાં એવી ઇચ્છા હોય તેમણે તેવી સૂચના અંદર લખવા કૃપા કરવી.

**પત્રાધિકારી—c/o જે. પંડિત એન્ડ કંપની. મુંબઇ નં. ૬.**

* * * *

## પત્ર ૧.

પ્રિય બાંધિશ્રી...

શ્રી ભક્તમાં આ સાથેનો કાગળ છાપવા સારૂ મોકલ્યો છે તે જોઇ તપાસી છપાવશો. ભક્તમાં હાલમાં સ્ત્રિયોને શિખામણ લેવાલાયક લેખ છાપવામાં આવે છે તેથી મારી ઇચ્છા થઇ કે હાલના જમાનામાં ફેશનેબલ વિચાર પારસી તથા અંગ્રેજ સ્ત્રિયોનાં અનુકરણ કરી હિંદુસ્તાનની બ્હેનોમાં આવવા લાગ્યા છે તેવા પ્રસંગમાં દંપતીનો પ્રેમ કેવો જોઇએ તે આ લેખથી ખુલ્લો થશે તેમ જાણી તસ્દી આપી છે. મહાત્મા હુરનાથે કેટલાક કાગળો અંગ્રેજીમાં લખેલા તે હું મારા ઘરમાં સાંભળતી તેથી તે લખી લેવા યોગ્ય લાગ્યાથી મ્હેં ઉતાર્યા છે; તેમાંથી નમુનાતરીકે એક આ સાથે મોકલ્યો છે.

લી. આપની સ્નેહ ઇચ્છનાર
**બ્હેન ચપાગૌરી મ્હેતાના યથાયોગ્ય**

## પ્રાણ કરતાં વધારે પ્યારી.

ત્હારા તરફથી ઘણી લાંબી મુદતથી, જો કે કાગળ મળ્યો નથી. પરંતુ હું હમેશાં ત્હારા સમાચાર સાંભળ્યા કરું છું. નવા પોશાકમાં, નવિન આકારમાં, વિચિત્ર મનની ભાવનામાં, હમેશાં નવી રમતો રમતાં હું ત્હને જોઇને ઘણો આનંદ માનું છું. આ આનંદ ફક્ત હું તથા એક શ્રીઈશ્વર જાણે છે. આ પ્રકારનું અવલોકન ચક્ષુદર્શન કરતાં વધારે સુંદર છે. અવલોકનમાં સ્વાર્થ નથી પરંતુ ચક્ષુદર્શનમાં સ્વાર્થપરાયણતા રહેલી હોય છે. શ્રીકૃષ્ણ દુરથી પ્રકાશનો આનંદ લેવા મથુરા ગયેલા હતા. આ મધુરતા ભોગવવાને પોતે ગોરાંગ પ્રભુમાં રૂપાંતર પામ્યા હતા. જ્યારે પ્રેમી વસ્તુ પાસે હોય છે ત્યારે અનુરાગી પ્રેમ કામ કહેવાય છે, પણ જ્યારે તે વસ્તુ દુર હોય છે ત્યારે કામ પ્રેમનું ખરૂં સ્વરૂપ પ્રકટાવે છે. તેથી કરીનેજ શ્રીમતીયે જ્યારે શ્રીકૃષ્ણ મથુરાં ગયા ત્યારે આંસુ ભર્યાં હતાં અને ગોરાંગ પ્રભુની આંખમાં આસુ સુકાયાં ન્હોતાં. મ્હારી પ્રાણવલ્લભા ! તું મ્હને કહે; જો આ પ્રમાણે ન હોત તો તું કે જે મ્હારા પ્રાણ કરતાં વ્હાલી છે તેથી જુદા પડવાનો સંભવ થાત ? મ્હારા પ્રેમનો વિષય મ્હને એટલો બધો વ્હાલો છે કે ક્ષણભર પણ હું તેનો વિયોગ સહન કરી શકતો નથી. તેને મ્હારા હૃદયના એકાંત વિશ્રામસ્થાનમાં મુકેલો છે ને દરેક સંભવીત આતુરતાથી હું તેનું પુજન કરૂં છું. આ આનંદની મનહર ભાવનાનો ખરેખરો આનંદાભાસ જ્યારે પ્રેમીવસ્તુ દુર હોય છે ત્યારેજ થઈ શકે છે. જે આ ભાવના સમજી શકતા નથી તે પ્રેમ શી વસ્તુ છે તે પણ જાણી શકતા નથી. જેને તે પ્રેમ કહે છે તે પ્રેમ નથી. તે જાણતા નથી ને કદી સમજવાના પણ નહીં. જેમણે શ્રીકૃષ્ણની કૃપાથી આ પ્રેમનો પરિમલ લીધેલો છે તે ચક્ષુપ્રેમથી કંટાળો ખાઈ દુર ખસી જાય છે. વિશુદ્ધ પ્રેમ શું છે તે તે સમજે છે ને તેનો આનંદ ભોગવે છે. મ્હને વિયોગ કેટલો હિતકર છે તે હવે સમજાય છે. આથીજ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થયેલો જણાય છે. કારણ કે કામ પ્રેમમાં રૂપાંતર થઇ ગયો છે. ગોવાળ આ પ્રેમનાજ ભૂખ્યા હતા. જેમ શેરડીનો રસ કાઢી સાકર બનાવવામાં અગ્નિની જરૂર પડે છે તેમ કામને પ્રેમમાં રૂપાંતર કરવા સારૂ વિયોગરૂપી બળતા અગ્નિની જરૂર છે; તે સિવાય બીજાથી રૂપાંતર થતું નથી. પ્રેમીના આ વિયોગને તનબદનદોસ્તતરીકે ગણવા શ્રીકૃષ્ણની કૃપા હોય તોજ બની શકે છે. પણ હજુ મ્હારે વધારે કહેવાનું છે. ફક્ત અગ્નિ એકલાથી શેરડીના રસની શુદ્ધ ચળકતી સાકર બનતી નથી પણ પ્રથમ દુધ ને પાણીની મેળવણી રસમાંથી મેલ કાપવા કરવી પડે છે ને તે પછી રસ ઉકાળવો પડે છે. કામને પ્રેમમાં રૂપાંતર કરવા સારૂ વિયોગના અગ્નિ સિવાય બીજાની જરૂર છે. પણ આ બીજી વસ્તુ પ્રાપ્ત કરવાને ઘણી અડચણો વેઠવી પડે છે. તે મળી શકશે કે કેમ તેની પણ મ્હને શંકા છે. તે વસ્તુ આ પ્રમાણે છે. દરેક જણે એક બીજાના હૃદયમાં રહેવું જોઇએ ને બંને જણનું હૃદય-સંમેલન થઇ એકરૂપતા થવી જોઇએ. પુરૂષે સ્ત્રીરૂપ ને સ્ત્રીમાં પુરૂષરૂપ પુરૂષ-પ્રકૃતિ માફક એક થવું જોઇએ.

હવે ત્હને કદાપી જણાયું હશે કે દુઃખદાયી વિયોગ આ સ્થિતિનો અનુભવ કરાવે છે. જ્યારે પ્રેમી વસ્તુ નજીક હોય છે ત્યારે તેનું હૃદયમાં યથાર્થ સંમેલન એટલે એકરૂપતા થઇ શક્તી નથી. પ્યારની મૂર્તિ શ્રીકૃષ્ણ હતા છતાં તે પણ તેમ કરી શક્યા નથી. વ્રજની ગોપીયોને શ્રીકૃષ્ણે પોતાની મોરલીના સુરથી જંગલમાં આકર્ષી હતી છતાં ગોપીયો માટે બહુ લાગ્યું હતું અને સખ્ત ઠપકો આપ્યો હતો, જેથી બધાંની આંખો આંસુથી ભીંજાઇ હતી તથા તેઓ વધારે ચાલાક થયા હતા. મહાન ભક્તોએ પણ કહ્યું છે કે જ્યારે પ્રેમી વસ્તુ પાસે હોય છે ત્યારે પ્રેમ શિથિલ થાય છે. પ્રેમીજનોએ પણ તે પ્રમાણે કહેલું છે, તે તું જો. મથુરા વંદ્રાવનથી કાંઈ બહુ દુર ન હતું તોપણ કૃષ્ણે પોતાની પ્યારવાળી વસ્તુઓ પાસે રાખી ન્હોતી. ગોરાંગ પ્રભુયે તેમ નેવીયે પણ તેમ કરેલું નથી. શા માટે આ પ્રમાણે કર્યું હતું ? પોતાનું સ્વરૂપ ભૂલી જઇ પોતાની અનન્ય પ્રેમી વસ્તુની સુંદરતાનો વિચાર કરી ફક્ત રૂદન કરવા સારૂજ. દ્વારકામાં તેમ મથુરામાં શ્રીકૃષ્ણને પોતાના પ્રેમીજનો

કાંઈ થોડા ન્હોતા. ત્યારે શા માટે રૂદન કર્યું ? આ વિચાર કરવાજેવું છે. મનનથી જીવ શિવરૂપ બને છે. મનનરૂપ નિદિધ્યાસનથી પુરૂષ સ્ત્રી બને છે ને સ્ત્રી પુરૂષ બને છે એટલે પુરૂષતત્વ સ્ત્રી તત્વ થાય છે ને સ્ત્રીતત્વ પુરૂષતત્વ થાય છે. નિદિધ્યાસનથી શ્રીકૃષ્ણ ગૌરાંગમાં રૂપાંતર પામ્યા હતા. રાધિકાની છ મુખ્ય સખીયો આ જ પ્રયોગથી છ ગોસ્વામિ થયા હતા. તેજ મનનથી તું પણ એક દીવસ મ્હારારૂપ થઈશ ને હું ત્હારારૂપ થઇશ. મ્હારા હૃદયનો છુપાવી રાખેલો ખજાનો આજે ખાલી કર્યો છે. ત્હેને સંભાળથી ત્હારા હૃદયમાં સાચવી રાખ.

આજે *શ્યામનો ઉત્સવ હોવાથી દરેક કુટુંબીજન એક બીજાને ભેટ આપે છે; હું ગરીબ માણસ છું, તેથી મ્હારી પાસે કાંઇ નહી હોવાથી મ્હારા હૃદયનો છુપાવેલો ખજાનો મ્હેં ત્હને આપ્યો છે, જે તું પૂર્ણ પ્યારથી અંગીકાર કર ને ત્હારા હૃદયમાં સાચવી રાખ. હવે આ ઉત્સવના પ્રસંગે હું પણ ત્હારી પાસે ભેટની આશા રાખુંછું કે પછી મ્હને બીજી કાંઈ આશા રહે નહીં. મ્હારી પૂજ્ય માતુશ્રીની મ્હારે બદલે સેવા કર. ધ્યાન એવું આપ કે મ્હારી ગરજ ત્હેને પડે નહી. ત્હને ખબર છે કે આપણા લગ્નના દિવસે જ્યારે પરણી પાલખીમાં આપણે બેઠાં હતાં ત્યારે મ્હારા તમામ મુરબીયોને વચન આપ્યું હતું કે તમારી બધાની સેવા કરવા સારૂં હું આ પાણીગ્રહણ કરૂંછું આ વચન મિથ્યા ન જાય માટે ધ્યાન આપવાનું છે. જે ભાર્યા પોતાના ભરથાર ના આપેલા વચનનો અમલ બરાબર કરે છે તેજ સહધર્મચારિણી કહેવાય છે. હું કામમાં વધારે હોવાથી લાંબું લખી કંટાળો આપતો નથી.

ત્હારો.

# स्त्री अने स्वतंत्रता.

( અ.-સૌ.-ધનલક્ષ્મી. અમદાવાદ. )

" पतिपत्नी उभयनो विशुद्ध प्रेम अने विशुद्ध आचरण आ भूलोकने देवलोक बनावे छे " ( छो० )

આ જગત્ એક મોટા બગીચારૂપ છે જેને મોટા પુરૂષો સંસારના નામે ઓળખાવે છે જેમાં સ્ત્રી અને પુરૂષ એ ચિત્રકારની કારીગીરીરૂપ બે વ્યક્તિઓ મુખ્ય બનાવેલી છે. આ શિવાય બાકીની તમામ વસ્તુઓ આ બંન્ને વ્યક્તિઓના ઉપયોગને માટે છે. અમુક જાતનાં સુખો જેમાં રત્નાદિકના ભંડારનો પણ સમાવેશ થાય છે તે પણ ખરૂં જોતાં આ ઉભય વ્યક્તિને ભોગવવાનેજ સૃષ્ટિકારે બનાવ્યાં હોય તેવુંજ સ્પષ્ટ રીતે સમજાય છે, આમાં આપણે હાલ સ્ત્રી વ્યક્તિને લઇએ.

સ્ત્રી એ એક પ્રચલિત શબ્દનો અર્થ આ ચાલતા હાલના સંસારવ્યવહારમાં સર્વાનુમતે ઘણોજ હલકો થઇ ગયો છે. કેટલેક ઠેકાણે લોકોક્તિમાં એમ પણ કહે છે કે સ્ત્રી એ નર્કનું દ્વાર છે; આ શિવાય સ્ત્રીના ઉપર હાલની પ્રજા ઘણા હલકા આક્ષેપો કરે છે અને પરિણામમાં એટલુંજ સમજાવે છે કે સ્ત્રીની કીંમત વિષયવાસના શિવાય બીજી કાંઇજ નથી; મતલબ કે સ્ત્રી શરીર એ એક યંત્ર છે અને તે પ્રજાનું પાલનપોષણ કરનાર એક ચાકરડી છે આ શિવાય હાલના વૃદ્ધ તેમ તરૂણ વિદ્યાકુશળ ગણાતા પુરૂષવર્ગમાં કોઇપણ રીતે સ્ત્રીવ્યક્તિને ઉંચા રૂપમાં મુકવામાં આવી નથી, કદાચ કોઈ વિદ્વાન તથા પૈસાથી ભરપૂર હશે અને તેને ત્યાં અનેક દાસદાસી વૈભવ આદિ હશે તોપણ સૂક્ષ્મ દ્રષ્ટીથી જોતાં માલુમ પડશે કે તેના ઘરમાં સ્ત્રીને ગમેતેટલું ઉચ્ચ પદ પ્રાપ્ત છતાં પણ વિષય આનંદ શિવાય

* કાગળ લખનારના કુટુંબના ઇષ્ટદેવનું નામ છે.

બીજો કોઇપણ હેતુ સમાયલો નહિ હોય. કદાચ એવા પૈસાવાળાના ઘરમાં સ્ત્રીને પ્રારબ્ધવશાત્ વંશવૃદ્ધિ ન થઇ તો તેને આવા ઉચ્ચપદથી ખરવાનો પ્રસંગ આવે છે અને તેની જગાએ તે કારણનું સત્વર ફળ મળે તે માટે બીજી સ્ત્રી વ્યક્તિને બેસાડવામાં આવે છે.

જ્યાં ત્યાં અને ઠેરઠેર પ્રેક્ષકોને સ્ત્રી વ્યક્તિ સંબંધમાં આ જ પ્રમાણે જોવામાં આવશે પરંતુ તેનું ખરું રહસ્ય સમજાશે નહિ. પરતંત્રતાએ દરેક જાતની સ્ત્રી વર્ગને એક શલાકારૂપ કોટમાં કાયમનું આભૂષણ પહેરાવેલું છે.

આ ઉપરથી સુજ્ઞ વાચક વર્ગને સમજાશે કે જગતમાં સ્ત્રીને એક મોટું દીનત્વ આપવામાં આવ્યું છે જેને માટે પોતાના અવતરણનું તથા ઉદ્ધારનું ભાન વિસરીને આ જાતિ નિરંતર પરતંત્રતાની ધુરાને તાણ્યા કરે છે. શું જગતે સ્ત્રીઓને માટે આ પુણ્યતમ કાયદો ઘડ્યો છે ! શાસ્ત્રમાં સ્ત્રીઓને માટે શું આવા નિયમ ઘડવામાં આવ્યા છે ! કદાચ આ પ્રમાણે શાસ્ત્રના નિયમ હોય તો શાસ્ત્રકારે પણ પક્ષપાત કર્યો એમ ગણાય.

આ લખવાનો ભાવ એવો નથી કે સ્ત્રીએ પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ સ્વછંદીપણે પુરૂષસત્તાની બહાર રહીને કરવો; પણ હાલના પ્રચલિત વ્યવહારમાં સ્ત્રીને જે હલકું પદ આપીને તેની સ્વતંત્રતાનો સમૂળો નાશ કરવામાં આવ્યો છે તે તદન અયોગ્ય છે અને સંસારસુખનો વિનાશક છે. સ્ત્રીને સ્વતંત્રતા આપવી અને સ્વછંદે પ્રવૃત્તિ કરવા દેવી એ મોટો અનર્થ ઉપજાવનાર છે. પણ સ્ત્રી પુરૂષનું જોડું પોતાના નિયત વ્યવહારમાં રહીને યોગ્ય આચરણપૂર્વક પરસ્પરની સ્વતંત્રતાનું ખરું સ્વરૂપ સમજે અને તેનું નિયમિતરીતે પાલન કરે એવી જાતની સ્વતંત્રતા પામીને સ્ત્રી શી હાની ઉપજાવે તેને યોગ્ય વિચાર હાલના જમાનાના બંધુઓએ તથા ભગિનીઓએ કરી લેવાનો છે.

માનવ ધર્મ શાસ્ત્રના ૩ મા અધ્યાયમાં કહ્યું છે કે " જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત્ બંનેને પરસ્પર પ્રીતિ હોય છે તે કુળનું સદા કલ્યાણજ થાય છે. જીંદગી સુધી સ્ત્રી પુરૂષનો પરસ્પર ભાવ ચાલુ રહે એજ તેમનો સંક્ષેપથી પરમ ધર્મ જાણવો " વળી મહાભારતમાં કહ્યું છે કે यावन्न विंदते जायां तावदर्धो भवेत्पुमान् અર્થાત્ જ્યાં સુધી પુરૂષ સ્ત્રી પરણ્યો નથી ત્યાં સુધી અર્ધો કહેવાય છે.

સાક્ષાત્ ન્યાયશાસ્ત્ર તથા બીજાં આધ્યાત્મિક શાસ્ત્ર જોવાથી સ્પષ્ટ માલૂમ પડશે કે ચિત્રકારે આ જગતમાં સ્ત્રી પુરૂષ બે વ્યક્તિઓ બનાવી છે પરંતુ વાસ્તવે અર્ધનારીશ્વરની પેઠે આ એકજ વ્યક્તિ કહેવાય છે. કોઇ એક વ્યક્તિના શરીરની અમુક ઇન્દ્રિય નષ્ટ થઇ હોય તો તે વ્યક્તિ પંગુ ગણાય છે તેવીજ રીતે સ્ત્રીપુરૂષમાંની એકલી એક વ્યક્તિ તે પંગુરૂપ છે. આ ઉપરથી એકજ શરીર રચવાને ચિત્રકારે આ બે વ્યક્તિને એક રૂપમાં દ્વન્દ્વાત્મક આલેખી છે. હવે પુરૂષવ્યક્તિને સંપૂર્ણ સ્વતંત્રતાના હક્ક આપવામાં આવ્યા છે અને સ્ત્રીને કેવળ ગુલામજ આપણી હાલની પ્રજાએ ગણી છે. આનું પ્રધાન કારણ પુરૂષોની અભિમાનવૃત્તિ તથા સ્ત્રીઓની અજ્ઞાનતા શિવાય બીજું હોવું સંભવતુ નથી. શું એકલી પુરૂષ વ્યક્તિ કોઇ પણ કાર્ય કરવા સમર્થ થશે ? મહાન રાજસુય અથવા અશ્વમેધયજ્ઞ કરવામાં પણ સ્ત્રીની પહેલી જરૂર પડશે; અગ્નિહોમાદીકમાં પણ તેના વિના ચાલશે જ નહિ અને તેના અભાવે સ્ત્રીને ઠેકાણે ધર્ભની પણ સ્થાપના કરવીજ પડશે માટે કોઇ પણ એમ કહી શકશે નહિ કે આ સઘળું ધર્મકાર્ય સ્ત્રી વિના થઇ શકે છે.

આ બાબતમાં નીચેના વિચારોનો અત્ર ઉતારો કરવો જરૂરનો છે " સ્ત્રી ગુલામડી

હોત તો મંત્રદ્રષ્ટીરૂપે સ્ત્રીઓ પ્રસિદ્ધ થાત નહિ; મૈત્રેયી, ગાર્ગી આદિ સ્ત્રીઓના વૃત્તાંત સાક્ષાત્ વેદના ઉપનિષદ્ ભાગમાં આપવામાં આવત નહિ; स्त्री पुमानित्यना स्थैषा वृत्तं हि महितं सताम् સ્ત્રીત્વ અને પુરૂષત્વથી નિરપેક્ષ સજ્જનનોનું વૃત્તજ વંદનીય છે એમ કાલિદાસ કહેત નહિ; गुणाः पुजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः । ગુણીના ગુણોજ પુજ્ય છે, નહિ જાતિ અને નહિ વય એમ ભવભૂતિ કહેત નહિ; જગન્નાથ પંડિતે કરૂણા રસપૂર્ણ करुण विलास રચ્યો હોત નહિ; તપસ્તેજ:પુંજ વસિષ્ઠ ઋષિ પવિત્ર છતાં અરૂંધતીથી પોતાને પવિત્ર માનત નહિ; વસિષ્ઠના આશ્રમે જતાં દિલીપ પોતાની સ્ત્રી સુદક્ષિણા સાથે સખ્ય ભાવે સ્નેહાલાપ કરત નહિ; गृहिणी सचिवः सखी प्रियः प्रिय शिष्या ललिते कलाविधौ પોતાની પત્ની ઇન્દુમતીના મરણથી પોતે પોતાની ગ્રહિણી, પોતાનો મંત્રી, પોતાનો મિત્ર, પોતાનો પ્રિય શિષ્ય પોતાનું સર્વસ્વ ખોયું છે એમ અજરાજા છાતીફાટ વિલાપ કરત નહિ; સીતાના સુવૃત્તથી રામ અને લક્ષ્મણ ભારે આપત્તિને તરી શકયા એ પ્રકારે કૌશલ્યા અને સુમિત્રા તેનું અભિનંદન કરત નહિ; અને મહાશ્વેતા તથા કાદંબરી જેવી મોહક ચરિતવાળી સ્ત્રીઓને બાણુ ભટ્ટે ચિત્રી હોત નહિ. સ્ત્રીને આ પ્રમાણે આર્યશાસ્ત્ર વંદનીય ગણે છે "-( કૌ૦-આર્ય લગ્ન; સદુપદેશ શ્રેણી ભાગ ૧૯ ). આમ છે તો પછી સ્ત્રીમાં સર્વ દોષનું આરોપણ કરી અજ્ઞાનવાળી પરતંત્રતામાં ગુલામની પેઠે પ્રવૃત્તિ રાવવી અને પુરૂષને નિર્દોષ ઠેરવી સ્વતંત્રતા અર્પણ કરવી એનો પ્રત્તિઉત્તર સંતોષપૂર્વક ..પ્રમાણુ મેળવવો કઠણુ થઇ પડે છે. સ્ત્રીએ પોતાના પતિની સેવા કરવી, તેની આજ્ઞામાં રહેવું, પ્રજા તથા ગ્રહવ્યવહારની પ્રધાનતાનો ભાર વહન કરવો વિગેરે અને પુરૂષે બહાર ફરી ઉદર નિર્વાહનું દ્રવ્ય ઉપાર્જન કરી લાવવું;-જો આ પ્રમાણે હોય તો ચિત્રકારે આ બે વ્યક્તિને એકરૂપ ગણીને બનાવવાનુ આટલું ક્ષુદ્ર કારણુજ હોવું ઘટે છે; પરંતું સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરનાર કોઇક વાચકવૃંદને યથાર્થ રહસ્ય સમજાશે કે આ ઉભય વ્યક્તિને પરિણામે એક રૂપ ગણીને ( જેમાં એક બીજાના ખંડન વગર ) બનાવવાનો એ હેતુ સમાયલો છે કે સ્ત્રી પુરૂષ સાથે રહીને સહકારી બળથી કાર્ય કરે તો તેવું બીજા કશાથી પણ બની શકે નહિ તેમ ભવિષ્યમાં બનવાનો પણ સંભવ આવે નહિ. જે કાર્યને માટે શાસ્ત્રો નિરંતર એકજ વિષયને પ્રતિપાદન કરી રહ્યા છે તેવું ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધ કરીને અંતમાં આ ઉભય વ્યક્તિ પરમાનંદ સ્વરૂપ થઇ રહે એવોજ ધર્મશાસ્ત્રોનો આશય સાબિત થાય છે. આ સંબંધમાં શ્રી મહાકાલમાં આવેલી યોગિનીની વાર્તામાંથી નીચેના વાકયો અત્રે ટાંકવા જરૂરના છે.

" જે ઘરમાં પત્નીને ગૌરવ આપવામાં આવે છે, તથા તેનું અંત:કરણ સર્વ પ્રકારે પ્રસન્ન રાખવામાં આવે છે, ત્યાં લક્ષ્મી, ઐશ્વર્ય તથા સુખનો વાસ થાય છે.

વિશુદ્ધ પ્રેમ એ જ ગ્રહસ્થાશ્રમમાં કલ્પતરુ અથવા સ્પર્શમણિ છે, એમ જાણી અમે ઉભય અન્યોન્યમાં અપૂર્વ વિશુદ્ધ પ્રેમને ધરીશું. ગ્રહસ્થાશ્રમ એ કેવળ વિષયભોગને અર્થે જ નથી; પણ **ધર્મ**, **અર્થ**, કામ, તથા મોક્ષ એ **ચતુર્વિધ પુરુષાર્થ**ની ઉત્તમ પ્રકારે **સિદ્ધિ** કરવા અર્થે છે, એમ જાણી અમે ઉભય ન્યાય માર્ગે પ્રાપ્ત થતાં વિષયસુખોને ભોગવતાં અન્યોન્યને ધર્માદિ પુરુષાર્થની સિદ્ધિમાં સર્વ પ્રકારે સાહાય્ય આપીશું. "

( લગ્નનો લેખ-યોગિની. )

# (Conception of Beauty.)

# सौन्दर्य कल्पना.

( "વીક્ટર"-બી. એ-એલ્ફીન્સ્ટન કૉલેજ મુંબઇ. )

"A thing of Beauty is a joy forever" Keats.

આ લેખનો હેતુ સૌન્દર્ય વિષે કોઇ પણ પ્રકારના સિંદ્ધાન્તો અથવા વિવેચનમય તુલના (critical accuracy) દર્શાવવાનો નથી; તેમજ તેમાં બીજા કોઇ પણ પ્રકારના સૌંદર્ય સંબંધી અભિપ્રાયો નિવેદન કરવાનો નથી, પણ માત્ર સૌંદર્ય વિષે બીજા દેશના તથા મુખ્યત્વે કરીને હિંદુસ્તાનના વિદ્વાનો, કવિઓ, અને તત્વજ્ઞાનીઓનાં ભિન્ન ભિન્ન આદર્શ (Ideal) થી થયેલા નિરીક્ષણોનું દિગ્દર્શન કરાવવાનો છે, અત્ર એ જણાવવું આવશ્યક છે કે સૌન્દર્ય વિષે માત્ર આપણા કવિઓ તથા ફીલસુફોએજ વિચાર કર્યો છે એટલુંજ નહી પણ કળાભિજ્ઞ શિલ્પશાસ્ત્રીઓ, તથા બીજા અનેક પુરૂષો પણ પોતાનાં લક્ષ્યબિંદુઓનાં અનેક પ્રમાણો મુકતા ગયા છે.

જો આપણે હિંદુસ્તાનના કવિઓનાં કાવ્યો, ફીલસુફોનાં તત્વચિંતનો તથા શિલ્પ શાસ્ત્રીઓનાં શિલ્પકામો ઉપર નજર કરીશું તો જણાશે કે હિંદુસ્તાનમાં સ્ત્રી જાતિને સૌન્દર્યની અધિષ્ઠાત્રી તરીકે માનવામાં આવેલી છે; કવિઓએ હમેશાં પુરૂષને કુદરતી પુરૂષ તરીકે વર્ણવ્યો છે, પણ સ્ત્રીને ઘણીજ અતિશયોક્તિથી કલ્પી છે. આપણે આપણાં યાત્રાઓનાં સ્થળો, મંદિરો તથા પુરાણી ગુફાઓનું અવલોકન કરીશું તો ખાત્રી થશે કે આપણા દેશમાં સૌન્દર્યનું લક્ષ્યબિંદુ સ્ત્રીજ છે. માનસ શાસ્ત્રીય પૃથક્કૃતિ (Psychological Analysis) કરવા જતાં અનેક કલ્પનાઓ ઉપસ્થિત થશે, પરંતુ વધારેમાં વધારે સંભવનીય તો એજ કલ્પના જણાશે કે આર્યાવર્તમાં સ્ત્રીનેજ સૌન્દર્યશાળી ગણેલી છે. આ વિચાર આપણા દેશના લોકોનાં અંતઃકરણમાં એવો ઠસી રહેલો છે કે કેટલાક એમજ પ્રશ્ન કરશે કે આમાં તો કાંઇ નવાઇજેવું નથી. દરેક દેશમાં સ્ત્રીનેજ સૌન્દર્ય અર્પાયેલું માનવામાં આવેલું હોવું જોઇએ, પણ વાસ્તવિક રીતે જોતાં આવો વિચાર અસંગત છે, આપણે દુરદર્શી નજરથી જોઇશું તો બીજે ઠેકાણે બીજાજ વિચારો આ વિષય ઉપર કરવામાં આવેલા જણાશે.

ઐતિહાસિક તથા ધાર્મિક દ્રષ્ટિથી એટલી વાત તો નિઃસંશય ઠરે છે કે હિંદુસ્તાનની જોડે કોઇપણ દેશ કળા, કવિત્વ, શિલ્પ તથા તત્વજ્ઞાનના ક્ષેત્રમાં સરખામણીમાં ઉતારી શકાય એવો હોય તો તે ગ્રીસ દેશજ છે. જેવી રીતે એશિયા ખંડમાં હિંદુસ્તાન કળા તથા સુધારા (civilization)માં આગળ પડતો વિખ્યાત છે તેવી રીતે યુરોપમાં ગ્રીસ ગણાય છે. જે વખતે યુરોપમાં કળા, કવિતા તથા કલ્પનાશક્તિના ઉપયોગવાળી બીજી વસ્તુઓ અથવા વિષયોનો પ્રસાર થયેલો નહોતો તે વખતમાં ગ્રીસ દેશ તે વિષયના ક્ષેત્રમાં ઘણોજ આગળ વધી ગયો હતો અને બીજાબધા દેશો કરતાં તે વધારે સુધરેલો અને વિદ્વાન હતો. તેથી જે આપણે આપણા વિષયમાં પ્રાચીન ગ્રીસના દાખલા લઇશું તો અયોગ્ય ગણાશે નહી. છેક વિચાર કરતાં જણાશે કે પ્રાચીન ગ્રીસમાં 'સૌન્દર્યનું' અધિષ્ઠાન સ્ત્રી નહી પણ પુરૂષને

માનવામાં આવેલો છે. સંસ્કૃત ભાષામાં આપણને ઠેકાણે ઠેકાણે દાખલા મળી આવશે કે તેમાં સ્ત્રીનેજ સૌન્દર્યની પ્રતિમા ગણવામાં આવેલી છે; પરંતુ ગ્રીસ દેશમાં સૌન્દર્યનું લક્ષ્યબિંદુ કેવળ જુદુંજ હતું. પ્રાચીન ગ્રીસમાં "સૌન્દર્ય" ઉપરથી કોઇ "સૌન્દર્યવાન સ્ત્રી" એવો અર્થ ગ્રહણ કરવામાં આવેલો નહોતો. ગ્રીક લોકોમાં શારીરિક બળસંપત્તિ એજ સૌન્દર્યનું ચિન્હ ગણાતું; અને કદાવર તથા બળવાન મનુષ્યને સુંદર ગણવામાં આવતો. પ્રાચીન ગ્રીક પ્રજામાં યોદ્ધાઓને માનની નજરથી જોવામાં આવતા અને શારીરિક ખોડને ધિક્કારવામાં આવતી; આનું કારણ સહજ સમજાશે.તે કાળમાં ગ્રીસ દેશમાં જુદાં જુદાં સ્વતંત્ર સંસ્થાનો હતાં અને તેથી દરેક સંસ્થાનવાસીને સ્વરક્ષણની જરૂર ઘણીજ વાસ્તવિક લાગતી; આવા હેતુને લીધે ગ્રીસ દેશના વતનીઓ એક "યોદ્ધાઓની પ્રજા" તરીકે પંકાયેલા હતા.

મુખ્યત્વે કરીને સ્પાર્ટામાં યુદ્ધની કસોટી તથા રીતભાતને ઘણીજ અયોગ્ય હદ સુધી ખેંચી લઇ જવામાં આવી હતી. સ્પાર્ટાના પ્રખ્યાત પુરૂષો યુદ્ધમાંજ પંકાયેલા હતા અને તેમાંના થોડાજ રાજકીય બાબતોથી સુજ્ઞાત અથવા તો ઉચ્ચ માનસિક સ્થિતિવાન હતા. દરેક નબળા બાંધાવાળા અથવા ખોડવાળા બાળકને જીવનને સારૂ અયોગ્ય ગણવામાં આવતું અને તેને ટેઇજીટસ નામની ટેકરી ઉપર ઇશ્વરના આધાર ઉપર ખુલ્લું મુકી અથવા તો ખરી રીતે જોતાં નાંખી દેવામાં આવતું. સાત વર્ષની ઉમ્મરે દરેક બાળકને તેની માતાના રક્ષણમાંથી લઇ લેવામાં આવતું અને સ્થાનિક સંસ્થાઓમાં તેને કેળવણી આપવામાં આવતી ત્યાં તેને યુદ્ધની દરેક જાતની કસોટીવાળી સખ્ત કસરતો અથવા તો દાવપેચ શીખવવામાં આવતા એટલુંજ નહી પણ તેની કેટલીક સખ્ત શારીરિક શિક્ષાઓ અને કસોટીઓ કરવામાં આવતી. આ કસોટીઓમાંનો એક દાખલો વાંચનારને કાંઇક ખ્યાલ આપવા સમર્થ થશે. અમુક નક્કી કરેલા દિવસે ગોતાના ક્રમમાં ચોકસ હદ સુધી ગયેલા બાળકને ઉચ્ચતર (Higher) ક્રમને સારૂ યોગ્ય કરવા આર્ટેમીસ અથવા તો ડાયેના (Goddess of Hunting) ના દેવળની વેદિ ઉપર ચાબખાઓનો સખ્ત માર ઘાતકી રીતે મારવામાં આવતો. આ ક્રમ દરેક મનુષ્યની અને મુખ્યત્વે કરીને બાળકના મા બાપની સમક્ષ આપવામાં આવતો અને તે બાળયોદ્ધાથી કોઇ પણ પ્રકારનું રૂદન અથવા તો ફરીયાદ કરી શકાતાં નહોતાં.

વિશેષ વિસ્તાર નહી કરતાં વાંચનારને એ કહેવું આવશ્યક છે કે ગ્રીસમાં 'સૌન્દર્યવાન' એટલે "બળવાન બાંધાવાળો" એવો અર્થ થતો. સોક્રેટીસ અને પ્લેટો જેવા તત્વજ્ઞાનીઓ અને ફીલસુફો પણ વ્યાયામનું શિક્ષણ પોતાની શાળામાં આપતા. ગ્રીસમાં સૌન્દર્યનાં આદર્શને સારૂ ચાર વસ્તુઓ જરૂરની ગણાતી. આરોગ્ય, બળ, ઘાટ, અને લાવણ્ય (Health, Vigour, Symmetry, Grace). દરેક મનુષ્ય આવા પ્રકારનીજ ખુબસુરતી મેળવવા મથતો હતો આ વિચારથી સહજ સમજાશે કે આ પ્રકારનું સૌંદર્ય સ્ત્રીમાં નહી પરંતુ પુરૂષમાં જોવામાં આવે છે. આ પ્રમાણે ગ્રીસમાં સ્ત્રી કરતાં પુરૂષનો દરજ્જો ઘણો ઉંચો હતો, અને પુરૂષનેજ સૌન્દર્યના લક્ષથી જોવામાં આવતો. ત્યાં આ વિચારજ સત્ય લેખાતો અને તેના પ્રમાણ (proof) માં પ્રતિપાદન કરવામાં આવતું કે કુદરતી નિયમ પ્રમાણે સ્ત્રી નહી, પરંતુ પુરૂષજ સૌન્દર્યવાન ગણવાને લાયક હતો; કારણ કે સ્ત્રીની ખુબસુરતીનું સ્વાર્પણ પ્રજાવર્ધન સારૂ જરૂરનું છે. સ્ત્રીની ખુબસુરતી અલ્પકાલિન અને

ક્ષણિક છે, જ્યારે પુરૂષનું સૌન્દર્ય પ્રમાણમાં જોતાં વધારે સ્થિર અને ઉંચા પ્રકારનું હોય છે. આ કારણને લીધેજ ગ્રીસમાં એપોલોને દેવ તરીકે માનવામાં આવેલો છે અને એફ્રોડાઇટી અથવા વિનસને તેવા પ્રકારનું કાંઇ માન આપવામાં આવેલું જણાતું નથી. '

જો આપણે ગ્રીક શિલ્પઉપર લક્ષ દોરીશું તો આ વિચાર સત્ય જણાશે. ગ્રીક દેવતા એપોલોનું કેટલે સ્થળે પ્રતિસ્થાપન કર્યું છે તે નક્કી કરવું તો અસંભવિતજ છે પણ તેની કેટલીક ( Scluputre statues ) શિલ્પ-મૂર્તિઓ જે આપણી જાણમાં છે તેતો આખી દુનીઆમાં એક નવાઇ જેવો બનાવ ગણાય છે, એપોલોનું ઘણુંજ પ્રખ્યાત (Representation) નિદર્શન એપોલો બેલવીડીર કરીને એક આરસનું પુતળું છે. આવી રીતે જે જે ઠેકાણે ઘણુંજ સુંદર અને કળામય કામો ગ્રીક લોકોએ બનાવેલાં છે તે સઘળાંમાં પુરૂષનીજ આકૃતિ જોવામાં આવે છે. સહેજ નવાઇજેવું લાગશે કે ગ્રીક શિલ્પકારોની સ્ત્રીની આકૃતિ પણ ઘણે ખરે અંશે પુરૂષનેજ મળતી આવે છે; પણ પુરૂષનાં શિલ્પજેવી તે રમણીય લાગતી નથી. મહાન્ કવિ કીટસ ( Keats ) ના શબ્દોમાં કહીએ તો સૌન્દર્ય વિષે ગ્રીક (Ideal) આદર્શ "First in beauty should be first in might" અર્થાત્ "સૌન્દર્યમાં અગ્રેસર મનુષ્ય બળમાં પણ તેવોજ હોવો જોઇએ" એવા પ્રકારનું હતું. અત્રે જણાવવું જોઇએ કે રોમનીય દેશમાં પણ સૌન્દર્ય વિષે ગ્રીક લોકોની માફક નિરીક્ષણ થયેલું છે.

ગ્રીસ વિષે આટલું વિવેચન કર્યા બાદ હવે આપણે હિંદુસ્તાન તરફ નજર ફેરવીશું તો અયોગ્ય ગણાશે નહી.

- જ્યારે ગ્રીક વિચાર તરફથી દૃષ્ટિ હિંદુસ્તાનના સૌંદર્યના લક્ષ્યબિંદુ તરફ ફેરવીએ છીએ ત્યારે ઘણીજ વિલક્ષણ સ્થિતિનું દર્શન થાય છે; કારણ કે એક તરફથી જ્યારે તદ્દન સત્તાવાન્ અને સત્ય સાધનોની ખોટ છે ત્યારે બીજી બાજુએ દુરાગ્રહી, અસત્ય અને એક તરફી વલણવાળા મતની ખોટ નથી. દાખલા તરીકે મેકોલેએ લખ્યું છે કે હિંદુસ્તાનનાં કોઇ પણ શાસ્ત્ર અથવા કળામાં પ્રાચીન ગ્રીસનાં શિલ્પકળાની માફક કોઇ પણ પ્રકારનાં અલૌકિક અને ચમત્કારિક કામ જોવામાં આવતાં નથી. બધુંજ કદરૂપું, બેડોળ, અને નિર્લજ છે. ( All is hedious and grotesque and ignoble. )

"Through the whole Hindu Pantheon you will look in vain for anything resembling those beautiful & majestic forms which stood in the shrines of ancient Grecee. All is hedious, and grotesque & ignoble."

Speech on the Gates of Somnath.

પરંતુ લૉર્ડ મેકૉલેનો અભિપ્રાય કોઇ પણ મનુષ્ય સત્ય ગણશે નહી કારણ કે તે દુરાગ્રહી અને ઉપર ઉપરથી જોનારજ (Superficial observer) હતા એમ કહેવામાં આવે છે વળી, પ્રો. મેક્સ મુલર, વેસ્ટ મૅકોટ અને ડૉ. લુબ્ક જેવા પ્રખ્યાત મનુષ્યો પણ આવુંજ લખી ગયા છે. ડૉ. લુબ્કનું માનવું એવું છે કે હિંદુસ્તાનમાં સૌન્દર્યનું લક્ષ્યબિંદુ તેમજ શિલ્પશાસ્ત્ર ઘણુંજ કનિષ્ટ સ્થિતિનું હોવું જોઇએ કારણ કે હિંદુધર્મ ઘણોજ, વિચિત્ર છે. જે ધર્મમાં દુનિયાને સ્વપ્નવત લેખવામાં આવેલી છે અને જેમાં મનુષ્યની ઉત્પત્તિ માયાના ખેલરૂપ માનવામાં આવેલી છે તે ધર્મના અનુયાયિઓ ( Art ) કળાનાં કામો કેવી રીતે ઉત્તમ

પ્રકારનાં કરી શકે ? એવો પ્રશ્ન આ પ્રખ્યાત ડૉક્ટરે ઉપસ્થિત કર્યો છે. અને દાખલા તરીકે તે સૂચવે છે કે "રાવણ દેવને દસ મસ્તક અને વીસ ભૂજ સાથે કલ્પેલો છે." ખરેખર, રાવણ જેવા દાનવને દેવ તરીકે માનીને તેનો દાખલો સૌન્દર્યના ઐશ્વર્ય તરીકે રજુ કરેલો વાંચીને કોઈ પણ હિંદીવાનને ડૉ. લુબ્કના કહેવા ઉપર **હસવું આવ્યા વિના રહેશે નહીં.** આવી કલ્પનાશક્તિવાળા યૂરોપીય લેખકો વળી હિંદુસ્તાનનાં સઘળાં શિલ્પો અન્ય દેશના અર્થાત્ western પાશ્ચિમાત્ય શિલ્પકારોએ કરેલાં છે એવું કહેતાં પણ **આંચકો ખાતા નથી.** આ સઘળાં કથનોમાં કેટલું સત્ય છે એ વાચકને તરતજ સમજાશે. પૂર્વોક્ત લેખકો જ્યારે અમુક પ્રકારની સંકોચવાળી દૃષ્ટિથી જુવે છે ત્યારે ડૉ. ફર્ગ્યુસન જેવા યુરોપિયન લેખકો કબુલ કરે છે કે **હિંદુસ્તાનની (Art) કળા ઉપર બીજા કોઇ પણ દેશની કોઈ પણ પ્રકારની અસર થઈ નથી.**

"When Hindu sculptures first dawn upon us in the rails of *Buddha*, Gaya & Bharut, B.c. 200 to B c 250, it is thoroughly original and absolutely without a trace of foreign influence, but quite capable of expressing its ideas and of telling its story with a distinctness that never was surpassed at least in India. It cannot be too strongly insisted upon that the art here displayed is purely indigonons. There is absolutely no trace of Egyptian influence etc. etc." Dr. Fergusson.

આ પ્રમાણે હિંદના દરેક ( Art ) કળાનાં કામો તથા શિલ્પો ઉપર નજર કરીશું તો આપણને માલુમ પડશે કે આર્યાવર્તમાં સૌન્દર્યનું (ideal) આદર્શ પુરૂષ નહીં પણ સ્ત્રી છે. હિંદુસ્તાનના ચિત્રકાર, કવિ, અગર શિલ્પશાસ્ત્રીઓએ પુરૂષને વાસ્તવિક અને કુદરતીજ બનાવ્યો છે જ્યારે સૌન્દર્યના લક્ષ્યબિંદુને પહોંચવાની ઉત્સુકતામાં સ્ત્રીને ઘણીજ અમાનુષિક બનાવેલી છે. આ વિષયમાં કુદરતી અવલોકન ઉપર લક્ષ ન આપતાં અતિશયોક્તિજ પસંદ કરવામાં આવેલી છે, એમ અનેકનું માનવું છે. જ્યાં આપણે નજર કરીશું ત્યાં આ દેખાવ આપણી સન્મુખ થશે, કેનેરીની ગુફાઓ, અગર તો ઇલોરા અથવા અજન્ટા વગેરેની ગુફાઓમાં નજર કરીશું તોપણ આપણને તરતજ જણાઇ આવશે કે પુરૂષ કરતાં સ્ત્રીને કલ્પવામાં ચિત્રકાર શિલ્પશાસ્ત્રીઓએ ભારે ઉત્સાહ દેખાડ્યો છે અને સ્ત્રીને અસાધારણ અને અદ્ભુત સૌન્દર્ય અર્પવામાં આવેલું છે.

( Art ) કળા તરફથી કાવ્ય ઉપર નજર દોડાવીશું તોપણ ઉપરજ કહેલો દેખાવ જોવામાં આવશે.

દાખલા તરીકે મહા કવિ કાલિદાસની કુમારસંભવ નામના કાવ્યની નાયિકા ઉમાને કવિએ કમળ કરતાં પણ વધારે સુકુમાર અને કોમળ કલ્પેલી છે. તેનાં જઘનની સાથે તો કોઈની તુલના કરી શકાય એમ નહોતું.

તેજ કવિના રઘુવંશમાં જોઇશું તો ફક્ત એકજ શ્લોક દીલીપ રાજાની મુખ કાંતિ ઉપર લખેલો છે; પણ તેના ગુણના આખ્યાનમાં સત્તર શ્લોક લખેલા છે. આ ઉપરથી સંસ્કૃત કવિઓના અભિપ્રાયવિષે આપણે કાંઇક અનુમાન કરી શકવા સમર્થ થઇશું. સા-

ધારણ રીતે સંસ્કૃત કવિઓ સ્ત્રીના સૌન્દર્યનો સમાવેશ તેની શારીરિક કાંતિ અને (charm) સુંદરતામાં કરે છે અને પુરૂષ વિષે હમેશાં તેઓ તેના ગુણનું તથા તેના પરાક્રમનું વર્ણન કરે છે. રઘુવંશના છઠ્ઠા એટલે સ્વયંવરવાળા સર્ગમાં ઇન્દુમતિના હસ્તગ્રહણ સારૂ મળેલા રાજાઓના સૌન્દર્ય વિષે ઘણુંજ જુજ લખેલુ છે, પરંતુ ઇંદુમતિને ઘણીજ સુકુમાર, કોમળ અને સુંદર આલેખવામાં આવી છે, તેનાં જઘન કેળનાં સ્તંભજેવાં તથા એને કમળના ગર્ભસમાન કોમળ ચંદ્રમુખીતરીકે વર્ણવેલી છે.

આવીજ જાતનાં વર્ણન મેઘદુત તથા શાકુન્તલ વિગેરે સંસ્કૃત કાવ્યોમાંથી મળી આવેછે.

ઉપરનાં સઘળાં વિવેચન ઉપરથી વાચકને સ્હેજ જ સમજાશે કે હિંદુસ્તાનમાં સ્ત્રીનેજ સૌન્દર્યના (ideal) લક્ષબિંદુતરીકે કલ્પવામાં અને માનવામાં આવેલી છે. આપણા કવિઓ, ચિત્રકારો અને શિલ્પશાસ્ત્રી વગેરે સઘળાએ સ્ત્રીનેજ સૌન્દર્યવાન ગણેલી છે. પુરૂષને નહી. અને વાચક આ ઉપરથીજ અનુમાન કરી શકશે કે જે લેખકો હિંદુસ્તાનની ચિત્રકળા તથા શિલ્પને અન્ય દેશથી અસર થયેલી છે એમ કહે છે તેમાં કેટલું સત્ય સમાયેલું છે. કારણકે આપણા દેશમાં સ્ત્રીને સૌન્દર્યનું સ્વરૂપ આપવામાં આવ્યું છે, જ્યારે પાશ્ચિમાત્ય દેશોમાં તેથી જુદોજ પ્રકાર જોવામાં આવે છે. ગ્રીસ તેમજ રોમમાં ખુબસુરત ચ્હેરા ઉપર લક્ષ આપવામાં આવતું નહોતું પણ શારિરીક બળને દર્શાવનારાં ચિન્હો અથવા તો સ્નાયુઓ (muscles) દેખાડવાનો પ્રયાસ ઘણીજ મહેનત લઇને કરવામાં આવતો જ્યારે હિંદુસ્તાનમાં સુંદર મુખ અને આકૃતિવાળાં ચિત્રો વગેરેની ખોટજ નથી.

દેશદેશમાં જુદા જુદા પ્રકારનાં લક્ષબિંદુથી સૌન્દર્યને નિહાળવામાં આવેલું હોય છે. અને ચિત્રકારો પોતાનાં ideal આદર્શ પોતાની તથા દેશની સ્થિતિ, સામાજીક જીવન અને સુધારા પ્રમાણે રાખી શકે છે અને તેજ ideal આદર્શથી આપણે તેમને વિષે મત બાંધવો જોઇએ. જેમ જેમ તે પોતાના લક્ષબિંદુને પહોંચવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ તે આપણને વધારે આકર્ષક થાય છે અને તેમ તેમ તે સૌન્દર્યને વધારે સારી રીતે આલેખી શકે છે, અને છેવટે,

> "A thing of beauty is a joy forever
> Its loveliness ever increases." એ વચનનું સાર્થક થાય છે.

# સ્ત્રી જાતિ વિષે વિવિધ વિદ્વાનોના વિચારો.

(શ્રીયુત જગમોહનદાસ વૃન્દાવનદાસ—મુંબઇ)

" સહુ કે'છે દુનીયામાં, ત્રિયાને નર્કની બારી;
ઘણા ત્યાગી થયા જુદા, દીઠી ના મોક્ષની બારી.
અમે તો સર્વથી જુદા, ન માનીએ વિચારો આ;
ત્રિયાનું સુખ હુંટાતાં, ગણીયે નર્ક છે આ આ.
પુરૂષ ને પ્રકૃતિનાં તે, બધાં રૂપો જણાયાં છે,
જરા જુદા થતાં દુઃખો અને વિઘ્નો ભરાયાં છે.

પ્રભુને દેવતા સર્વે, ગુણ્યા છે પ્યારીના પ્રેમી;
મહામાયા અનાદિ આ, અભેદે નાથની પ્રેમી; ”
“ વિમળ સુગંધીઓ થાતાં, બીરાજે મોક્ષમાં પ્રેમી
પછી તે ઈશના પ્રેમી, નથી જુદા પ્રભુ પ્રેમી. ” ( શુકલ- )
* * * *
“ તેને સહાય શ્રી નરહરિ, સ્રીજાતિ જે લહે ઇશ્વરી
આ ભવથકી સત્વર તરી, જઇને ભળે તે શ્રી ઇશે (શ્રીઉપેન્દ્ર)
* * * *
“ નારી નિંદા મત કરો, નારી નરકકી ખાણુ !
નારીસેંહી પ્રકટ ભયે, ધ્રુવ પ્રલ્હાદ સમાન ! ”
* * * *

“ That woman is our greatest joy
Let every man reflect;
Don't treat her like a worthless toy,
Nor slight her by neglect. ”

—સ્રીઓને અમે જે માન આપીએ છીએ, તે કાંઇ માત્ર તેમના સૌંદર્યને લીધે નહિ, પણ તેમનામાં ઉપજતા ગુણો માટે, અને તેથીજ અમે તેમને વખાણીએ છીએ.

—એડિસન.

—પાતિવ્રત્ય એજ સ્રિઓનો મુખ્ય સગુદ્‌ણ છે. —એડિસન.

—પોતાનું કર્તવ્ય કરતાં તે કોઇપણ સંકટની દરકાર કરતી નથી. પ્રેમ, આબરૂ અને ધર્મ આ ત્રણેની વિરૂદ્ધ આચરણ તેના હાથથી થવુંજ અશક્ય છે. સુખ અને સત્તા એ તેને બહુજ આવકારદાયક લાગે છે. રોગીની શુશ્રૂષા કરવી એ તેનો નૈસર્ગિક ગુણ છે. સંકટ સામે ટકર ઝીલવામાં તેણીના જેવું દ્રઢ કોઇ નથી. બાલફુર.

—સ્રીનું પુરૂષાવલંબન રહેવું એ દોષ રૂઢીનો અને ટેવનો છે. ખરૂં જોતાં સ્રી જો નિશ્ચય કરે તો ખચીત તે પુરૂષ પ્રમાણે સ્વતંત્ર રહી શકે. બેથમાન્ટ.

—પુરૂષની ખરી અને સર્વોત્તમ મિત્ર એક સુશિક્ષિત પત્નીજ છે. કારણ, તેના ઉપર ગૃહકાર્યનું સર્વ પ્રકારનું અવલંબન રહેલું છે. તેના વિશ્વાસનો તે કદી દુરુપયોગ કરતી નથી. જો તે દુઃખી હશે તો તેને તે આનંદ પ્રાપ્ત કરાવશે. તે પોતાનાં છોકરાંને સુશિક્ષણ આપશે અને તે છોકરાં સુશિક્ષિત માતાના લાભનાં સ્મારકજ થશે. બિશપહાર્ન.

—હે સ્રી ! અમારા પુરૂષો જેવીજ તું માનવજાતિમાંની હોઈ ઘણા ખરા અડચણ સડચણના વખતમાં અમારી માર્ગદર્શક થઇ તારામાં ઇશ્વરી અંશ છે એ વાર્તા સિદ્ધ કરી આપે છે. બુલવર.

—સ્રીના હૃદયમાં પ્રેમનો અખંડ ઝરો વહે છે; તે કદી પણ સુકાવો શક્ય નથી.
બુલવર-લીટન.

—પોતાથી કાંઇ પણ અપરાધ થયો તો સ્ત્રી ક્ષમા માગવા એક પગપર તૈયાર હોય છે; પરંતુ તેજ અપરાધ પોતાના પતિના હાથે થતાં તેણી તે તત્કાલ ભૂલી જાય છે.

બુલવર.
( અપૂર્ણ. )

---

# વ્યવહારોપયોગી વિચારો.

( શ્રીયુત જુગલભાઇ-વીવીંગ માસ્તર, વીરમગામ )

વ્યવહાર ચલાવવામાં મનુષ્યે અનેક જાતની સાવધાનતાઓ રાખીને પગલાં ભરવાનાં હોય છે. જે માણસનું જીવન વ્યવહારમાં સુખી હોતું નથી તેને અન્ય સુખો હાલના જમાનામાં ભાગ્યેજ સંતોષ આપી શકે છે વ્યવહારમાં મનુષ્યે પોતાના સુખ માટેજ પ્રયત્નો કરીને બેસી રહેવાનું નથી પરંતુ પોતાની પ્રજા સુખી થાય તથા ભવિષ્યમાં કુટુંબમાં આબાદી રહે અને ઉત્તરોત્તર ઉન્નતિ થયા કરે તેવાં સુસપવાળાં અનેક પગલાંઓ ઉંડા વિચારપૂર્વક ભરવાનાં હોય છે.

પ્રથમ જ્યારે બાળક જન્મે છે ત્યારથી તેને સારા સંસ્કાર પાડવાની માતાપિતાની પહેલી ફરજ છે, કારણ કે બાળપણમાં જેવા સસ્કારો તેનાપર પડે છે તેની એવી સજ્જડ અસર બેસે છે કે મોટી વયમાં પણ તે કાઢવી બહુ મુશ્કેલ થઈ પડે છે.

માતાપિતાએ ઘણી સંભાળથી પોતાનું વર્તન કરવાનું હોય છે કારણ કે કુદરતથીજ બાળકમાં ગમે તે જુએ અગર કરે તેનું અનુકરણ કરવાનું સામર્થ્ય હોય છે. આથી સુજ્ઞ માતાપિતાઓએ આ સિદ્ધાંતઉપર યોગ્ય લક્ષ આપી નવિન પ્રવાસીઓને આગળ ઉપર તેમનો પ્રવાસ સરળ થાય તે માટે પહેલેથીજ સદ્વર્તન શીખવવું જોઇએ.

કેટલાંક માબાપો એમ કહે છે કે "તેના પ્રારબ્ધમાં હશે તો ભણશે." આ માન્યતા કેવળ હાનિકારક છે, કેમકે પ્રારબ્ધ પાંગળુ કહેવાય છે. જ્યારે પુરુષાર્થની તેને મદદ મળે છે ત્યારેજ તે ગતિમાં મુકાય છે અને ઉન્નતિના માર્ગમાં ચાલવા માંડે છે.

બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં પણ માબાપે બહુજ લક્ષ આપવાનું હોય છે. નિશાળમાં તે કેવા શિક્ષકોને હાથે કેળવાય છે; અનુકરણથી તે કેવાં લક્ષણો શીખે છે, માબાપપ્રતિ તેનો પ્રેમ કેવો વૃદ્ધિ પામતો જાય છે અને કયા કયા વિષયોનો તે ઉત્સાહથી કે મંદતાથી અભ્યાસ કરે છે એ વગેરે બાબતોની કાળજી રાખવી.

મોટી ઉંમર થતાં વિપત્તિઓને સહન કરવાનું બળ પોતાનામાં જાગ્રત્ રહે તેવા પ્રયાસો કરવાની ઘણીજ જરૂર છે. દૃઢ નિશ્ચય હોય તોજ વિજય થાય છે. કેટલાક જ્ઞાનને જાણે છે પણ તે પ્રમાણે વર્તવાનું આવે છે તે વખતે અનેક પ્રકારનાં રોદડાં રડે છે અને ત્રાસ કરવાથી તેમના બળનો ક્ષય થાય છે. આવાં માણસોને જો કોઇ એમ કહે કે અમુક રીતે પ્રયત્ન કરો તો તેઓ પ્રયત્નમાં લક્ષ ખેંચવાને બદલે રોદડાં રડવામાંજ મહત્તા માને છે; આમ થતાં સાંભળનારનું પણ બળ ક્ષીણ થઇ જાય છે.

પ્રયત્નથી ગમેતેવી ક્ષુદ્ર વસ્તુમાંથી પણ ઉત્તમ પદાર્થ નિકળી શકે છે; માત્ર નિશ્ચયબળ અને ઉત્સાહથી પ્રયત્નનું પોષણ થવું જોઇએ. વિષ્ટાનું જ ખાતર થાય છે, કોલસામાંથી હીરા થાય છે, અને પાણીના ધોધમાંથી વીજળી થાય છે.

વિચાર કરવાની ટેવ પ્રત્યેક બાળક, જુવાન કે વૃદ્ધે પાડવી જોઇએ. આપણે ઘઉં ખાઇએ છીએ પણ તે કેવી રીતે થાય છે તેનો આપણને વિચાર સરખો પણ આવતો નથી, આપણે આગગાડીમાં બેસીએ છીએ પણ તે કેવા નિયમોથી ચાલે છે તેનો કોઈક જ વિચાર કરે છે; આપણે કપડાં પહેરીએ છીએ પણ તે યંત્રોથી કેમ તૈયાર થાય છે તેનો ઘણા થોડાજ વિચાર કરે છે.

દરેક વસ્તુનો આ પ્રમાણે વિચાર કરતાં માણસ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેની શક્તિઓ ખીલતી જાય છે અને ક્રમેક્રમે તે મોટો વ્યવહારકુશળ બને છે.

---

# मारुति-रहस्य.

( શ્રીયુત ગોવર્ધન—બી. એ. મુંબઈ. )

" हनुमानमब्धिमतरत् दुष्करं किं महात्मनाम् ॥ "

**મારૂતિસ્તવન**

" જય મારૂતિ મહાવીર, હર્ષવડે સ્તવીએ,
આપ એક વજ્રાંગ, જઇ પહોંચ્યા રવિએ;
શ્રી કૃષ્ણે તો ગિરિવર, આંગળી પર ધરીયો,
આપ તો ગિરિવર લઈ વળી, કુદી ગયા દરિયો;
રામ કૃષ્ણ શિર ઉપર, રથમાં ધ્વજમાહિ,
આપ રહ્યા તેમ રહેજો, આ અમ ભુજ માંહિ;
અમરવેલીના જ્ઞાતા, બટુક બ્રહ્મચારી,
આપનું બધું બળ મહેના, કરજો અધિકારી;
અનંત બળના રાશિ, અજરામર કહાવો,
બળ અજરામર રૂપે, આમ શરીરે આવો;
પુચ્છથી રાવણ દાબ્યો, એમાં નથી શંકા,
અધર્મીનું બળ હણવા, બાળી લીધા લંકા;"

ચૈત્ર માસમાં આપણાં પુરાણો આદિ ગ્રંથોમાં કેવા સંકેતમય અવતારો થયા છે તેનું વર્ણન વાંચી ઉંડા વિચારથી નિરીક્ષણ કરતાં તેમાં કાંઇ રહસ્યો રહ્યાં હશે એ વિચાર સ્વાભાવિક રીતેજ આવે એમ છે.

चैत्रशुक्लतृतीयायाम् अपराह्णे भगवान् नारायणःमत्स्यरूपेण अवातरत् ॥
चैत्रशुक्लनवम्यां मध्यान्हे दशरथात् कौशल्यायां श्रीरामचंद्रः आविर्बभूव ॥
चैत्रपूर्णिमायां प्रातःकाले रामसाहाय्याय रुद्रावतारः मारुतिरभूत् ॥

પ્રાતઃકાલ મધ્યાહ્ન અને સાયંકાલ એવી સૂર્યની ત્રણ સ્થિતિવાળા ભિન્ન ભિન્ન સમયે ચૈત્ર માસમાંજ અને તે પણ શુક્લપક્ષમાંજ શ્રી નારાયણ, રામચંદ્રજી અને મારુતિનું

પ્રકટીકરણ થવામાં કોઇ ગૂઢ સંકેતાર્થ પ્રવર્તતો હશે એવું અનુમાન કરવાનાં કારણો દીર્ઘ દૃષ્ટિથી અવલોકન કરનારને મળ્યા વિના રહે તેમ નથી.

રહસ્ય-શોધન

આ ત્રણે પ્રકટીકરણોનો પરસ્પર કાંઇ સંબંધસૂચક રહસ્યમય સંકેત હશે કે કેમ તેનો વિચાર કરવો આ સ્થળે આવશ્યક જણાય છે. **નારાયણ** શબ્દનો વિચાર આપણને શું સ્ફુરણ આપે છે !–નારાયણ સ્વામી આયરનું સ્ફુરણ કહે છે કે "નરં અને અયનમ્ આ બે શબ્દોથી નારાયણ શબ્દ બનેલો છે અને એ બે અર્થસૂચક છે કે જળ અને તે પર લંબાવીને સૂતેલા થાય છે." ( નોંધપોથી પા. ૬૫૪. ) આ જ વિચારને આગળ લંબાવતાં સ્પષ્ટ થાય છે કે નારાયણ અથવા શેષશાયી ભગવાન્ શેષની અસંખ્ય ફણાઓના છત્ર નીચે શયન કરતા સમુદ્ર અર્થાત્ દરિયામાં સ્થિતિ કરીને રહેલા છે. "And the spirit of God moved upon the face of waters" ( Bible ). આ નારાયણ ભગવાને મત્સ્યરૂપે ચૈત્ર શુકલ પક્ષમાં અવતાર ધારણ કર્યો એવો ઉલ્લેખ પૂર્વપ્રતિપાદિત સંસ્કૃત વાક્યમાં કરેલો છે. મત્સ્ય, શેષ તથા નારાયણ એ ત્રણેનો પરસ્પર સામાન્ય સંબંધ દર્શાવનાર જલતત્વ અર્થાત્ સમુદ્ર તત્ત્વ હોવાનું ભાન થાય છે.

* નવનો અંક **અચલ** કહેવાય છે ! નવમી અર્થાત્ **રામનવમી**નું રહસ્ય પણ ચૈત્ર માસમાંજ રહેલું છે એમ જણાય છે. રામચંદ્રજીનાં અનેક પરાક્રમો **રામાયણ**માં પ્રસિદ્ધ છે પરંતુ બુદ્ધિમાન્માં પોતાની ગણના કરાવનારા અભ્યાસકો ઐતિહાસિક દૃષ્ટિથી તેમનાં મહાભારત કાર્યોને શૌર્યનાં સંભવિત પરાક્રમો અર્થાત્ Historical-Events કહેશે. શ્રી રામચંદ્રજીના આખ્યાનમાં આવા પ્રસંગોની ઐતિહાસિક દૃષ્ટિથી જુદા વિભાગમાં ગણના કરીને અન્ય કોઇ બનાવ-event-તરફ આપણે આપણું લક્ષ દોડાવીએ !

"રામ નામથી પથ્થર તર્યા"! સેતુબંધનો બનાવ જગતની દૃષ્ટિએ Historical ઐતિહાસિક નહિ કહેવાય પણ Mystical સંકેતમય અર્થાત્ ચમત્કારિક કહી શકાશે. **શ્રી રામચંદ્રજીનાં અન્ય સર્વ પરાક્રમોમાં આ બનાવ તદ્દન જુદોજ પડી જાય** છે, અર્થાત્ અપ્રતિમજ રહે છે. અપ્રતિમ પ્રસંગ ઉપર જ રહસ્ય-શોધન-દૃષ્ટિથી અવલોકન થવું જોઇએ.

સેતુ, સમુદ્ર અથવા દરિયા ઉપર બાંધવામાં આવ્યો હતો અને આમાં જલતત્વ ઉપર પૃથ્વીતત્વનો અસાધારણ વિજય પથ્થરની શિલાઓ તરવાથી સૂચવાતો હોય એમ દૃષ્ટિગોચર થાય છે.

હવે **મારુતિ**નાં પરાક્રમોમાંનું એક મહાભારત કાર્ય કર્યું હતું તેનો અત્ર વિચાર કરી જોતાં ત્રણે વિચારોની સંકલના કંઇક અંશે સમજી શકાશે.

"આપ તો ગિરિવર લઈ વળી, કુદી ગયા દરિયો."

દરિયો કુદી જવો એ એક મોટું પરાક્રમ ગણવામાં આવ્યું છે. આ સર્વ વિવેચનથી

* ૯ ને ગમે તેટલે ગુણવામાં આવે અને રકમનો સાંકેતિક ગણીત પ્રમાણે સરવાળો કરતાં ૯ જ આવે છે. ૯ × ૭ = ૬૩; ૬ + ૩ = ૯; ૯ × ૯૯ = ૮૯૧; ૮ + ૯ + ૧ = ૧૮; ૧ + ૮ = ૯; ૨૨૧૨ × ૯ = ૧૯૯૦૮; ૧ + ૯ + ૯ + ૦ + ૮ = ૨૭; ૨ + ૭ = ૯.

એટલું કાંઈક સમજી શકાય છે કે ચૈત્ર માસમાં ચંદ્રનાં કિરણથી અમૃતસિંચનયુક્ત શુક્લ પક્ષના દિવસોમાં સૂર્યની ત્રણ જુદી જુદી સંક્રમણમય સ્થિતિઓ સમયે દરિયા અથવા જલતત્વના અન્યોન્ય-સામાન્ય-સંબંધ-દર્શક-સૂચનથી ત્રણ પ્રકટીકરણ થયાં છે.

**મારુતિ-જન્મ**

"અંજનીને આ પુત્ર શિવના વરદાને **મરુત્ વાયુદેવની** કૃપાથી થયો હતો. તેથી તેમનું નામ **વાયુપુત્ર, પવન કુમાર,** અને **મારુતિ** ઇત્યાદિ પડ્યું હતું. વળી તેમના વજ્ર અંગથી **બજરંગ,** અને હનુ-પગ હણ્યાથી **હનુમાન,** એવું નામ પડ્યું હતું."

જન્મ થતાંજ મારુતિએ કયું રહસ્ય સૂચક પરાક્રમ કર્યું!

"ત્યારે પ્રાતઃકાળે સુરજ ઉગ્યો, રક્ત વર્ણ છે તેહ,
કપિએ જાણ્યું પાકું ફળ છે ભક્ષ કરું હું એહ;
સિંહ નાદ કરી તલ્પજ મારી, ઉછળીયો આકાશ,
* દિનકરને ફળ જાણી પોતે, ચાલ્યો કરવા ગ્રાસ"

(ગિરધરકૃત રામાયણ)

"बाल समै रवि भक्ष कियो। तब तीनहु लोक भयो अंधियारो॥"

**વેદ-સૂચન.**

વાયુ-પુત્ર, અગ્નિ-ફળ તરફ આકર્ષાય છે! એ ઉપરથી મરુત્ અને અગ્નિનો પરસ્પર સંબંધ હોવાનું સૂચન થાય છે. ऋग्वेद ના પ્રથમ મંડલનું ૧૯ મું સૂક્ત જોતાં સમજાય છે કે અગ્નિનું મરુતની સાથે આવાહન કરવામાં આવતું હતું—मरुद्भिरग्न आ गहि॥

મારુતિએ દરિયો ઓળંગ્યો એ પ્રસંગને અનુકૂળ અર્થ સૂચવનાર રહસ્યવાળી આ જ સૂક્તમાંથી નિકળી આવે છે.

य ईङ्खयन्ति पर्वतान् तिरः समुद्रमर्णवम्।
मरुद्भिरग्न आ गहि ॥ ७ ॥

**વિજ્ઞાન-સૂચન.**

વિજ્ઞાનમય (Scientific) દૃષ્ટિથી જોતાં સમજાય છે કે સૂર્યમાં રહેલું જીવનતત્વ (Solar Energy) મરુત્ અથવા 'વાયુતત્વના મધ્યસ્થ સાધન (Medium) દ્વારા પૃથ્વી ઉપર આવે છે. મરુત્ અગ્નિતત્વ પાસે જઇ જીવનના અંશોનો ગ્રાસ કરી પૃથ્વીને પોષણ આપે છે.

**કથા-સામ્ય.**

પાશ્ચિમાત્ય ધર્મકથાઓમાં બુધ-Mercury કે જેને "Messanger of Gods" દેવના દૂત એવી સંજ્ઞાથી સંબોધવામાં આવ્યા છે અને જેને ગ્રીક પૈરાણિક કથાઓમાં Hermes-હર્મિસ એવું નામ આપવામાં આવ્યું છે તે દેવનું કંઇક અંશે મારુતિ સાથે સામ્ય બેસી શકે છે. મારુતિને પણ 'રામના દૂત" (God's—Messanger) એવી સંજ્ઞાથીજ સંબોધવામાં આવે છે.

---

* જુઓ પુઠા ઉપરનું ચિત્ર

**શૌર્ય—પરાક્રમ:**—હનુમાનના ચરિત્રમાં મોટામાં મોટો ગુણ શૌર્યનો પ્રતીત થાય છે. "તેમણે અશોકવનનો કેટલોક નાશ કર્યો, હજારો સ્થંભવાળા રાજમહેલ ક્ષણવારમાં તોડી પાડ્યા, અને ઘણા રાક્ષસોને મારી લંકામાં આગ લગાડી" વળી "પુચ્છથી રાવણ દાબ્યો" એ પરાક્રમ અસાધારણ નિર્ભયતાનું દ્દષ્ટાન્ત આપે છે. યુદ્ધમાં સેનાપતિના કર્તવ્યમાં તેમણે શૌર્ય અને પરાક્રમનાં અનેક કાર્યો કર્યાનાં દ્દષ્ટાંત વિશ્વપ્રસિદ્ધજ છે.

સામાજીક ગુણ-બોધ.

સેવા. સીતાની શોધ કરવામાં, લક્ષ્મણની મૂર્છા ઉતારવા માટે દ્રોણ પર્વત ઉપરની ઓષધી લાવવામાં તથા અહીરાવણ મહીરાવણની પાસેથી રામલક્ષ્મણને છોડાવવામાં જે સેવાધર્મનું મારુતિએ પાલન કર્યું છે તેનું સ્મરણ કરતાં સૈવ્ય-સેવક-ભાવનું આદર્શમય રૂપ વૃત્તિમાં પ્રકટ થયાવિના રહે તેમ નથી.

પોતાનો સેવાધર્મ બજાવવામાં મારુતિએ છુપી જાસુસીના અનેક કળાકૌશલ્યોયી ઉપયોગ કર્યાના દાખલા પણ તેમના ચરિત્રમાંથી મળી આવે છે; "કોઇ વખતે અવધૂત, મદારી, વેપારી, સરૈયા, વૈદ્ય, બ્રહ્મચારી, સન્યાસી ઇત્યાદિ વેષે રાવણ અને તેના કુલની રાખેલી નાયકાઓ સાથે મન મેળવી ખાનગી વાતો જાણી લેતા."

**ભક્તિ-પ્રેમ:**—શ્રી હનુમાનજીની ભક્તિના અનેક દાખલાઓમાં તેમણે મોતીના હારને તોડી રામનામને શોધવાનું અને પોતાનું હૃદય નખથી ચીરી હજારો રામનામ તેમાં બતાવવાનું જે અદ્દભુત ભક્તિસૂચન દર્શાવ્યું છે તેથી ગમેતેવા ભક્તનું અભિમાન પણ ગલિત થયા વિના રહે તેમ નથી.

ધાર્મિક ગુણ-બોધ.

તેમના અખંડ પ્રેમનું નિદર્શન શ્રીમદ્ ભાગવત આદિ ગ્રંથોમાં જણાવેલા તેમના સતત કર્તવ્યથી સ્પષ્ટ થાય છે.

"તેઓ અદ્યાપિ સુધી **ચિરંજીવી** રહેલા છે, તેઓ **ગંધમાદન** નામે હિમાલયના શિખર ઉપર રહેલા છે, અને ત્યાં સર્વ કાલ રામચરિત્ર લોકોને સંભળાવે છે."

કોઇ વિલક્ષણ યોગથી આજનો શ્રી રામનવમીનો ઉત્સવ બુધ-Mercury-દેવના દૂતને-દિવસેજ હોવાથી શ્રી રામચંદ્રની પ્રાર્થના તેઓશ્રીના અપૂર્વ પ્રેમાસ્પદ શ્રી મારુતિના ગુણગાનથીજ કરી આ લેખની સમાપ્તિ કરવામાં આવે છે.

## સ્તુતિ.

पद्माक्षं पिंगनेत्रं कनकमयलसत्कुंडलाक्रांत गंड ।
मौलिस्त्वंभसारं प्रहरण विवशं भूतरक्षाधिनाथ ॥
भक्ताभीष्टाधिकारं विदधतमनिशं सुप्रसन्नं कपीन्द्रं ।
त्रैलोक्यत्राणदक्षं सकलभुवनगं रामदूतं नमामि ॥

---

## સૂચના

"રહસ્યમય જીવન"નો લેખ લખવા માટેનાં સાહિત્યો તૈયાર થતાં હોવાથી આ અંકમાં તે આપી શકાયો નથી તે માટે સુજ્ઞ ગ્રાહકોની ક્ષમા યાચવામાં આવે છે.—અધિપતિ.

ૐ

## अंधारी विभावरीने आमंत्रण*

શ્રીયુત "वैकुण्ठ" બી એ ગોંડળ.

( કલ્યાણની ધુનમાં ).

આવ વિભાવરી ! કાં બન બાન્હરી
શાન્તિ સુધાજરી દે અધરે ધરી !
આવ વિભાવરી ! કાં બન બાન્હરી !
દિવ્ય ચક્ષુ ઉઘડે, નિમીલ ચર્મ ચક્ષુએ,
કજ્જલથી કરી આંખલડી ઠરી
આવ વિભાવરી કાં બન બાન્હરી,
નેણબિંદુ પાડિયે, કુસુમમાં સુવાડિયે,
શીતળ લેહરી વાય મીઠી સરી
આવ વિભાવરી, કા બન બાન્હરી;
વેર શ્વેત ફુલડાં, અધુરે ઉર ફૂલડાં;
હાર બનાવી અર્પું તુંને પરી
આવ વિભાવરી, કા બન બાન્હરી,
સર્વ પૃથ્વીમંદીરે તુંને અધીન સંચરે,
થંભે ગુરૂગિરી,જાય તુંથી ડરી
આવ વિભાવરી, કાં બન બાન્હરી !
બાળ હું પ્રણતાણું, તિમિરમાં રમુ ઘણું
આંખ મીંચ્યા થકી પાંખલડી મળી
આવ વિભાવરી, કા બન બાહન્રી.
આવ વિશ્વમાં અનંત, ઉડીયે ઉભય સ્વછંદ;
આવ વિભાવરી, કાં બન બાન્હરી,
શાન્તિ સુધા જરી, દે અધરે ધરી,
વિશ્વ વિષે ફરી, જાશુ જુદાં પડી
આવ વિભાવરી, કાં બન બાન્હરી.

* આ કાવ્યનો ઉદ્ગાર આધ્યાત્મિક કલ્પનામાં છે તે સહૃદય વાચકને સત્વર સ્પષ્ટ રીતે મનોગમ થશે —લેખક.

THE CORONATION YEAR.

પુસ્તક ૮ મુ
અંક ૧૧ મો
વૈશાખ પૂર્ણિમા
૧૯૬૮

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

તંત્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત.
સુરત.



ગ્રીષ્મોદ્યાન.

અધિપતિ અને પ્રકાશક,
જમિયતરામ. લ પંડિત.
અમદાવાદ.

એજન્ટ્સ
મે જે પંડિત અને કું.
મુંબઈ, નં ૬

નમુનો મંગાવી ખાત્રી કરો.

તમારા બાલ માટે

# કામીનીઆ ઓઈલ વાપરો.




પ્રથમ એક બાટલી કામીનીઆ ઓઇલની લાવી વાપરી જુવો ફક્ત એકજ અઠવાડીયામાં માથાના બાળમા અજબ જેવો ફેરફાર થશે વાળ ઓળાતી વખતે જે વાળના ગુચ્છાઓ નીકળી આવતા હશે તે બંધ થશે વાળનો વધારો થવા લાગશે વાળ ચળકતા અને સુંવાળા રેશમ જેવા થશે માથાનો ખોડો દુર થશે મગજ ટંડુ રહેશે જેથી કોઇપણ જાતનું મગજમારીનુ કામ કરવાને ઉલટ થશે. વાળ ઘણાજ નરમ અને લાંબા રહેશે. સુગંધ ઘણીજ મઘમઘતી છે જેની હરીફાઈ બીજા કોઇ પણ તેલો કરી શકતા નથી વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ અને પુરૂષો દરેકને વાપરવા લાયક છે માથામાં ટાલ પડી વાળ ખરી પડતા હોય તો વાળના મૂળોને પોષણ આપી વાળ ખરી પડતા અટકાવે છે એક વખત અજમાવ્યાથી ખાત્રી થશે

કીમત ૧ બાટલીનો રૂ. ૧-૦-૦

૩ બાટલી રૂ ૨ ૧૦-૦

વી. પી ખરચ જુદે

## દીલબહાર
હે ર ઓ ઈ લ.

## ગુલશાન
હે ર ઓ ઈ લ

આ તેલના ગુણો ઉપર લખેલા કામીનીઆ ઓઇલના જેવાજ છે. સુગંધમા પણ મધુર છે દરેકની સુગંધ જુદીજુદી હોવાથી ખોઆપટીમાં દરેકને પસંત પડી રહેલાં છે. કી દરેક શીશી એકનો રૂ ૧-૦-૦; કોઈપણ જાતનો નમુનો ના આનાની ટીકીટ મોકલવાથી મફત

તા. ક-ખરીદતી વખતે ઉપર લખેલા તેલોના નામ બરાબર વાંચી તે માટે ખાત્રી કરી પછીજ ખરીદવુ તેને બદલે બીજુ સારી છે અથવા સસ્તી છે એમ કહી બીજી જાત આપવા માગે તે લેવી નહીં કારણ તેવા માલમાં વેચનારાઓને વધુ નફો મળતો હોવાથી તેવી કોશેશ કરેછે ઉપર લખેલા તેલો મેળવવાને હરકત પડે તે બનાવનારાઓને લખવાથી તરતજ મોકલી આપવામા આ વશે કામીનીઆ દીલબહાર અને ગુલશાન એ શબ્દો કાયદા મુજબ ટ્રેડમાર્ક તરીકે રજીસ્ટર કરાવેલ છે બહારગામ એજંટો જોઇએ છે



બનાવનાર—કામીનીઆ પરફ્યુમરી કંપની, મુંબઈ.

એજંટો—એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની મુંબઈ.

તથા જી બ્રધર્સ અને કંપની અમદાવાદી પોળ્ સામે—વડોદરા.

છુટક મળવાનું ઠેકાણું—રોમન કંપની. દવાવાળા તેમજ ડાક્ટરોનાં દરેક જાતનાં પ્રીસ્ક્રિપ્શનો તયાર કરી અપનાર, કાલબાદેવી પોસ્ટ સામે. મુંબઈ

---

આ માસિક 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.



Mrs and Mr Painter I C S, Collector of Ahmedabad

Visit to Cattle Kitchen No 1 MADALPUR

*Photo by Kanetkar & Co Ahmedabad*

શ્રી ભક્ત.

# આપણી ભૂમિનાં ઢોર અને દુષ્કાળ.

એક બાજુએ મોજશોખમાં સખ્યાબંધ ધનનો ખર્ચ થાય છે, અને મશહૂર ધનીકોમાં પૈસાની પાયમાલી થાય છે, ત્યારે બીજી બાજુએ દેશને દુધ, ઘી વગેરે મુખ્ય ખોરાક પુરો પાડનાર અને મુખ્ય આધારરૂપ ખેતીની ધુસરીને ઉપાડી દેશને પોતાના સઘળા સ્વાત્માર્પણથી જીવતો રાખનાર ગાય, ભેંસ, બળદ વગેરે ઢોરોનો સમૂહ ગુજરાત અને કાઠિયાવાડમાં " અડસઠીયા " દુષ્કાળના તાપમાં તરફડી નિશ્વાસ નાંખતાં જીંદગીનો ત્યાગ કરે છે

કૃપાળુ હિંદમાતા ! તારા પોકારો તારા હૃદયના દૂધથી પોષાયલાં તારાં ભારત સંતાનો સાંભળે છે અને તારી સુખશાંતિના સાધનભૂત મુંગાંપ્રાણીઓને મોતના પંજામાંથી સામટા પ્રયત્ન વડે બચાવવા તત્પર થાય છે.

હાલની દુષ્કાળની અસરથી ગુજરાત–હિંદનો ફરી ખીલતો બગીચો કરમાવા માંડ્યો છે, પરંતુ સંતોષની વાત એ છે કે નામદાર સરકાર તથા ગુજરાત કાઠિયાવાડ વગેરે પ્રદેશોમાં નિવસતા સદ્દગૃહસ્થો એકાએક જાગ્રત્ થઇ ગયા છે અને બનતા પ્રયત્ને ઢોરોનું રક્ષણ કરવામાં યોજાઇ ગયા છે.

રાજનીતિના નિયમ પ્રમાણે રાજાને આપણાં શાસ્ત્રો ' ગો પ્રતિપાલ ' કહે છે. પૂર્વના સમયમાં ગાય જ ધર્મ અને અર્થનું સહાયક મુખ્ય સાધન હતું; ઋગ્વેદ તથા પુરાણોમાં ઘણે ઠેકાણે તેના રક્ષણની ઋચાઓ તથા કથાઓ જોવામાં આવે છે. ગાય શબ્દથી ઢોરનો સઘળો અર્થ સૂચવાય છે ગાયને અર્થાત્ ઢોરને આપણા ધર્મોએ કેટલી મહત્તા આપી છે તેનો વિચાર કરતાં આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે કે ગાય પુરાણા કાળથી અદ્યાપિ સુધી આપણા આર્યાવર્તની ઉન્નતિનું સાધન રહેલું છે

ગાયથી ઉપજતા સર્વ પદાર્થો આપણા વ્યવહારમાં ઉપયોગી ગણાયા છે; દુધ, માખણ અને ઘીનો ઉપયોગ હમેશના ખોરાકમાં તથા સેવા પુજામાં અને હોમ હવનમાં જાણીતોજ છે. **બળદ તો હિંદુસ્થાનની જીંદગી જે ખેતી ગણાય છે તેનુંજ મુખ્ય સાધન છે.** બળદ વિના આપણા લોકો છતી જમીને તથા છતે કુવે જમીનમાંથી પાક મેળવવામાં નિષ્ફળ નિવડે છે.

આટલા વિવેચનથી વાચક વર્ગને સમજાશે કે બળદ, ગાય, ભેંસ વગેરે પ્રાણીઓનું રક્ષણ કરવું એ આપણા દેશને નવ જીવન આપવા જેવું છે

ઢોર એ ખેડુતનું જીવન છે. જ્યારે બીજા ધંધાવાળાઓ પોતાના ખર્ચમાંથી બચેલા પૈસા ઘરેણાં કરવામાં કે વ્યાજ ઉપજાવવામાં રોકે છે ત્યારે આપણા ખેડુતો કરકસરથી બચાવેલી રકમને જમીન ખરીદવામાં કે ઢોરની સંખ્યામાં ઉમેરો કરવામાં ખર્ચે છે હવે દુષ્કાળના વખતમાં જમીન ખેડયા વિનાની રહે છે તેથી તેનું સઘળું નુકસાન બિચારા ખેડુતોને

ખમવું પડે છે અને તે ઉપરાંત ઢોર કે જેના ઉપર ભવિષ્યની આજીવિકાનો આધાર છે તેઓ ભુખે મરવા માંડે છે. પોતાનું સર્વસ્વ જેનામાં ગણ્યું છે એવાં ઢોરની આવી કમાલ હાલત જોઈ ગુજરાનના સાધન વિનાના ખેડુતની આવા વખતમાં શી સ્થિતિ થાય તે દરેક વાંચનારને કલ્પનામાં આવ્યા વિના નહિ રહે! કેટલાક ખેડુતો જણાવી ન કહેવાય તેવી સ્થિતિમાં પોતાના પ્રાણની હત્યા પણ કરે છે!!

ગયા ચોમાસામાં વરસાદ બરાબર નહિ થવાથી ઘાસચારાની તંગીની ભારે અસર કાઠિયાવાડ, અમદાવાદ, ખેડા અને પંચમહાલ જીલ્લાને ભોગવવી પડે છે. છપ્પનના દુકાળ કરતાં આ દુષ્કાળનું સ્વરૂપ જુદા પ્રકારનું છે. આ વર્ષે મનુષ્ય પ્રાણીની સ્થિતિ છપ્પનીયા જેવી નથી થઈ પરંતુ બિચારાં મુંગાં પશુઓની સ્થિતિ બહુજ દયાજનક થઇ છે.

ગયું ચોમાસું નિષ્ફળ નિવડતાં અને દુષ્કાળનાં ચિહ્ન જણાવા માંડતાં ગુજરાત તરફના રબારી અને ભરવાડ લોકો પોતપોતાનાં ગાયોનાં ટોળાંને ઇડર, શામળાજી, રાજપિપળા, ધરમપુર, વાંસદા, સોનગઢ, થાણા અને ખાનદેશનાં જંગલો તરફ પગ રસ્તે લઇ ગયા, પરંતુ કમનસીબે તેમનો મોટો ભાગ જંગલના પાણીની અસરથી અગર એવાં બીજાં કોઇ કારણોથી લગભગ અર્ધ ઉપરાંત ગાયો ગમાવી જંગલ છોડી ગામડાં, શહેરો અને કસ્બાનો આશ્રય લેતા અને હાલમાં ખરેખરી હાડમારી ભોગવતા જોવામાં આવે છે.

કેટલાક ધનવાન ગૃહસ્થોએ તથા ગરીબ છતાં દયાથી ભીંજાયલાં હૃદયવાળા સામાન્ય લોકોએ વિવિધ રૂપમાં અથાગ પરિશ્રમથી તથા પ્રયત્નના ભોગથી આવા દુઃખમાં દુખી ખેડુતો તથા ઢોરોના બચાવ માટે પ્રયત્ન ચલાવી રહ્યા છે.

પાંજરાપોળો ઢોરથી ચિક્કાર ભરાઈ ગઇ છે અને તેના વ્યવસ્થાપકો તે આ મુંગાં પ્રાણીઓના નિભાવ માટે ટીપ કરી નાણાં એકઠાં કરવામાં તનતોડ મહેનત કરી રહ્યા છે. આ સ્થળે એટલી સૂચના કરવી આવશ્યક કરે છે કે આવા ઉત્સાહી પાંજરાપોળના—વ્યવસ્થાપકોએ સશક્ત અને અશક્ત એવા બે વિભાગમાં ઢોરોને છુટાં પાડી તેમની તેવા રૂપમાં બરદાસ્ત લેવાનો પ્રયત્ન કરશે તો વિશેષ લાભ થશે. કેમકે સશક્ત ઢોરની સહજ વિશેષ કાળજીથી સંભાળ લેવાતાં તેમને જો ખેતીના ઉપયોગ માટે ભવિષ્યમાં વેચવામાં આવે તો ગુજરાતને તેઓ અસાધારણ લાભકારક થઇ શકે. હાલમાં એવી કેટલીક પાંજરાપોળો છે કે જેના વ્યવસ્થાપકોનો એવોજ મત બંધાઇ રહેલો હોય છે કે સશક્ત ઢોરને વેચવાંજ નહિ. આવા વ્યવસ્થાપકોએ અર્થશાસ્ત્રની દૃષ્ટિ ( Economic Eye) થી આ બાબતમાં ઉંડો વિચાર કરવાની જરૂર રહે છે. જો તેમ કરવામાં નથી આવતું તો પરિણામે તે પાંજરાપોળ જે મોટી સંખ્યામાં ઢોરનો બચાવ [illegible] સંભવોવાળી હોય છે તેમાં અમુક સંખ્યાજ રાખવાની ફરજ આવી પડે છે અ[illegible] તે[illegible] થી જોઈએ તેવી સભાળ ભાગ્યેજ



The late R B Krishnalal O and Dr J K Bhatt Veterinary Inspector N D

Organ z ng the Cattle K tchen No II MAKTAMPUR

Photo by Kanetkar & Co Ahmedabad

The Lakshmi Art — Bombay

આપવા માંડી અને હાલ સુધીમાં દુષ્કાળવાળા ભાગમાં સખ્યાબંધ કુવા કે જેને ખેડુત વર્ગ " અડસઠીયા " નામથી કહે છે તે જોવામાં આવશે આ ઉપરાંત વળી તગાવીનું ઘાસ આપવામાં કોઇ પણ જાતની ન્યૂનતાને રાખવામાં આવી નથી, દાખલા તરીકે માત્ર એટલું જ અત્ર જણાવીશું કે વીરમગામ તાલુકા એકલામાં જ કે જ્યાં ઘાસચારાની તંગી વિશેષ છે ત્યાં નામદાર અંગ્રેજ સરકારે લગભગ દોઢ કરોડ રતલ ઘાસ અત્યાર સુધીમાં આપેલું છે.

મુંબઇનું સેન્ટ્રલ ફેમીન ફંડ ( Central Famine Fund ) વાડીયા ચેરીટી ફંડ ( Wadia Charity Fund ) શેરીફનું પસાફંડ અને સાંજ વર્તમાનનું બે આનાનું ફંડ ઇત્યાદિ સંસ્થાઓ પ્રશંસાપાત્ર કાર્ય આ બાબતમાં બજાવે છે, તેથી અન્ય અનેક ધાર્મિક સજ્જનોએ, રાજા રજવાડાઓએ તથા દેશભકતોએ તેમનાં દૃષ્ટાંત લેવાં જોઇએ.

નામદાર અંગ્રેજ સરકારનો વિશેષ પ્રયત્ન હજી ચાલુજ છે અને તેના કેટલાક દાખલાઓ આ સ્થળે આપવાની ખાસ આવશ્યકતા છે.

અમદાવાદ જીલ્લામાંથી લગભગ છ થી સાત હજાર ઢોર ડાંગનાં જંગલમાં અને બારથી તેર હજાર ઢોર ગીરનાર જંગલમાં તગાવીની રીત પ્રમાણે મોકલવામાં આવ્યાં છે. વળી તે ઉપરાંત અમદાવાદના હાલના કલેકટર મી. પેન્ટર ( Painter ) સાહેબે કેટલ કીચન Cattle Kitchen ( ઢોરને ખવડાવાની જગા ) ની યોજના કરીને અમલમાં મુકી છે. આ બાબતનો કેટલેક રસમય હેવાલ વાચક વર્ગની ખાસ જાણ માટે અત્ર પ્રકટ કરવામાં આવે છે.

અમદાવાદ જીલ્લાના ૭ તાલુકા છે અને દરેક તાલુકા માટે એક કેટલ કીચન–Cattle Kitchen એમ ૭ ઢોરોને ખવડાવવાની જગ્યાઓ સાબરમતી નદીને કિનારે અમદાવાદ શહેરથી પાંચ માઇલના વિસ્તારની અંદર ગખવામાં આવેલી છે. રા. બા. કૃષ્ણલાલ ઓચ્છવરામ તથા ડૉ. જગન્નાથ કેશવરામ ભટની તે ઉપર ખાસ દેખરેખ સ્થપાએલી છે. રા. બા. કૃષ્ણલાલના એકાએક ખેદજનક સ્વર્ગવાસથી તેમને બદલે મી સંત કાર્યવ્યવસ્થામાં ભાગ લે છે તથા હિસાબી કામ ઉપર પણ દેખરેખ રાખે છે.

જે શ્રી આઠ વર્ષ સુધીના બળદ, ગાય, વાછરડા, વાછરડી તથા ભેંસલાને પસંદ કરી આ કીચનોમાં રાખવામાં આવે છે. દરેક કીચનનું રજીસ્ટર રાખવામાં આવે છે અને તેમાંના દરેક ઢોરને કીચનનો નંબર પાડવામાં આવે છે. નહિ સાચવી શકે તેવા ખેડુત, રબારી કે ભરવાડનાં જે ઢોર દાખલ કરેલાં છે તેમની સભાળ માલિક અથવા તેમના ચાકરો તરફથી લેવામાં આવે છે.

સવારના સાત વાગે અને સાંજના પાંચ વાગે જોઇએ તેટલું ઘાસ આપવાની સગવડ ગોઠવવામાં આવી છે; આ ઘાસ મોટી ઘમાણોમાં નંખાય છે. સાધારણ કસરત મળે માટે સાબરમતી નદીનું પાણી બે વખત પીવા જવાની ગોઠવણ પણ ખાસ રાખવામાં આવેલી છે.

કેટલ કીચન નં. ૧ નો ખ્લોક જોવાથી આ યોજનાનો કેટલેક અંશે વાચક વર્ગને ખ્યાલ આવી શકશે. ઉત્સાહ પૂર્ણ ( Enthusiastic ) હૃદય સંપન્ન મી. અનેબીસીસ

પેન્ટર ( Mr. and Mrs. Painter ) ખાસ જાતેજ ખંત ( Zeal) થી મુંગા પ્રાણીઓની દેખરેખ લેતાં જોડેલાં આ ચિત્રમાં દષ્ટિએ પડશે.

તેમની સંમતિથી નક્કી થયેલી યોજના પ્રમાણે દરેક ઢોરને એકથી બે શેર સુધી કપાસીયા, તુવર, મગ, અડદ, ગવાર, ખોળ વગેરે દરરોજ મીઠું નાખી આપવામાં આવે છે. ઢોરને ચાટવા સારૂ સીંધાલુણના કકડા પણ મુકવામાં આવે છે તથા ધમાણમાં નાખેલા ઘાસ ઉપર પણ મીઠાનું પાણી છાંટવામાં આવે છે.

આ વ્યવસ્થા ઉપરાંત જગ્યાની છુટ રહે તે માટે દરેક કીચનને ફરતો મોટો કંપાઉન્ડ (Compound ) કરવામાં આવેલો છે અને તે માટે મે. પેન્ટર ( Painter ) સાહેબના ખાસ પ્રયાસથી પંચમહાલના જંગલમાંથી નામદાર (Government) સરકારે વળીઓ તથા વાંસ મફત આપેલા છે. ઢોરની સંભાળ લેનાર માણસો માટે યોગ્ય સ્થળે કાચાં છાપરાં પણ ઉભાં કરવામાં આવેલાં છે.

કેટલ કીચન નં. ૨ ના બ્લોકથી આ બાબતનો ચિતાર કંઇક વધુ આકર્ષક રીતે વાંચનારના જોવામાં આવી શકશે. આ ચિત્રમાં રા. બા. કૃષ્ણલાલ અને ડૉ. જ. કે. ભટ આ સંબંધની કાર્યવ્યવસ્થાના વિચારમાં ઉભેલા દેખાશે.

દરેક કીચને ઘાસ, કડબ, દાણો, મીઠું, વગેરે પુરતા જથામાં અને નિયમિતપણે ગોઠવી રખાય છે કે નહિ તેની આ વ્યવસ્થાપકો તરફથી ખાસ તપાસ કરવાનો રીવાજ છે. વળી ગરીબોના લાભ માટે ખાસ એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે તેમનાં રાખેલાં ઢોરને વરસાદ વખતે એટલે તા. ૩૦ મી જુનના અરસામાં સાચવીને પાછાં સોંપી દેવાં, અને આ સાચવણી બદલ માલિક પાસેથી કાંઇ પણ લેવું નહિ. ૭ કેટલ-કીચન મળીને પાંચ હજાર ઢોર રાખવાનાં છે અને હાલમાં લગભગ ૪૭૦૦ ( સુડતાલીસસેં ) ઢોર થએલાં છે અને થોડાજ સમયમાં સંખ્યા પુરી થઇ જવાની સંપૂર્ણ વકી છે.

દરેક કીચનમાં કેટલાં ઢોર રાખવાં તે મી. પેન્ટર (Painter ) સાહેબે ડૉ. ભટને સૂચવેલું છે તે ઉપરથી હવે સંખ્યાના નિયમને લીધે દહેગામ, સાણંદ, ધોળકા, પ્રાંતિજ અને મોડાસા તાલુકાનાં કીચનની સંખ્યા પુરી થવાથી તે તાલુકાનાં વધુ ઢોર દાખલ થઇ શકતાં નથી. આથી હજારો ઢોર જે તેના ધણીઓ લઇ આવે છે તેઓને નિરાશ થઇ નિશ્વાસ નાખતા પાછા ફરવાની ફરજ પડે છે.

## મુંબઇના નામદાર ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક.

## ( *H. E. SIR GEORGE CLARKE.* )

નામદાર ગવર્નર સાહેબે તા ૯ મી ફેબ્રુઆરીને દિવસે કેટલ-કીચનની ખાસ મુલાકાત લીધી હતી અને બારીકીથી સઘળી વ્યવસ્થાનું દિગ્દર્શન કરી તેમણે પોતાનો ઘણો સંતોષ અને દિલસોજી બતાવ્યાં હતાં. ખાસ કરીને કાર્ય વ્યવસ્થા ( Arrangement ) એમને ઘણી જ પસંદ પડી હતી.

"Thence they proceeded accompanied by Mr. Painter, the Collector, Messrs Lambert, Police Superintendent, and Alcock,

Assistant Collector to the Cattle Kitchen, at Mardampur. Rao Bahadurs Lalshanker, Tricamlal, Munsukhram received the Governor. *Their Excellencies inspected the grass kitchens and were highly pleased with the excellent arrangement* "

( *The Times of India* ).

( Mail edition )

નામદાર ગવર્નર સર જ્યોર્જ સીડનહામ ક્લાર્ક ( H. E. Sir George Sydenham Clarke ) નીચેના ચિત્રમાં કેટલ-કીચન નં-૨ માં તપાસ માટે ઉભેલા દેખાશે.

હવે આ કેટલ-કીચનની યોજનાની પૈસાની મદદ ( Financial help ) સંબંધમાં કેટલુંક આભાર પૂર્વક વિવેચન કરવું અત્ર જરૂરનું છે.

**અમદાવાદમાં મે. પેન્ટર સાહેબે જ્યારે** *કીચનની યોજના રજુ કરી હતી ત્યારે* **રૂપીયા દશ હજાર ભરાયા હતા અને તે ફંડ હાલ રૂ પાંત્રીસ હજાર સુધીનું થયું છે.**

**મુંબઇ-સેન્ટ્રલ-ફેમીનફંડ ( Bombay Central Famine Fund ) તરફથી રૂ. બાર હજાર પાંચસો તથા વાડીયા બિક્વેસ્ટ ( Wadia Bequest ) તરફથી બાર લાખ રતલ ઘાસ અને દશ લાખ રતલ કડબ આપવામાં આવેલી છે.**

તા. ૧૦ મી એપ્રીલે ઉત્તર વિભાગના કમીશનર ( Northern Division Commissioner ) મે. બેરો ( Barrow ) સાહેબના પ્રમુખપણા નીચે એક જાહેર સભામાં મે. પેન્ટર ( Painter ) સાહેબે કેટલ-કીચનનો હેવાલ રજુ કર્યો હતો અને તે અત્યંત સંતોષકારક લેખવામાં આવ્યો હતો **હવે ચોમાસા સુધીના નિભાવ અર્થે રૂ. ૧૪૦૦૦ ચૌદ હજારની વધુ જરૂર જણાવવામાં આવી હતી.**

આપણા દેશના અનેક દયાળુ શ્રીમતો અને સદ્‌ગૃહસ્થો જેઓને આ ઢોરના સંરક્ષણ માટે હૃદયમાં પૂર્વોક્ત વર્ણન વાંચી મદદ કરવાનો યોગ થતો હોય તેવા ઉદાર ચરિત મહાશયોને મારે અથવા જુજ રકમ **અમદાવાદ-કેટલ-રીલીફ ફંડના** વગેરેદ છતાં દેશહિતેચ્છુ અને પ્રજા ઉપકારક સેક્રેટરી શ્રીયુત **લાલશંકર ઉમીયાશંકર** તરફ મોકલવાની વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. નિઃસંશયપણે અત્ર જણાવવામાં આવે છે કે કેટલ-કીચનનો અખતરો સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડવાનો સર્વને દૃઢ વિશ્વાસ બેસી ગયો છે, અને એની શાખની તરીકે અમદાવાદના કેટલ—કીચન ઉપરથી ખેડા અને પંચમહાલ જીલ્લાઓમાં પણ કીચન ઉઘાડવાનું ઠરાવવામાં આવ્યું છે.

આ સાથે જે ચોથું ચિત્ર છે તે કેટલ—કીચન નં. ૩ નો ફોટો છે જે ઉપરથી **ખાસ કરીને ઓ. સર રીચર્ડ લેમ્બ** ( Hon. Sir Richard Lamb ) ની મુલાકાતનું ભાન થશે.

**ઓ. સર રીચર્ડ લેમ્બ, ઉત્તર** વિભાગના કમીશનર મે. બેરો સાહેબ, કર્નલ **મોરવેજ,** સીવીલ વેટીરીનરી ડીપાર્ટમેન્ટના સુપ્રિન્ટેન્ડન્ટ મી. સ્માર્ટ સાહેબ, ડાયરેક્ટર

ઓર્ એમીકલ્ચર, મી મેઈન ડેપ્યુટી ડાઈરેકટર આદિ અધિકારીઓએ અમદાવાદનાં ડેમસ્ટ્રેશન જોઈ તેની વ્યવસ્થા સંબંધમાં બારીક તપાસ કરી પોતાનો સંતોષ જાહેર કરેલો છે.

જ્યારે નામદાર સરકાર તથા તેમનું અધિકારીમંડળ આટલી ખંતથી આપણાં ઢોર માટે હિતચિંતક બનાસી પ્રયત્નો કરે છે ત્યારે આપણે ભારતસંતાનો શું ઘરમાં બેસી વાતોના ફડાકાથી કે સ્વાર્થ સુખની લાલસાથી આપણા જ દેશની લક્ષ્મીને આવી નિર્દય રીતે કુશળના પંજામાં જકડાતા દેખશું ? એક પાશ્ચિમાત્ય અનુભવી આર્ય બાંધવો માટે એમ કહે છે કે જ્યારે તેઓ એક કામમાં આવેશથી યોજનાને તત્પર થઈ જાય છે ત્યારે પોતાના સંપૂર્ણ ઉત્સાહ, પ્રયત્ન અને ખંતથી તેઓ તેમાં સાહસિક પગલાં ભરે છે જો આવો જુસ્સો ( Spirit ) આપણામાં છુપાઈ રહેલો છે તો તેને આવાં પરોપકારના દેશોદ્ધારક કાર્યો માટે બહાર કાઢવાનું કયો દેશબંધુ પસંદ નહિ કરે ?

પ્રિય વાચક ! તમે શંકરમતના વેદાન્તી હો તો आत्मवत् सर्व भूतेषु એ સૂત્રનાં સિદ્ધાંતના આધારથી, તમે વૈષ્ણવ હો તો સાક્ષાત્ કૃષ્ણ ભગવાન કે જેમની પાસે ગાય રહે છે, જેઓ ' ગોપાલ ' એવી સંજ્ઞાને ધારણ કરે છે અને ગોવર્ધનની તળેટીમાં ઢોરનું રક્ષણ કરી જગતને મુંગા પ્રાણીઓને સાહાય્ય આપવાનો પ્રત્યક્ષ બોધ આપે છે તેમના પ્રતિના ભક્તિભાવથી, તમે શિવમાર્ગી હો તો શંકરના વાહન પોઠીઆની જાતિના ઉદ્ધાર પોષણની ખાતર, તમે જૈન હો તો अहिंसा परमो धर्म એ સિદ્ધાંતના પાલન માટે, તમે શાક્ત હો તો શક્તિ જે વડે તુષ્ટ થાય છે તેવાં પ્રાણીઓને અચાનક મોતના પંજામાંથી છોડાવવા માટે, તમે વેદધર્મને માનનાર હો તો સાક્ષાત્ ઋગ્વેદમાં આવતી દેવપ્રતિની ઋષીઓ તથા યજમાનોની પોતાનાં ઢોરનું રક્ષણ કરવાની પ્રાર્થનામય ઋચાઓના પાલનને અર્થે, તમે મુસલમાન ધર્મના હો તો તમારા દેશને પાયમાલ કરનાર મનુષ્યમાં સપડાએલાં ઢોરના બચાવથી ખુદાની રહમ મેળવવા ખાતર, તમે ખ્રિસ્તી ધર્મ પાળનાર ( Christian ) હોતો બાઇબલ ( Bible ) ના ' Love thy neighbour as thyself ' ( તારી પોતાની જાતની પેઠે તારા નિકટ વર્તીમાં પ્રેમને સ્થાપ ) એવા આદેશના માનને અંગે, તમે દેશભક્ત હો તો તમારી Own Native Land—સ્વકીય જન્મભૂમિના રક્ષણની રૂએ અને છેવટે તમે મનુષ્ય પ્રાણી હો તો માત્ર મનુષ્યત્વની લાગણી ( Feeling of Humanity ) ની ખાતર-આ અવાચક પ્રાણીઓના રક્ષણ માટે આ ક્ષણેજ વેગવાળા થાઓ અને મદદ કરો.

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि वै तथा ।
आत्मौपम्येन मंतव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥ ( अनुशासन पर्व. )

**અર્થ**—પોતાના પ્રાણ જેમ પોતાને પ્રિય છે, તેમ પ્રાણીઓને પણ પ્રિય હશે, એમ પોતાની ઉપમા વડે બુદ્ધિમાન જ્ઞાનીઓએ વિચારવું. )

---

ॐ

# શાશ્વત યુવાની શાથી રહે ?

( લેખક—ફતેહચંદ કપુરચંદ લાલન )

શામાટે વૃદ્ધત્વપર ઉતરી પડવું જોઇએ ? એ ઉતરાણજ મુકી દેવું અને શુભવર્તન રાખો એટલે તમે યુવાનીને માર્ગેજ નિરંતર દેખાશો. મિસસ–એગેની જે સમ્યક્ વિચાર અને સમ્યક્ આચાર નામના ( Right thinking-Right Living cult ) ધર્મ માર્ગના પ્રમુખ છે તેમના સઘળા વક્તવ્યનો સારાંશ આ શબ્દોમાં સમાવેશ પામે છે.

આ વિદુષી વિખ્યાત બાઈ પોતાનો આ માર્ગ સમજાવવાને દુનિયામાં મુસાફરી કરવાને અમેરિકાથી નીકળ્યાં છે. અને હાલ પારિસમાં પોતાના ભાષણોદ્વારા પોતાના વ્યાવહારિક ( Practical ) માર્ગના જીવતા દાખલા દેખાડે છે.

આ બાઈ એમ કહે છે કે, પ્રત્યેક મનુષ્ય જે કોઈ કામ કરવા ઇચ્છે છે, તે કામ કરવાની તેનામાં શક્તિ હોય છેજ. એ શક્તિઓનું સ્થાન અંતરાત્મા ( Subconscious state ) છે તેમાં સ્થિર થઇ પછી તેનો વિકાસ એવે પ્રકારે કરવો જોઇએ કે જેવો એક ધનુષ્યધરને કરવો પડે છે–જેમ એક ધનુષ્યધર ( શિકારી ) પોતાના પ્રત્યેક સ્નાયુને અંતરની લાગણીથી કેળવે છે તોજ તે પોતાની નેમમાં પાર પડે છે, તેમ મનુષ્યે અંતરાત્મામાં રહી પોતાની નેમને સિદ્ધ કરવાને પોતાના મનની પ્રત્યેક શક્તિઓને ( Faculties ) કેળવવી જોઈએ. જો મનને શુભ વિચાર કરવાની ટેવ પાડી, તો આચાર તેની મેળે શુભ જ થવા લાગશે. એક શુભ વિચાર અને તેને અનુકૂળ આચાર થયો કે મનને અંતરાત્મા બીજા પણ તેવાજ અનેક શુભ–વિચાર–આચાર કરાવશે. આ પ્રકારે શુભ વિચાર મજબુત થયા કે સુખો તેમની તરફ દોડતાં જેમ અમોને આવી મળે છે તેમ તમોને પણ મળશે, આટલું જ નહિ પણ પ્રત્યેક વર્ષે વૃદ્ધપણાપરના નીચાં પ્રવાહ તરફ ધસડાઈ જવાના કરતાં યુવાનીના શારીરિક લાભનાપર પ્રત્યક્ષ લાભ પામશે,

વળી આ બાઇ પોતાના આ ઉપયુક્ત વ્યાવહારિક વિચારની પુષ્ટિમાં પ્રોફેસર મેકનિકોફ નામના ઘણા વિખ્યાત વિદ્વાનની સાક્ષી આપે છે. જ્યારે શરીરનો એકેએક અણુ પ્રત્યેક વર્ષે બદલાય છે, અને એ બદલવાનો આધાર અંતરાત્માના વિચારો પર છે, તો પછી પ્રત્યેક વર્ષે નિયમિત ફેરવવાના આ અણુઓને ભલા વિચાર અને ભલા આચારથી ભલા–સુંદર યુવાનીવાળા આકારમાં પ્રત્યેક પુરૂષ કે સ્ત્રી શા માટે ન ગોઠવાય ? આ પ્રમાણે વર્તતાં હમેશની યુવાની પ્રાપ્ત કરી શકાય છે.

ધર્મના માનનારાઓ, ક્રિશ્ચિયન સાયન્સના કરોડો અનુયાયીઓ આ વિદુષી બાઇના નવા ધર્મ-માર્ગના નવા વિચારોનું ધ્યાનપૂર્વક શ્રવણ કરે છે આ માર્ગનો યુરોપમાં પણ પ્રસાર કરવા માટે પારિસમાં એક વગદાર કમિટીનું સ્થાપન કરવામાં આવ્યું છે અને સઘળાં ચિન્હો એવાં જણાય છે કે મનુષ્ય જાતને તાત્કાલિક લાભ આપનાર આ ઉપકારક સરથા-બાહારી ધર્મ, " સેલવેશન આરમી અને થિઓસોફીની પેઠે ઘણી ઝડપથી વૃદ્ધિ પામશે '

જેમ જૂના નગરો, જૂના દેશો, જૂના ઉદ્યોગ, જૂના રીવાજો, જૂની જાતો નાતોનો તદ્દન નાશ થઇ તેઓનાં નામ નીશાન પણ નથી રહ્યાં અને તેમનું સ્થાન નવાં નગરો, નવા દેશો નવા ઉદ્યોગો, નવીન કળાઓ, નવિન જાતો અને નવીન રીવાજોએ હાલે રેલવેની ઝડપે અમેરિકામા યુરોપમાં લેવા માંડ્યુ છે, તેમ જૂના ધર્મોનું, જૂના સંપ્રદાયોનું સ્થાન પણ નવા ધર્મો અને નવા સંપ્રદાયોએ લેવા માંડ્યુ છે

જ્યારે એક તરફ જૂનાનું સ્થાન નવાએ લેવા માંડ્યુ છે અને તે પણ જેમ શરીરના જૂના અણુઓનું સ્થાન નવા અણુઓ પ્રત્યેક વર્ષ લે છે, તેમ કેટલાક ધર્મો અને માર્ગો એતો જૂનાનું રૂપાંતરજ હોય તેવા લાગે છે તથાપિ દેશકાળ અને મનુષ્યની શુભ રૂચિને અનુકુળ નવા તત્વો તેમાં ઉમેરાયલા માલમ પડે છે જૂના ધર્મ અને માર્ગો કે સંપ્રદાયો જે જમાના સાથે આગળ વધતા નથી, અને જૂનાના વખાણમાંજ પોતાની સઘળી મનોવૃતિને પ્રતોષ આપે છે, તે નાશ ભણી દોડતા માલુમ પડે છે આજે કોઇ પણ ધર્મ એવો નથી કે જે તેની મૂળ સ્થિતિમાં હોય પરંતુ તેમાં દેશકાળે ઘણા ફેરફાર કર્યા છે અને કરશે જેમ શરીરના અણુઓ અન્યાઇ શરીર-આકૃતિ નવું રૂપ ધરે છે, તેમ ધર્મ વિચારના અણુઓ ફરી નવા રૂપો ધારણ કરે છે સિદ્ધાંતો ( Principles ) તે છતાં ફરતા નથી પરંતુ (Dogmas) મતો ફરતા માલુમ પડે છે અને જે આ એક નવીન માર્ગ જીવતો પૂરાવો છે-દાખલો તમારી પાસે ઉભો છે, આજે તે મનુષ્યને હમેશાં દેવોની પેઠે યુવાન રાખવાનો દૈવી સંદેશો આપે છે અને અશુભ વિચારને સર્વથા તિલાંજલિ દઇ, શુભ વિચારમાંજ રમવા બોધે છે

આટલું તો સર્વ કોઇ સમજે છે કે આપણા પૂર્વના વિચારનું પરિણામ વર્તમાન સ્થિતિ છે અને વર્તમાન વિચારોનું પરિણામ ભવિષ્યની સ્થિતિ છે માત્ર ભવાંતરે, કાલાંતરે, દીર્ઘ કાળે પૂર્વ પરિણામ પામતું હતું, તે સત્વર લાવવાને દ્રઢતર મનોબળનો ઉપયોગ કરવો ઘટે તો આ શાશ્વત યુવાનીના પ્રયોગમાં પણ દેખાઇની અશક્યતા છોડી શકયતા વાપરો

# " पेली चांद्रिका "

( શ્રીયુત રામરાય મોહનરાય—સુરત. )

અરે રજની રજની, શીળી શી કાન્તી તારી;
ભવ્ય નીતિ ધારીને, તું તેજને સંહારતી.
પેલી મારી મૃદુલા 'શી ચંદ્રકળા છાઈ રહી !
હૃદયને હર્ષીત કરી, તારાઓને લજાવતી.
વિંધ્યા જેવાં ગિરિશીખર, ઊપર બેસી ચળકતી;
શરમાળ કરી સુંદર સરીતા, સપાટી કંપાવતી.
મહારૂપીના મઠમાં, તુજ કીરણો તું નાંખતી;
કૃતઘ્નીની જાળપર, તુજ તેજ તું પ્રકાશતી.
પ્રેમી જોડું જ્યાં વસે, મીઠી વાર્તા વિનોદ કરે;
મૃદુ હસ્ત કોટે નાંખીને, પ્રિય આલિંગન જ્યાં લીયે,
તેવે સ્થળે જ્યાં ચક્ષુઓ, કાઇક ચમત્કાર કરી રહે;
ત્યાં પણ પ્રિય ચંદ્રિકા, તું પ્રેમીને કામણ કરે.
પ્રેમી પ્રિયાને હાસ્ય લઈ, કાંઇક ક્યાં[1] ચુમી લીયે;
'પ્રીતિ પુષ્પ' તું ખળકાવીને અહોનિષ અરે ચુંબન લીયે.
ઊગ્ર સાગર માંહી તું, ભભક મારીને વસે;
સરોવર તટે પ્રિય હોડકી, ત્યાં પણ તું વરસી રહે
એવી શીતળ ચંદ્રિકા, તુજ સુખ શાતી મલકાવતી;
મમ જેવા કીંતુ પ્રેમીને, વિંચારવમળમાં નાંખતી."

---

૧ (Sometimes cheeks)

# हितोक्तिमाला.

( શ્રીયુત ગોવર્ધન ઈ. પટેલ. બી. એ. મુંબઈ. )

" હિતકર આ વચન વદુ વીર, તે અંતર ધારજો,
સમજી મન વાણી ક્રિયામાંહિ, ઉત્સાહે ઉતારજો " (છો૦)

## પ્રાસ્તાવિક કથન.

" હિતોક્તિઓ " એ નામનો બાવીસ બોધક સૂત્રોનો બનેલો લેખ ગયા વર્ષના મહાકાલના શ્રાવણ માસના અંકમાં શ્રીમન્ માસ્તર સાહેબે પ્રકટ કર્યો હતો. અન્ય સર્વ લેખોનું અવલોકન કરતાં કરતાં આ લેખઉપર કોઇ વિલક્ષણ યોગથી વૃત્તિ વધારે સ્થિર થઇ; જેથી તે બાવીસ વાક્યોનો સૂક્ષ્મ દૃષ્ટિથી ઉંડો વિચાર કરવા માંડ્યો. આ સૂત્રોની ભાષા, શૈલિ તથા બલવાન્ વિચારો અત્યંત અસરકારક જણાયા. પ્રથમ અવલોકનથી એમ સમજાયું કે આ વિવિધ સૂત્રો જીવનના માર્ગદર્શક સ્થંભો ( Sign-posts ) છે, અને તે ઉપરની સૂચનાઓનું જો પાલન કરવામાં આવે તો જીવનનો પ્રવાસ સુખમયજ અનુભવાય. દ્વિતીય અવલોકનના અંતમાં એવું ભાન થયું કે પ્રત્યેક સૂત્ર પારિજાતકના પુષ્પની સુગંધથી આત્માને આનંદમય કરી મુકે છે. બાવીસ કુસુમોની માલાથી પવિત્ર થયેલો ...મા શ્રીજા અવલોકનમાં અંતરાત્મામાં પોતાનું અભિમાન ભૂલી ગયો અને રસમય તત્વ જાણે ઓતપ્રોત થઇ ગયો.

આ અનુભવ પછી કેટલાક અઠવાડીયાં પસાર થઇ ગયાં. આશ્વિન માસ લગભગ પુરો થવા આવ્યો. ધનત્રયોદશીનો શ્રીમન્ માસ્તર સાહેબનો જન્મોત્સવ નજીક આવી પહોંચ્યો. આ પ્રસંગે તેઓશ્રીનો નિવાસ વીરમગામમાં સાધકબંધુ શ્રીયુત કેશવલાલભાઇની વાડીના આશ્રમમાં હતો. દર્શનાતુરવૃત્તિ આ સીલ્વરજ્યુબિલી જેવા મહાન્ પ્રસંગનો લાભ લેવા વિશેષ અધીરી થતાં, મુંબઇથી તેજ દિવસે આ પુણ્યક્ષેત્રમાં આવવું થયું. પુજ્ય અતિથિવર્ય તથા સન્મિત્રોના સહવાસનો આનંદ લેતાં બે રાત્રિ પુરી થઇ. દીપોત્સવીના સાયંકાલે અતિથિઓનું પુનઃ પ્રયાણ થતાં ગ્લાનિ પામેલી વૃત્તિએ ત્રીજી રાત્રિ અદ્ભુત અનુભવમય વિચારોના વાતાવરણમાં વ્યતીત કરી. નૂતન વર્ષના મંગલકર દિવસે અનેક સદ્વિચારોથી શ્રીમને પોતાનું હાર્દ વિસ્પષ્ટ કર્યું.

જેમ વિમાનના સાધનવાળો કોઇ પુરુષ પોતાના ઉત્સુક અભ્યાસકને થોડાજ સમયમાં ઉચ્ચ ગિરિના શિખરે સ્થિતિ કરાવી, તેને ચારે બાજુના દેખાવો ( Scenery )નું દિગ્દર્શન કરાવે, તેમ અલ્પકાળમાં તેમના દ્વારા અનેક અપૂર્વ વિચારચિત્રપટોનું દર્શન અનુભવાયું, વિવિધ ચર્ચાવાર્તાના પ્રસંગોમાં हितोक्तिओ સંબંધનો જામેલો વૃત્તિનો આંતર ઉદ્ગાર નીચેના ભાવમાં બહાર પડ્યો.

" हितोक्तिओनां વાક્યો એવાં તો ઘન ( Condensed ) વિચાર ( thought ) વાળાં છે કે પ્રત્યેક વાક્ય એક એક સ્વતંત્ર વિષયના મથાળા ( Heading ) રૂપે થાય તેમ છે. આ વાક્યોના મુદ્દાઓનો જરા ઉંડો વિચાર કરી શ્રી ભક્ત માટે તેટલા વિષયો લખી કાઢવા વૃત્તિમાં વેગ સ્ફુરે છે. "

વિદ્યાર્થી વર્ગની ખિલતી શક્તિઓનો ઉત્સાહયુક્ત વચનોથી વિકાસ કરવો એજ જેમના જીવનનો સિદ્ધાંત ( motto ) હતો એવા તેઓશ્રીએ તત્કાળ આ ઉદ્ગાર ઉપર પ્રેમવૃષ્ટિમય અનુગ્રહનું સિંચન કર્યું. સમય જતાં પૂર્વોક્ત પોષણથી ફળપ્રદ થયેલા આ સંસ્કારો આ લેખદ્વારા પોતાના પરિપાકને પ્રદર્શિત કરે તો તેમાં આશ્ચર્ય ધરવા જેવું કંઇ નથી.

વિષયનો આરંભ કરતા પહેલાં "હિતોક્તિ' શબ્દની શ્રીમન્ કેટલી રહસ્યમય અર્થ-મર્યાદા બાંધે છે તે ઉપર દૃષ્ટિ નાખવાની પ્રથમ જરૂર રહે છે.

" प्रिय हितकर वाणी यथार्थ, सतत उच्चरवी रे,
सत्य अंगतुं ए लही हार्द, असन्मति हरवी रे,
तव लगी ना मानो मन, सत्य सधायुं रे,
जब लगी ना निज वचन, अमोघ जणायुं रे।"

પ્રેરક ( Positive ) સત્ય અને ગ્રાહક ( Negative ) પ્રેમ એ બંનેના સંમેલનથી હિતનો ઉદય થાય છે. હિત અથવા કલ્યાણની પ્રાપ્તિ માટે સુખેચ્છકે ગમે તેવા વિકટ પ્રસંગોમાં સત્ય અને પ્રેમનો અનાદર કરવો ઉચિત નથી. સત્યને વચન અર્થાત્ વાણી સાથે નિકટ સંબંધ છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં પણ सत्यं वद એવી આજ્ઞા કરી છે; વળી સામાન્ય લોકોક્તિમાં પણ " સાચું બોલવું " એમ કહેવામાં આવે છે. શ્રીમન્ પોતેજ એક પદમાં કહે છે કે:—

" તમે સાચું બોલો મારા ભાઈ રે,
સત્ય તપ તો આ વિશ્વે ગણાતું મોટું,
વદશો ન ખોટું', માટે કહું રે— "

વળી सत्यं वाचः प्रतिष्ठा । सत्ये सर्वं प्रतिष्ठितं । ( तैत्तिरीयारण्यक० ) વગેરે વચનોથી એમ સ્પષ્ટ થાય છે કે વાણી એ સત્યને પ્રકટ થવાનું સાધન ( Medium છે અર્થાત્ વાણી એ સત્યનું સ્થૂલ શરીર છે, સત્ય પોતે તે શરીરનો આત્મા છે અને પ્રેમ તે શરીરનું મન છે. આ ત્રિપુટીની પરસ્પરની ( harmony ) એકતામાંજ અંતિમ પ્રાપ્તવ્ય અર્થાત્ મોક્ષનું ફળ રહેલું છે. હવે વાણી અને उक्ति એ સમાન અર્થ-સૂચક છે, જેથી એમ સિદ્ધ થાય છે કે उक्तिરૂપી સાધનદ્વારા, हितરુપી સત્ય અને પ્રેમ પરિવેષ્ટિત અદિલનોનો આવિષ્કાર થાય છે.

"हितोक्ति" શબ્દની આવી વિસ્તાર વાળી મર્યાદાને લક્ષમાં લઇ જો આપણે અનુભવના માર્ગમાં આગળ વધીશું તો શબ્દબ્રહ્મના દ્વારને ખોલી અનર્ગળ સુખસંપત્તિ મેળવવા ભાગ્યશાળી થઈશું.

પરમાત્મા આપણને આવો ભાગ્યોદય થવાનો સુયોગ સત્વર પ્રાપ્ત કરાવો એજ તેમના પ્રતિ સહૃદય અભ્યર્થના.

હિતોક્તિમાલાનાં એક પછી એક અનુક્રમ વાર કુસુમો ઉપર વૃત્તિને એકાગ્ર કરી તેમના પરિમલને આત્મબંધુઓમાં પ્રસારવા હવે પછીના લેખોમાં પ્રયત્ન થશે.

આ કથનના અંતમાં શ્રી વિશ્વવંદ્યતત્વની નીચેની ઉક્તિ-માલાથી અભ્યર્થના કરી વિરમવામાં આવે છે.

" મન મતિની ઉંચી ઉંચી, કરજો કળા પ્રતિદિન,
વિકસાવી માનસ શક્તિઓ, આ મગજની ભિન્ન ભિન્ન;
આજ પ્રકટ જે છે અને, જે અપ્રકટ છે હાલ,
તે સર્વ આપ પ્રભાસમી, કરજોજ ઝાકઝમાળ;
વિદ્યાત્મિકા વિદ્યા કળા, જનહિતકારી અનેક,
પ્રકટાવી વિવિધ શક્તિમાં, દાખો કરુણોદ્રેક—
હે ઇશ ! મનમતિ શરીરમાં, યાચું કરો આ વાર,
મહા આપના ઐશ્વર્યનો, અદ્દ્ભુત આવિષ્કાર. "

---

# बुकर टी वॉशिंगटन.

( ગયા અંકથી ચાલુ. )

( શ્રીયુત કે. એચ. વકીલ. બી. એ. આર્યમઠ, સાંટાક્રુઝ. )

મનુષ્યનું જીવન ન્હાના બનાવોથી ગુંથાયું છે—ઘડાયું છે. અલ્પ જણાતા બનાવોએજ બુકર ટી વૉશીંગટનનું જીવન ઘડી પવિત્ર બનાવ્યું. બુકર ટી વૉશીંગટનની કેળવણીનો પાયો નંખાતો આપણે ગયા અંકમાં જોયો, હવે એ આગળ કેમ વધ્યો તે જોઇશું. એ લખે છે કે " થોડા વર્ષ મીઠાની ભઠ્ઠીપર કામ કર્યો પછી મ્હને કોલસાની ખાણમાં કામ કરવાનો વારો આવ્યો. કોલસાની ખાણનું નામ સાંભળી હું હમેશ ધ્રુજતો. અતીશય ન્હાની કુમળી વયના છોકરાઓને ત્યાં અંધારામાં કામ કરવું પડતું હતું. અને ઘણા તો પોતાનું આયુષ્ય ત્યાંજ ખુટાડતા. એવી જગ્યાએ કેળવણીનો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો થતો. આવી કેદીના જેવી મ્હારી સ્થિતિ હોવાને લીધે હું ગોરા છોકરાઓની સ્વતંત્રતાની અદેખાઇ કરતો હતો, કારણ કે તેની અભિલાષાની ગતિ રોકનાર કોઈ હતું નહિ. પણ હું જેમ મ્હોટો થતો ગયો તેમ મ્હારી ભૂલ મેં જોઇ અને ગોરા છોકરાઓની અદેખાઇ કરવાનું મ્હેં મુકી દીધું. કારણ કે મ્હારી ખાત્રી થઇ કે અનેક મુશ્કેલીઓ હઠાવવામાંજ મનુષ્યવિજય સમાય છે અને કોઇ પણ પદવીએ પહોંચ્યાથી વિજય થયો એમ કહેવું ખોટું છે. એક દિવસ ખાણમાં બે મજુરો એક બીજા સાથે હમારે માટે તરતજ ઉઘાડેલી વરજીનીયાની શાળા વિષે વાત કરતા મ્હેં સાંભળ્યા. એ બે મજુરની વાતપરથી મ્હને જણાયું કે ગરીબ વિદ્યાર્થીઓને પણ ત્યાં દાખલ કરતા હતા અને પગાર બદલ તેની પાસે કામ લેતા હતા. હેમ્પટન નારમલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સટીટયુટમાં એકદમ દાખલ થવાનો મેં ઠરાવ કર્યો અને જો કે એ શાળા કઇ દિશામાં હતી અથવા હમારા ગામથી કેટલી દુર હતી તેનું મ્હને ભાન ન્હોતું, તોપણ ત્યાં જવાના સ્વપ્નામાં હું રાત્રીદિવસ તલ્લીન થઇ ગયો. કોલસાની ખાણની નોકરી જેને વિષે મ્હને પહેલેથીજ ધિક્કાર હતો તે મેં છોડી અને હું મીસીસ રફનરને ત્યાં ચાકરી રહ્યો.

મીસીસ રફનરનું નામ મીજાજી શેઠાણી તરીકે ગામમાં પ્રખ્યાત હતું અને એને ત્યાં

કોણ જાણે કેમ નોકરો બહુ ટકતા નહિ. હું પણ જ્યારે પહેલો એની પાસે ગયો ત્યારે ગભરાયો. થોડા દિવસ હું ત્યાં રહ્યો એટલે હું એનો સ્વભાવ સ્હમજી ગયો. મીસીસ રફનર ને અને મ્હારે એ પછી લડાઇ કરવાનું કારણ રહ્યું નહિ. મીસીસ રફનરને સર્વ સ્વચ્છ જોઇતું હતું અને અપ્રમાણિક અને કપટી માણુસોપર ત્હેને કંટાળો આવતો હતો. હું ત્યાં દહોડ વર્ષ રહ્યો અને તે અરસામાં હુંજ નીયમન, સ્વચ્છતા અને પ્રમાણિકપણાના પાઠ શીખ્યો. તે અગાડી જતાં મ્હને બહુ ઉપયોગી થઇ પડયા. મીસીસ રફનર ધીરે ધીરે મ્હારી સલાહકારક થઇ પડી અને મ્હારા કેળવણીના અભ્યાસમાં તેણે બનતી મદદ કરી એને ત્યાંજ મ્હારાં પહેલા પુસ્તકાલયનો જન્મ થયો. દેવદારના પાટીયાની પેટી તે મ્હારૂં પુસ્તકાલય થયું અને તેમ મ્હેં દરેક જાતના પુસ્તકોનો સંગ્રહ કરવા માંડયો. મીસીસ રફનરને ત્યાં નોકરીએ રહેવાથી મ્હારી હેમ્પટન જવાની યોજના ભુસાઇ ન્હોતી ગઇ. એ શાળામાં જવા માટે હવે મેં ખરેખરી તૈયારી કરવા માંડી.

હું કેળવણી લેવા એક ન્હાનું પોટલું લઇ દુર દેશમાં જવાનો છું, એવું જ્યારે મ્હારા બાંધવોએ સાંભળ્યું ત્યારે તે લોકોના હર્ષનો પાર રહ્યો નહિ અને જે લોકોએ પોતાનું આખું જીવન ગુલામીમાં ગાળ્યું હતું, એવા વૃદ્ધ પુરૂષોએ પણ મ્હને ઉત્સાહથી વધાવી લીધો, અને મ્હને કોઇએ એક નીકલ તો કોઇએ રૂમોલ એમ ભેટનો વરસાદ વરસાવા માંડયો. આ બનાવે મ્હારા મનપર ઘણીજ અસર કરી અને વૃદ્ધ પુરૂષોનો હર્ષ જોઇ હું મ્હારા કામ માં ઉત્તેજીત થયો. આગગાડી તે વખતમાં ચાલતી ન હોવાથી મ્હારે ઘોડાગાડીમાં મુસાફરી કરવી પડી. મ્હારા ઘરથી હું જુદો પડયો અને હેમ્પટનની મહાન શાળાનો રસ્તો મેં પકડયો. થોડા કલાક મુસાફરી કર્યા પછી મ્હને માલમ પડયું કે મ્હારી પાસે ગાડીભાડા જેટલા પૈસાના પણ વખા હતા. રાત્રી પડી. હમારી ગાડી એક વીશી આગળ આવી ઉભી મ્હારા મ્હોંપર વિધાતાએ કોણ જાણે શું લેખ કોતર્યો હશે તે મ્હારૂં મ્હો જોઇ વીશીવાળાએ મ્હને ત્યાં રાત્રી પડી રહેવા ચોખ્ખી ના પાડી આખી રાત્રી અંધારામાં ટાઢમાં ઠરી ન જાઉં માટે આમતેમ આંટા મારી મેં પુરી કરી; પણ હેમ્પટન જવાને હું એટલો અધીરો હતો કે મ્હને થાક કે ઉજાગરો કાંઇ લાગ્યું નહિ ગમેતેમ કાલાવાલા કરી હું હેમ્પટનથી ૮૨ માઇલ દુર રીચમન્ડ શહેરમાં આવ્યો. ભુખ્યો તરસ્યો હું અડધી રાત્રે ખાવા તથા પડી રહેવા ફાંફાં મારવા લાગ્યો પણ પાસે ફુટીબદામ ન્હોતી, એટલે કોઇએ મ્હારાપર ઉપકાર ન કર્યો. થોડા કલાક તો રસ્તામાં ફર્યો પણ જ્યારે મ્હને ઘણોજ થાક લાગ્યો ત્યારે હું રસ્તાની એક બાજુએ મ્હારા પોટલાનો તકીયો બનાવી સુઇ ગયો. સ્હવારના જ્યારે હું ઉઠયો ત્યારે મ્હને માલમ પડયું કે હું એક મ્હોટા વ્હાણથી સ્હેજ દુર પડયો હતો અને વ્હાણમાંથી મજુરો સામાન ઉતારતા હતા. વ્હાણના કેપ્ટન પાસે હું ગયો અને મ્હને મજુર તરીકે રાખવાની માગણી કરી. દયાળુ કેપ્ટને હા પાડી અને મ્હારૂં કામ ત્હેને સારૂં લાગવાથી તેણે મ્હને નોકરીએ રાખ્યો. હેમ્પટન જવા જેટલા મ્હારી પાસે પૈસા એકઠા થયા કે તરતજ મ્હેં મ્હારી મુસાફરી શરૂ કરી.

આ મહાન તીર્થે, અનેક મુશ્કેલીઓ વચ્ચે, ઘણા દિવસે હું આવી પહોંચ્યો. શાળાનું ભવ્ય મકાન જોઇ મ્હારો ઉત્સાહ વધ્યો અને ગમે તેટલી સખ્ત મહેનત કરીને પણ તેમાં દાખલ થવાનો મ્હેં ફરીથી ઠરાવ કર્યો. હું ઘણા દીનસથી ન્હાયો ન્હોતો, ઘણા દીવસથી પેટ

" મન મતિની ઉંચી ઉંચી, કરજો કળા પ્રતિદિન,
વિકસાવી માનસ શક્તિઓ, આ મગજની ભિન્ન ભિન્ન;
આજ પ્રકટ જે છે અને, જે અપ્રકટ છે હાલ,
તે સર્વ આપ પ્રભાસમી, કરજોજ ઝાકઝમાળ;
વિદ્યાત્મિકા વિદ્યા કળા, જનહિતકારી અનેક,
પ્રકટાવી વિવિધ શક્તિમાં, દાખો કરુણોદ્રેક—
હે ઈશ ! મનમતિ શરીરમાં, થાઓ કરો આ વાર,
મહા આપના ઐશ્વર્યનો, અદ્ભુત આવિષ્કાર. "

---

# બુકર ટી વૉશીંગટન.

( ગયા અંકથી ચાલુ. )

( શ્રીયુત કે. એચ. વકીલ. બી. એ. આર્યમઠ, સાંટાક્રુઝ. )

મનુષ્યનું જીવન ન્હાના બનાવોથી ગુંથાયું છે—ઘડાયું છે. અલ્પ જણાતા બનાવોએજ બુકર ટી વૉશીંગટનનું જીવન ઘડી પવિત્ર બનાવ્યું. બુકર ટી વૉશીંગટનની કેળવણીનો પાયો નંખાતો આપણે ગયા અંકમાં જોયો, હવે એ આગળ કેમ વધ્યો તે જોઇશું. એ લખે છે કે "થોડા વર્ષ મીઠાની ભઠ્ઠીપર કામ કર્યા પછી મ્હને કોલસાની ખાણમાં કામ કરવાનો વારો આવ્યો. કોલસાની ખાણનું નામ સાંભળી હું હમેશ ધ્રુજતો. અતીશય ન્હાની કુમળી-વયના છોકરાઓને ત્યાં અંધારામાં કામ કરવું પડતું હતું. અને ઘણા તો પોતાનું આયુષ્ય ત્યાંજ ખુટાડતા. એવી જગ્યાએ કેળવણીનો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો થતો. આવી કેદીના જેવી મ્હારી સ્થિતિ હોવાને લીધે હું ગોરા છોકરાઓની સ્વતંત્રતાની અદેખાઇ કરતો હતો, કારણ કે તેની અભિલાષાની ગતિ રોકનાર કોઈ હતું નહિ. પણ હું જેમ મ્હોટો થતો ગયો તેમ મ્હારી ભૂલ મેં જોઇ અને ગોરા છોકરાઓની અદેખાઇ કરવાનું મ્હેં મુકી દીધું. કારણ કે મ્હારી ખાત્રી થઇ કે અનેક મુશ્કેલીઓ હઠાવવામાંજ મનુષ્યવિજય સમાય છે અને કોઇ પણ પદવીએ પહોંચ્યાથી વિજય થયો એમ કહેવું ખોટું છે. એક દિવસ ખાણમાં બે મજુરો એક બીજા સાથે હમારે માટે તરતજ ઉઘાડેલી વરજીનીયાની શાળા વિષે વાત કરતા મ્હેં સાંભળ્યા. એ બે મજુરની વાતપરથી મ્હને જણાયું કે ગરીબ વિદ્યાર્થીઓને પણ ત્યાં દાખલ કરતા હતા અને પગાર બદલ તેની પાસે કામ લેતા હતા. હેમ્પટન નોરમલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સટીટયુટમાં એકદમ દાખલ થવાનો મેં ઠરાવ કર્યો અને જો કે એ શાળા કઇ દિશામાં હતી અથવા હમારા ગામથી કેટલી દુર હતી તેનું મ્હને ભાન ન્હોતું, તોપણ ત્યાં જવાના સ્વપ્નામાં હું રાત્રીદિવસ તલ્લીન થઇ ગયો. કોલસાની ખાણની નોકરી જેને વિષે મ્હને પહેલેથીજ ધિક્કાર હતો તે મેં છોડી અને હું મીસીસ રફનરને ત્યાં ચાકરી રહ્યો.

મીસીસ રફનરનું નામ મીજાજી શેઠાણી તરીકે ગામમાં અખ્યાત હતું અને એને ત્યાં

કોણ જાણે કેમ નોકરો બહુ ટકતા નહિ. હું પણ જ્યારે પહેલો એની પાસે ગયો ત્યારે ગભરાયો. થોડા દિવસ હું ત્યાં રહ્યો એટલે હું એનો સ્વભાવ સ્હમજી ગયો. મીસીસ રફનરને અને મ્હારે એ પછી લડાઈ કરવાનું કારણ રહ્યું નહિ. મીસીસ રફનરને સર્વ સ્વચ્છ જોઈતું હતું અને અપ્રમાણિક અને કપટી માણસોપર ત્હેને કંટાળો આવતો હતો. હું ત્યાં દોઢ વર્ષ રહ્યો અને તે અરસામાં હુંજ નીયમન, સ્વચ્છતા અને પ્રમાણિકપણાના પાઠ શીખ્યો. તે અગાડી જતાં મ્હને બહુ ઉપયોગી થઇ પડ્યા. મીસીસ રફનર ધીરે ધીરે મ્હારી સલાહકારક થઇ પડી અને મ્હારા કેળવણીના પ્રયાસમાં તેણે બનતી મદદ કરી એને ત્યાંજ મ્હારાં પહેલા પુસ્તકાલયનો જન્મ થયો. દેવદારના પાટીયાની પેટી તે મ્હારૂં પુસ્તકાલય થયું અને તેમ મ્હેં દરેક જાતના પુસ્તકોનો સંગ્રહ કરવા માંડ્યો. મીસીસ રફનરને ત્યાં નોકરીએ રહેવાથી મ્હારી હેમ્પટન જવાની યોજના ભુલાઇ ન્હોતી ગઇ. એ શાળામાં જવા માટે હવે મેં ખરેખરી તૈયારી કરવા માંડી.

હું કેળવણી લેવા એક ન્હાનું પોટલું લઇ દુર દેશમાં જવાનો છું, એવું જ્યારે મ્હારા બાંધવોએ સાંભળ્યું ત્યારે તે લોકોના હર્ષનો પાર રહ્યો નહિ અને જે લોકોએ પોતાનું આખું જીવન ગુલામીમાં ગાળ્યું હતું, એવાં વૃદ્ધ પુરૂષોએ પણ મ્હને ઉત્સાહથી વધાવી લીધો, અને મ્હને કોઇએ એક નીકલ તો કોઇએ રૂમાલ એમ ભેટનો વરસાદ વરસાવા માંડ્યો. આ બનાવે મ્હારા મનપર ઘણીજ અસર કરી અને વૃદ્ધ પુરૂષોનો હર્ષ જોઇ હું મ્હારા કામમાં ઉત્તેજીત થયો. આગગાડી તે વખતમાં ચાલતી ન હોવાથી મ્હારે ઘોડાગાડીમાં મુસાફરી કરવી પડી. મ્હારા ઘરથી હું જુદો પડ્યો અને હેમ્પટનની મહાન શાળાનો રસ્તો મેં પકડ્યો. થોડા કલાક મુસાફરી કર્યા પછી મ્હને માલમ પડ્યું કે મ્હારી પાસે ગાડીભાડા જેટલા પૈસાના પણ વખા હતા. રાત્રી પડી. હમારી ગાડી એક વીશી આગળ આવી ઉભી. મ્હારા મ્હોંપર વિધાતાએ કોણ જાણે શું લેખ કોતર્યો હશે તે મ્હારૂં મ્હોં જોઇ વીશીવાળાએ મ્હને ત્યાં રાત્રી પડી રહેવા ચોખ્ખી ના પાડી. આખી રાત્રી અંધારામાં ટાઢમાં ઠરી ન જાઉં માટે આમતેમ આંટા મારી મેં પુરી કરી; પણ હેમ્પટન જવાને હું એટલો અધીરો હતો કે મ્હને થાક કે ઉજાગરો કાંઇ લાગ્યું નહિ જેમતેમ કાલાવાલા કરી હું હેમ્પટનથી ૮૨ માઇલ દુર રીચમન્ડ શહેરમાં આવ્યો. ભુખ્યો તરસ્યો હું અડધી રાત્રે ખાવા તથા પડી રહેવા ફાંફાં મારવા લાગ્યો પણ પાસે ફુટીબદામ ન્હોતી, એટલે કોઇએ મ્હારાપર ઉપકાર ન કર્યો. થોડા કલાક તો રસ્તામાં ફર્યો પણ જ્યારે મ્હને ઘણોજ થાક લાગ્યો ત્યારે હું રસ્તાની એક બાજુએ મ્હારા પોટલાનો તકીયો બનાવી સુઇ ગયો. સ્હવારના જ્યારે હું ઉઠ્યો ત્યારે મ્હને માલમ પડ્યું કે હું એક મ્હોટા વ્હાણથી સ્હેજ દુર પડ્યો હતો અને વ્હાણમાંથી મજુરો સામાન ઉતારતા હતા. વ્હાણના કેપ્ટન પાસે હું ગયો અને મ્હને મજુર તરીકે રાખવાની માગણી કરી. દયાળુ કેપ્ટને હા પાડી અને મ્હારૂં કામ ત્હેને સારૂં લાગવાથી તેણે મ્હને નોકરીએ રાખ્યો. હેમ્પટન જવા જેટલા મ્હારી પાસે પૈસા એકઠા થયા કે તરતજ મ્હેં મ્હારી મુસાફરી શરૂ કરી.

આ મહાન તીર્થે, અનેક મુશ્કેલીઓ વચ્ચે, ઘણા દિવસે હું આવી પહોંચ્યો. શાળાનું ભવ્ય મકાન જોઇ મ્હારો ઉત્સાહ વધ્યો અને ગમે તેટલી સખ્ત મહેનત કરીને પણ તેમાં દાખલ થવાનો મ્હેં ફરીથી ઠરાવ કર્યો. હું ઘણા દીવસથી ન્હાયો ન્હોતો, ઘણા દીવસથી પેટ ભરી

જમ્યો ન્હોતો. મ્હારા શરીરપર મેલાં ધુળવાળાં ફાટેલાં કપડાં હતાં અને મ્હારા મ્હોંપર દરિદ્રતાની છાપ ચોખ્ખી જણાઇ આવતી હતી. આવી મ્હારી સ્થિતિને લીધે મ્હને વિદ્યાર્થી તરીકે દાખલ કરવા હેડ માસ્તરના મને સંશય બતાવ્યો. તેણે મ્હને હા પણ નહિ કહી, તેમ ના પણ નહિ કહી. થોડીવાર હું ત્યાં ઉભો રહ્યો અને મેં બીજા છોકરાઓને દાખલ થતા જોયા તે મ્હારાથી ખમાયું નહિ. હું મ્હારી દશાનો બળાપો કરવા લાગ્યો. હું બીજાઓ જેટલોજ દાખલ થવાને યોગ્ય છું એવું બતાવવા આતુર થયો. થોડા કલાક પછી મ્હને હુકમ મળ્યો કે ' પાસેનો ઓરડો સાફ કરવાનો છે માટે ત્યાં બારી ઝાડી સાફસુફ કરો. મ્હને ભાવતું હતું ને વૈદે કહ્યું. મ્હને લાગ્યું કે મ્હારે આવી સરસ તક જવા દેવી ન જોઇએ. કારણ કે આ તક ગુમાવી તો પછી શાળામાં દાખલ થવાનો બીજો માર્ગ હતો નહિ. મીસીસ રફનરે મ્હને ઓરડો સાફ કરવા શીખવ્યું હતું એટલે એ કામ મ્હેં તરતજ ઉપાડી લીધું. મ્હેં ત્રણ વખત ઓરડો ઝાડ્યો અને દરેક ભીંત, ટેબલ, બાંક, ચાર વાર લુછ્યાં. દરેક ફરનીચર ખસેડી ખુણે ખોચરેથી પણ કચરો કહાડી નાખ્યો. મ્હારા ભવિષ્યનો આધાર એ ઓરડો મ્હેં કેવો સાફ કર્યો, તેના પર હતો. માસ્તરે આવી પોતાનો રૂમાલ બધે ફેરવી જોયો અને જ્યારે તેને એમ લાગ્યું કે જમીનપર બીલકુલ કચરો રહ્યો નથી અને ફરનીચર પર ધુળનો ડાઘો દેખાતો નથી ત્યારે તેણે મ્હને નિશાળમાં દાખલ થવા કેવળની હા પાડી. બસ ! હું સુખની પરીસિમાએ પહોંચ્યો. ઘણા દિવસની ધારેલી યોજના પાર પડી. મ્હારી તીર્થયાત્રા સફળ થઇ. હું હેમ્પટનની શાળાના વિદ્યાર્થી તરીકે જોડાયો ઓરડો સાફ કર્યો તે મ્હારી પરિક્ષા ગણાઇ અને એ પરિક્ષા પાસ કર્યાથી મ્હને જેટલો સંતોષ થયો તેટલો ભાગ્યેજ કોઇ બીજી પરિક્ષાથી થયો હશે. હું ઓરડા સાફસુફ કરવાના કામ પર નીમાયો અને મ્હારૂં કામ મહેનતવાળું હતું તોપણ એક શબ્દ ઉચ્ચાર્યા શિવાય હું તેને વળગી રહ્યો. મ્હારે ઘણા ઓરડાઓની સંભાળ રાખવી પડતી હતી. મોડી રાત્રી સુધી કામ કરવું પડતું હતું અને સ્હવારના ચાર વાગે ઉઠી સગડી સળગાવી હું (જે થોડો વખત મ્હને મળતો તેમાં) મ્હારા પાઠ તૈયાર કરતો હતો. મીસ એમ. એફ. મેક જેણે મ્હને પહેલે દહાડે વાસીદું વાળવાનું કહ્યું હતું, તેણે જેટલા વર્ષ હું હેમ્પટન રહ્યો તેટલાં વર્ષ અને ત્યાર પછી પણ ઘણી મદદ કરી અને તે મ્હારા દુખની વખતે આશ્વાસન આપતી હતી. નિશાળના ભવ્ય મકાને મ્હારા પર અસર કરી હતી પણ સર્વથી ગંભીર અને ઉંડી અસર તો મ્હને એક પ્રતાપી મહાત્માના સમાગમથી થઇ. એ મહાત્માનું નામ જનરલ આર્મસ્ટ્રોંગ હતું. તેણે મ્હારા મન પર પહેલેથીજ અજાયબ અસર કરી હતી. પહેલેથીજ તેણે મ્હારા મનને મંત્રી દીધું હતું. જેમ જેમ હું ત્હેના સમાગમમાં વધારે આવતો ગયો તેમ તેમ ત્હેને વિશે મ્હારા મનમાં માન વધતું ગયું. જનરલ આર્મસ્ટ્રોંગ જેવા મહાપુરૂષો સાથે સ્ત્રી પુરૂષોને દરરોજ પોતાનો અમુક વખત ગાળવામાં તક આપવામાં આવે તો હેમ્પટનનાં બધાં મકાનો, શિક્ષકો, અને ઉદ્યોગોથી જેટલો લાભ સંભવે તેટલોજ લાભ એવા પ્રતાપી પુરૂષોના સમાગમથી થાય. તેના શિષ્યોમાં ઉચ્ચ સંસ્કાર પડે તેમાં નવાઇ જેવું શું છે ? હું જેમ વૃદ્ધ થતો જાઉં છું તેમ મ્હારી ખાત્રી થાય છે કે પ્રતાપી સ્ત્રીપુરૂષોની સંગતિથી જે કેળવણી મળે છે, મન પર જે અસર થાય છે, અને હૃદયમાં જે સંસ્કાર ઉતરે છે તે માત્ર પુસ્તકોથી કે ગમે તેવા કિંમતી સાહિત્યથી મેળવાતા નથી. કોલેજોમાં અને શાળામાં આટલો બધો વખત વિદ્યાર્થી-

આ પુસ્તકો પાછળ ગાળે છે, તેના કરતાં મનુષ્ય અને મનુષ્યના સ્વભાવનો અભ્યાસ કરે તો કેવું સારું! કેટલાં બધાં જીવન પવિત્ર થાય! કેટલામાં ઉચ્ચ સંસ્કારો પડે! જનરલ આર્મસ્ટ્રોંગે પોતાનું જીવન બીજાઓને કેળવણી આપવામાં અને બીજાઓને સુખી કરવાને અર્પણ કર્યું હતું, એટલે સ્વાભાવિક રીતે એના શિષ્યો એના પર ઘણું હેત રાખતા હતા.

હેમ્પટનમાં હું કેળવણી ઉપરાંત સ્વચ્છતાના નિયમો પણ શીખ્યો. મ્હારે કપડાંની જ્યાં લગી તાણ હતી ત્યાં લગી હું હાથેજ ધોઈ લેતો. મ્હારી પાસે પ્રથમ તો મોજાંની એકજ જોડી હતી, એટલે જ્યારે તે મેલી થતી ત્યારે હું રાતના હાથે ધોઈ સુકવવા નાંખી દેતો અને સવારમાં પાછાં ઉપયોગમાં લેતો. મ્હારી પાસે પૈસા હતા નહિ એટલે મ્હારે રાત્રી દીવસ સખ્ત મ્હેનત કરવી પડતી હતી. હેમ્પટનમાં મ્હને બે અગત્યની વસ્તુની ખોટ જણાઈ. મ્હારી પાસે પુસ્તકો કે પહેરવાના લુગડાંની સીલક બીલકુલ હતી નહિ. પુસ્તકો વિષેની ચીંતા તો બીજા પાસે ઉછીના લઈ મટાડી પણ પહેરવાના લુગડાની મુશ્કેલી જેવી તેવી ન્હોતી. જનરલ આર્મસ્ટ્રોંગને મેલાં લુગડાં પર ઘણીજ ચ્હીડ હતી એટલે મ્હારો વેશ જોઈ હું બહુ ગભરાયો, શિક્ષકોએ મ્હારી મુશ્કેલી જોઈ અને મ્હારે માટે અને મ્હારા જેવા ગરીબ વિદ્યાર્થીઓને માટે વપરાયલાં પણ પહેરવા જેવા લુગડાં મંગાવી આપ્યાં. આ કપડાં પીપમાં આવતાં હતાં અને એવાં પીપ હમને આશિર્વાદ સમાન થઈ પડ્યાં. જો એ જુનાં લુગડાં હમને ન મળ્યાં હત તો હું હેમ્પટનમાં અભ્યાસ કરી શકત કે નહિ તે હું કહી શકતો નથી. આ વખતે હું સર્વથી ન્હાનો વિદ્યાર્થી હતો. મ્હારી સાથે ૪૦ વર્ષના સ્ત્રી પુરૂષો પણ અભ્યાસમાં જોડાયાં હતાં. વયને લીધે શીખવાને અશક્ત હોવા છતાં કેળવણીનો લાભ લેવા રાત્રી દહાડો તેની પાછળ મંડનારા કેટલાક નિર્ધન સ્થિતિમાં હતા કેટલાકો ને કુંટુંબ ભાર ખેંચવાનો હતો, પણ પોતાના પ્રયાસમાં પાછા હઠતા મ્હેં કોઈને જોયા નહિ. પોતાના બાંધવોના લાભાર્થે તેઓના ઉદયાર્થે તેઓ સર્વ આકર્ષાયાં હતાં. ન્હાના, મ્હોટા, જુવાન, વૃદ્ધ સ્ત્રીપુરૂષ એજ ઉદ્દેશ પાર પાડવા એક બાંક પર સાથે બેસી એક જ પાઠ શીખતા. સ્વાર્થને તેઓએ ઓળખ્યોજ ન્હોતો. શિક્ષકો પણ રાત્રી દિવસ શિષ્યોના જ ભલા માટે સખ્ત મજુરી કરતા હતા. તેઓનું સુખ વિદ્યાર્થીઓના હૃદયમાં કેળવણીના પ્રકાશ પાડવામાંજ સમાયું હતું. જ્યાં આવા ઉમંગી નિસ્વાર્થી શિક્ષકો હોય, જ્યાં આવા ઉત્સાહી મેહનતુ શિષ્યો હોય ત્યાં શું નહિ થઈ શકે! હેમ્પટનની શાળામાં શીખવાતાં પુસ્તકોએજ મ્હારા આત્મજ્ઞાનમાં ખાસ વધારો ન કર્યો, પણ ત્યાંના શિક્ષકોની ઉદાર અને પરગજુ વૃત્તિથીજ મ્હારૂં હૃદય ઉચ્ચ ઉદ્દેશો માટે તત્પર થયું અને બીજાના સુખમાંજ આપણું સુખ સમાયું છે તે પાઠ પણ તેઓનું અનુકરણ કરવાથી હું શીખ્યો.

બે વર્ષ પછી જ્યારે હું મ્હારા દેશ તરફ પાછો રજામાં ગયો ત્યારે ફરીથી મ્હારા બાંધવોએ મ્હને આવકાર આપ્યો. મ્હને દરેક ઘેર જમવા માટે આમંત્રણ આવ્યાં અને દરેક ઘેર જઈ મેં મ્હારા હેમ્પટનના અનુભવનું વર્ણન કર્યું. એવામાં મ્હારી માતાનું મૃત્યુ થયું. મ્હારા મનમાં અંધકાર વ્યાપી રહ્યો. હેમ્પટનનું ભવ્ય મકાન ફરીથી જોવાની આશા મેં છોડી અને મ્હારે માથે અનેક કુંટુંબ ઉપાધિ આવી. મ્હને દુઃખ દરીયામાં ડુબાડી દીધો. ઘરની વ્યવસ્થા કરવામાં મ્હારો અમુલ્ય વખત જવા માંડ્યો તોપણ હું હીંમત હાર્યો નહિ. મેં જેમ તેમ નાણું એકઠું કર્યું. અને હેમ્પટન ઉપડવાની તજવીજ કરવા માંડી, એટલામાં મીસ મેકીનો મ્હારા પર પત્ર આવ્યો. તેણે મ્હને તેની શાળાનું મકાન સાફ કરવા તથા

તેને ફરનીચર ગોઠવવામાં મદદ કરવા માટે બે આડવાડીયા ર્‌હેલો ખોલાવ્યો હતો. મીસ મેકે જેવી કેળવાયલી અને ઉચ્ચ પદવીએ પહોંચેલી સ્ત્રી આવા વાળવાના અને ફરનીચર સાફ કરવાના કામમાં ગુંથાઇ દરીદ્ર જાતને ઉચ્ચ સ્થિતિ લાવવા અથાગ મહેનતમાં આનંદ કેમ પામતી હતી તે હું પહેલાં સમજ્યો નહિ, પણ થોડા મહિના પછી હું એનું રહસ્ સ્હમજ્યો. જે શાળામાં મહેનત મજુરીની પ્રતિષ્ઠા જળવાતી નથી, તેની કેળવણીમાં મ્હોટી ખામી રહી જાય છે. મ્હારા હેમ્પટનના અભ્યાસના છેલ્લા વર્ષમાં મે દરેક પળ મ્હારા અભ્યાસની પાછળ ગાળી ઉંચે નંબરે ( Honown Roll ) ૧૮૭૫ ના જુન માસમાં પાસ થયો અને હેમ્પટનનો મ્હારો અભ્યાસ પુરો કર્યો.

હેમ્પટન ઇન્સ્ટિટ્યુટથી મ્હને બે મ્હોટા ફાયદા થયા. પહેલો ફાયદો તો એ કે જનરલ આર્મસ્ટ્રોંગ જેવા મહાપુરૂષનો મ્હને સમાગમ થયો. બીજો ફાયદો એ થયો કે કેળવણી એટલે શું અને કેળવણી કેટલે દરજ્જે મનુષ્યને મદદ કરી શકે તે હું બરોબર સ્હમજ્યો. હેમ્પટન ગયા પહેલાં મ્હને એનો ખોટો ખ્યાલ હતો કે કેળવાયલા પુરૂષો મ્હેનત મજુરીથી મુક્ત થઇ શકે, પણ હેમ્પટન જઇ આવ્યા પછી મીસ મેકને મ્હારી સાથે વાળતી જોઇને જનરલ આર્મસ્ટ્રોંગના સહવાસથી, ઉદાર શિક્ષકોની નિ:સ્વાર્થ મ્હેનતનું અનુકરણ કર્યા પછી મહેનત મજુરીમાં કેળવાયલા પુરૂષોને શરમાવવા જેવું મ્હને કાંઇ લાગ્યું નહિ. અને મ્હેનત મજુરીથીજ સ્વતંત્રતા, સ્વમાન, અને સ્વનિષ્ઠા પોષાય છે તે હું શીખ્યો. એજ શાળામાં હું આત્મભોગ આપી મ્હારા બાંધવાને ઉચ્ચ સ્થિતિએ લાવવાનો, તેમને સુખી કરવાનો, અને તેઓનાજ સુખમાં મ્હારૂં સુખ સ્હમજવાના ઉચ્ચ ઉદ્દેશનું રહસ્ય સ્હમજ્યો. બુકર ટી વૉશીંગટને હેમ્પટનમાં કયાં પુસ્તકો ઉથલાવ્યાં તે તેણે જણાવ્યું નથી, અને તેની સાથે આપણે કામ પણ નથી પણ એના જીવનમાં કયા ગુણ મનોયોગે એમને મહાપુરૂષ બનાવ્યો તે આપણે જોયું. પ્રતાપી મહાત્માના સ્હવાસથી, તેના અનુકરણથી, નિ:સ્વાર્થ શિક્ષકોને આપેલી રાત્રી દિવસની મહેનત અને મદદથી, મ્હોટાના અચળ ઉત્સાહ અને અથાગ મજુરીથી, બુકર ટી વૉશીંગટનની કેળવણી હેમ્પટનમાં સંપુર્ણ થઇ. તે હેમ્પટન ઇન્સ્ટિટ્યુટનો ગ્રેજ્યુએટ થયો. ગ્રેજ્યુએટ થઇ લોક સેવા માટે તેણે પોતાનું જીવન કેમ અર્પણ કર્યું તે કથા હવે પછી આપીશું. અપૂર્ણ.

---

# प्रभुकृपा.

( શ્રીયુત જગમોહનદાસ—મુંબઇ )

( મલ્હારી જુવાની પાર એ લય. )

પ્રભુકૃપા વૃષ્ટિ શી થાય; હાં, પ્રભુ.
ચાતક જીવ હરખાય,
અહા ! હરખાય.
મન પૃથ્વી પર પડતાં ધારા;
વિચાર કેરા ખીલતા ક્યારા,
હર્ષનદી ઉભરાય.
આહા ! ઉભરાય !

# Progress in Education in the Baroda state.
# वडोदरा राज्यमां केळवणीनी प्रगति.

( ગયા અંકથી ચાલુ. )

### ૩. ગ્રામ્યશાળાઓ.

સને ૧૮૯૧-૯૨ માં નામદાર ગાયકવાડ સરકારે ઠરાવ કર્યો કે જે ગામમાં નિયમિત સરકારી શાળા ન હોય અને જેમાં ૧૬ છોકરા અગર કન્યાઓ શાળામાં દાખલ થઈ શકે એમ હોય એવા પ્રત્યેક ગામમાં ગામનોકરની સંખ્યામાં એક મહેતાજી ઉમેરવો. આ યોજના અસાધારણ ફતેહથી પાર પડી છે અને સને ૧૯૦૯-૧૦ માં આવી શાળાઓની સંખ્યા ૧૬૧૦ અને તેમાં શિક્ષણ લેતાં બાળકોની સંખ્યા ૬૨૮૧૧ હતી. આ શાળાઓ પાછળ સદર વર્ષમાં કુલ્લ ખર્ચ રૂ. ૧૭૯૯૨૨-૧૧-૯ થયો હતો એટલે સરેરાશ વાર્ષિક પ્રત્યેક શાળા નીભાવવાનો ખર્ચ માત્ર રૂ૦ ૧૧૧-૧૨-૦ થયો હતો. તેમાં ચલવાતાં શિક્ષણનાં ધોરણો વધારે હલકાં અને ખેતીવાળાં ગામોની જરૂરીઆતને વધારે અનુસરતાં હતાં. હાલ ધોરણો ઇતર નિયમિત સરકારી શાળાઓના જેવાંજ છે. સ્થાનિક પંચાયતોના બંધારણ પછી આ શાળાઓ તેમના તાબામાં સોંપવામાં આવેલી હતી, પરન્તુ ધીમે ધીમે તે કેળવણી ખાતાના તાબામાં આવતી ગઇ છે અને હવેથી તેમને સરકારી શાળાઓજ ગણી વિદ્યાધિકારીના સંપૂર્ણ હવાલામાં સોંપવામાં આવેલી છે. આ શાળાઓ સ્થાનિક પંચાયતના તાબામાં હતી ત્યારે પણ કેળવણીખાતાના વડા પોતે તેમના કામકાજના સંસર્ગમાં રહેતા હતા, કેમકે રાજ્યની સામાન્ય નીતિ અમલમાં આવે એટલા માટે આ શાળાઓની એક સરખી વ્યવસ્થા માટે તેઓ જોખમદાર હતા.

### ૪. ઈતર શાળાઓ.

શ્રીમન્ત ગાયકવાડ મહારાજે પોતાની ઉદાર દીલની નીતિથી પોતાની પ્રજાના સર્વ વર્ગો માટે કેળવણીની સવલતા કરી આપેલી છે. રાજ્યની દક્ષણી પ્રજા માટે સને ૧૯૦૯-૧૦ માં (૧.) મરાઠી શાળાઓ ૩૩ અને તેમાં ભણનારાં બાળકોની સંખ્યા ૩૪૬૧ હતી; (૨.) મુસલમાન પ્રજા માટે ઉર્દુશાળાઓ ૮૪ અને તેમાં ભણનાર બાળકોની સંખ્યા ૮૩૮૩ હતી; અને પછાત પડેલી કોમો માટે (૩.) અન્ત્યજ શાળાઓ ૨૯૫ અને ભણનારાં બાળકોની સંખ્યા ૯૮૨૮ હતી; (૪.) અન્ત્યજો માટે બે બોર્ડિંગ હાઉસો છે અને તેમાં ૧૯૦૯-૧૦ માં ૬૪ બોર્ડરો હતો. સદર બે બોર્ડિંગહાઉસ પૈકી એક વડોદરા શહેરમાં સુંદર મકાનમાં રાખેલું છે અને તેના ઉપર અન્ત્યજ શાળાના ઇન્સ્પેક્ટર ત્યાંજ રહી દેખરેખ રાખે છે; બીજું પાટણમાં છે અને તે એ કોમના એક સીનીઅર ટ્રેઇન્ડ શિક્ષકના તાબામાં છે. સોનગઢ અને વ્યારાની ડુંગરી અને જંગલી જાતો માટે (૫.) વસતિગૃહશાળાઓ ૪ અને તેમાં રહેતાં બાળકોની સંખ્યા ૩૪૪ હતી. વસતિગૃહશાળાઓમાં વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી ખોરાક, કપડાં અને શિક્ષણ આપવામાં આવે છે. તેમ જ જીવનવ્યવહાર શરૂ કરવા માટેનાં સાધનો પણ પૂરાં પાડવામાં આવે છે. વસતિગૃહશાળાઓમાં સુથારી કામ તથા ખેતીનું પણ જ્ઞાન આપવામાં આવે છે અને તે માટે મોડેલ ફાર્મ પણ રાખવામાં આવેલું છે. (૬.) નોકરી

અથવા બીજા ધંધામાં દિવસે રોકાયલા માણસો માટે રાત્રીશાળાઓ ૬ અને તેનો લાભ લેતા વિદ્યાર્થીઓ ૩૦૨ હતા; વાંચવા, લખવા, અને નાના હિસાબો કરી શકવા પૂરતું એ શાળાઓમાં જ્ઞાન આપવામાં આવે છે. (૭.) લશ્કરી નોકરો માટે વળી બટાલિયન સ્કૂલો ૫ અને તેમાં શિખનારાની સંખ્યા ૫૫૧ હતી; (૮.) કેદીઓ માટે એક જેલસ્કૂલ પણ છે; જોઇતું શિક્ષણ પૂરું પાડવા માટે (૯.) સંગીત શાળાઓ ૪ અને વિદ્યાર્થીની સંખ્યા ૧૦૦૪ હતી; તેમ (૧૦.) સંસ્કૃત શાળાઓ ૮ અને તેમાં ભણનારા વિદ્યાર્થીઓની સંખ્યા ૩૮૬ હતી; (૧૧.) નિરાધાર બાળક તથા બાલિકાઓ માટે અમરેલીમાં બે અનાથ બાલાશ્રમો છે અને તેમાં ૯૮ છોકરાં છે; નવસારી પ્રાન્તનાં અનાથ બાલકો માટે ધાણુકાવસતિ ગૃહશાળામાં વ્યવસ્થા કરવામાં આવે છે.

## ૫. મેલ ટ્રેનિંગકોલેજ (પુરુષશિક્ષણપદ્ધતિ પાઠશાળા.)

વધતી જતી દેશી શાળાઓ સારૂ યોગ્ય કેળવણી પામેલા શિક્ષકો મેળવવા માટે સને ૧૮૮૫ માં એક મેલ ટ્રેનિંગસ્કૂલ સ્થાપવામાં આવી હતી. સને ૧૮૯૦ માં તેને કલાભવન સાથે જોડી દેવામાં આવી અને સને ૧૮૯૮ માં તે બંધ કરવામાં આવી ત્યાં સુધી એ શાળા તે સંસ્થાની એક શાખા તરીકે ચાલુ રહી હતી. એ શાળાના હેડ માસ્તરનું પદ રા૦ રા૦ દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા, એમ–એ; બી–એસ. સી; એલ એલ–બી–, રા૦ રા૦ છગનલાલ ઠાકોરદાસ મોદી. બી–એ; તથા રા૦ રા૦ મણિશંકર રતનજી ભટ્ટ, બી–એ જેવા વિદ્વાનોએ ભોગવ્યું હતું. ફરજિયાત કેળવણી રાજ્યમાં દાખલ થવાને લીધે લાયક શિક્ષકોની જરૂર પડવાથી તથા જે શિક્ષકો નોકરીમાં હતા તેમની લાયકી વધારવાના સ્તુત્ય ઉદ્દેશથી સને ૧૯૦૫ માં મેલટ્રેનિંગ કૉલેજના નામથી કલાભવનની એક શાખા તરીકે તે પાછી ચાલુ થઇ અને હાલ તે વિદ્યાધિકારીના તાબાની સ્વતંત્ર સંસ્થા તરીકે ચાલે છે. એ પાઠશાળાના પ્રિન્સિપાલ રા૦ રા૦ નંદનાથ કેદારનાથ દીક્ષિત, બી. એ. એમ. સી. પી. છે. તેમણે ઇંગ્લાંડ જઇ શિક્ષણ શાસ્ત્ર અને કલાનો ખાસ અભ્યાસ કરી લંડન યુનિવર્સિટીનો પેડૅગૉજીનો ડિપ્લોમા મેળવેલો છે. પાઠશાળાનો અભ્યાસ ત્રણ વર્ષનો છે અને શિક્ષકના ધંધાને ઉપયોગી થાય એવા અનેક વિષયોનું તેમાં શિક્ષણ અપાય છે. અભ્યાસ કરતા સ્કૉલરોની સંખ્યા લગભગ ચારસો છે.

## ૬. વર્નાક્યુલર કૉલેજ.

સાહિત્ય તથા શાસ્ત્રનું ઇંગ્રેજી કૉલેજોના જેવું ઉંચું શિક્ષણ દેશી ભાષાદ્વારા આપવાના શુભ ઉદ્દેશથી વર્નાક્યુલર કૉલેજનો એક વર્ગ નવેમ્બર ૧૯૧૧ થી મેલટ્રેનિંગ કૉલેજના અંગે ઉઘાડવામાં આવેલો છે. શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓની સંખ્યા અને રાજ્યની અનુકુળતા પ્રમાણે બીજા અને ત્રીજા વર્ષના વર્ગો આગળ ઉપર ઉઘડવાનો સંભવ છે.

## ૭. સ્ત્રીકેળવણી.

સને ૧૮૭૫ માં પ્રથમ બે કન્યાશાળાઓ ઉઘાડવામાં આવી હતી; એક દાયકા પછી શાળાઓની સંખ્યા ૨૪ અને શિષ્યાઓની સંખ્યા ૧૯૭૩ થઇ; બીજા દાયકા પછી એ સંખ્યા વધીને અનુક્રમે ૭૫ તથા ૭૭૫૪ થઈ; સને ૧૯૦૪–૦૫ કન્યાશાળાઓમાં ભણતી બાલાઓની ૧૩૧૧૭ હતી અને પાંચ વર્ષ પછી તે વધીને ૩૨૧૮૩ થઇ છે. આ પરથી જણાય છે કે શાળામાં જવા લાયક વયની કન્યાઓની કુલ સંખ્યાના સેંકડે ૪૯ ટકા શિક્ષણ

લે છે. ભવિષ્યની માતાઓની કેળવણી ઉપર શ્રીમન્ત મહારાજા સાહેબ ખાસ લક્ષ આપે છે. ભરતકામ, ચિત્ર, અને ઠર્મગત પાકશાસ્ત્ર કેટલીક શાળાઓમાં શિખવાય છે; ફીમેલ ટ્રેનિંગ કોલેજ, અને વડોદરા, પાટણ તથા નવસારીની કન્યાશાળાઓમાં સંગીતના પાઠો પણ અપાય છે. સાદું શીવણકામ બધી શાળાઓમાં શિખવાય છે. અને મોટી શાળાઓને દર વર્ષે કિન્ડરગાર્ટન ( શિશુ શિક્ષણ ) નાં સાધનો અપાતાં જાય છે. જે સ્ત્રીઓ સાધારણ કન્યાશાળાઓમાં જઇ અભ્યાસ કરી શકે નહીં તેમને વાંચન, લેખન, હીસાબ રાખવા, શીવણકામ અને ભરતકામની કેળવણી આપવા માટે વળી ૪ ઝનાના વર્ગો છે. તેનો શિક્ષણ કાળ સાંજના ૨ થી ૫ સુધીનો હોય છે. સને ૧૯૦૯-૧૦ માં ૨૦૪ સ્ત્રીઓ એ વર્ગોનો લાભ લેતી હતી.

## ૮. ફીમેલ ટ્રેનિંગ કોલેજ ( સ્ત્રી શિક્ષણપદ્ધતિ પાઠશાળા. )

સ્ત્રી શિક્ષકોની જગ્યા માટે સ્ત્રીઓને કેળવવા સારૂ સને ૧૮૮૨ માં આ પાઠશાળા ઉઘાડવામાં આવી છે. ઠરેલો અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે, અને ઉમેદવાર સ્ત્રીઓને તેમની શિષ્યાવસ્થા દરમ્યાન મદદ તરીકે રૂ. ૬ થી રૂ. ૧૦ સુધીની માસિક શિષ્યવૃત્તિઓ અપાય છે. સને ૧૯૦૯-૧૦ માં પાઠશાળામાં કેળવણી લેતી સ્ત્રીઓની સંખ્યા ૪૪ હતી અને તે પાછળ કુલ ખર્ચ રૂ. ૧૩૧૨૦ થયો હતો. કૉલેજમાં ઇંગ્રેજી એક સહાયક વિષય તરીકે શિખવાતું હતું, પરંતુ થોડાંક વર્ષથી મેટ્રિકયુલેશન વર્ગ સુધી શિખવનારી એક ગર્લ્સ હાઇસ્કૂલ ઉઘાડવામાં આવી છે તેથી દેશી કન્યાઓમાં ઇંગ્રેજી કેળવણીની લાલસા ઉત્પન્ન થઇ છે. હાઇસ્કૂલનું વડપણ **મિસ વિદ્દરશાપર** નામની અંગ્રેજ બાનુના હાથમાં છે.

સામાજિક સુધારણાનું કામ વૃદ્ધિ પામવા માટે સ્ત્રીકેળવણી સાધનભૂત છે એમ નામદાર ગાયકવાડ સરકાર માને છે અને જણાવે છે:-* "સ્ત્રીઓને કેળવણીની ના પાડવાથી આપણે આપણી જાતને પ્રજાના અડધા સંભાવ્ય બળ વગરની કરીએ છીએ, આપણાં બાળકોને કેળવાયલી માતાઓ મેળવવાના લાભની ના પાડીએ છીએ, અને માતાની શક્તિઓ ઠોઠ બનાવવાથી પ્રજાની ભાવિ સંતાનો ઉપર હાનિકારક અસર કરીએ છીએ. વળી, ગમે તેટલું જીર્ણ થયું હોય અથવા બુદ્ધિ વિરુદ્ધ હોય તોપણ જે કંઇ પ્રાચીન હોય તેને વળગી રહેનારૂં એક મ્હોટું સંરક્ષક બળ સ્ત્રીઓને બનાવવાથી આપણે ઘરની અંદર માનસિક ભેદનો અખાત ઊભો કરીએ છીએ અને પ્રગતિ ઉપર એક બળવાન અવરોધ કરનારી વસ્તુ મૂકીએ છીએ."

## ૯. ઇંગ્રેજી કેળવણી.

### ( ક ) વડોદરા કૉલેજ.

વડોદરા કૉલેજ પ્રથમ સને ૧૮૮૨ માં ઉઘાડવામાં આવી, અને તેની શરૂઆત માત્ર પ્રીવિયસના વર્ગથી થઇ હતી, પરંતુ તે ક્રમે ક્રમે પ્રગતિ કરતી રહી છે. એમાં શિખેલાં વિદ્યાર્થીઓ આર્ટ્સની એમ. એ. અને સાયન્સ ( શાસ્ત્ર)ની બી. એસ સી. ની પરીક્ષામાં બેસી શકે છે. એનો સંબંધ મુંબઈની યુનિવર્સિટી ( વિશ્વવિદ્યાલય ) સાથે છે, અને ત્યાં એ ઉંચી પ્રતિષ્ઠા જાળવી રહી છે. કૉલેજમાં કેટલીક શિષ્યવૃત્તિઓ ( Scholarships ) સ્થાપવામાં આવેલી છે, જેમાંનો પોણો ભાગ રાજ્ય તરફથી પુરી પાડવામાં આવેલી છે. કેટલીક બારે

* ઇંગ્રેજી ઉપરથી.

કેન્દ્ર સંસ્થા–કલાભવન અને તેની શાખા–અમરેલી ઉદ્યોગશાળા સારૂં કામ કરે છે. પ્રો૰ ગજ્જરે સને ૧૮૯૬ માં આ રાજ્યની નોકરી છોડી ત્યાં સુધી તેઓ સંસ્થાના પ્રિન્સિપાલ હતા. તેમના પછી રા૰ રા૰ રાવજીભાઇ મોતીભાઇ પટેલ, એલ. સી. ઇ. એ. એમ. આઇ. મેક. ઇ. જેમણે યુરોપમાં તાલીમ લીધી હતી તેઓએ લાંબા વખત સુધી પ્રિન્સિપાલપદ ધારણ કર્યું અને પ્રો૰ ગજ્જરે વાવેલા અને અંકુરિત થયલા બીજને પોષી સંવર્દ્ધિત કર્યું. વચ્ચે કેટલોક વખત રા૰ રા૰ મગનલાલ છોટાલાલ દેસાઇ, બી. એસ. સી. જેમણે પણ સને ૧૯૦૦ ના પારિસ એક્ઝિબિશન વખતે યુરોપની મુસાફરી કરી છે. તેઓ પ્રિન્સિપાલ હતા અને તેમણે કેટલાક ઘરગથુ ધંધાઓ દાખલ કર્યા હતા. હાલના પ્રિન્સિપાલ રા૰ રા૰ છોટાલાલ હરજીવનદાસ વોરા, બી. એ. એ. એમ. આઇ. સી ઇ. છે. તેમણે પણ ઇંગ્લાંડમાં તાલીમ મેળવેલી છે. વડોદરામાં કલાભવનને અંગે એક મોટું કારખાનું (Workshops) ચાલે છે અને તેના સુપરિન્ટેન્ડેન્ટ મિ. ખરશેદજી નસરવાનજી સેવાઇ, એલ. એમ. ઇ છે. સદર કારખાનામાં દરેક જાતનું લક્કડ અને ધાતુકામ, રંગવાનું તથા નિખારવાનું કામ વેપારી ધોરણે કરી આપવામાં આવે છે. રાજ્યનાં ખાતાંઓએ બની શકે ત્યાં સુધી આ કારખાનામાં સામાન તૈયાર કરાવવો પડે છે, અને દર વર્ષે ઘણા મોટા પ્રમાણમાં કામ તૈયાર થાય છે.

કલાભવનમાં નીચેની શાળાઓ છેઃ—(૧.) ચિત્રશાળા; આ શાળાના હેડમાસ્તર રા૰ રામચંદ્ર જનાર્દન બુધવાર કરે છે. ચિત્રને લગતા વિષયોનો ઇંગ્લાંડમાં અનુભવ મેળવેલો છે. આ શાળાને અંગે રંજન (painting), કોતરકામ (wood-engraving), પ્રતિમા વિધાન (Clay modelling), લાઇફ પેઇન્ટિંગ, અને ઓસિવર્કના વર્ગો છે. ( ) શિલ્પ શાળા, (૩.) યંત્ર શાળા, (૪) રંગ શાળા, (૫.) વણુતર શાળા, અને (૬.) [illegible] શાળા. આ શાળાઓ પૈકી ચિત્રશાળા અને યંત્રશાળાને મુંબઇ સરકારે સ્વીકા[illegible]છે, અને જોઇતી પરીક્ષાઓ પસાર કર્યા પછી વિદ્યાર્થીઓ નિપુણતાના પ્રમાણપત્રો [illegible]ી શકે છે. વ્યાપારશિક્ષણશાળાના વિદ્યાર્થીઓ લંડન ચેમ્બર કૉમર્સ અને નૅશનલ યુનિયન [illegible]ટીચર્સની પરીક્ષાઓમાં બેસી શકે છે. ઉદ્યોગશાળાઓ કેન્દ્રસંસ્થાની પોષક છે અને જેમાં સામાન્ય જ્ઞાન, ચિત્ર અને એક ખાસ કલાનો વિષય શિખવાય છે. કલાભવનને અંગે આ ૭ શાળાઓ ઉપરાંત એક રાત્રીશાળા છે જેમાં દિવસે કામ કરતા કારિગરોને રાત્રે, ૮ થી ૯—૩૦ સુધી ચિત્ર, ભાષા વગેરેનું શિક્ષણ અપાય છે. સને ૧૯૦૯—૧૦ માં કલાભવનમાં વિદ્યાર્થીની સંખ્યા ૩૭૯ અને અમરેલી ઉદ્યોગશાળામાં ૫૭ હતી. સદર વર્ષમાં એ સંસ્થાઓ પાછળ એકંદર ખર્ચ રૂ. ૫૩૪૩૫—૬—૧૦ થયો હતો.

## (ઘ.) મેન્યુઅલ ટ્રેનિંગ (હસ્તકલા શિક્ષણ)ના વર્ગો.

સાહિત્ય શિક્ષણની સાથે હસ્તકલાકર્મને પુષ્ટિ આપવા સારૂ ૮ છોકરાઓની શાળાઓના અંગે હસ્તકલા શિક્ષણનો વર્ગ હોય છે, ત્યાં છોકરાઓની શાળાના ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણમાં આ વર્ગોનો લાભ લેવો અથવા ઇતિહાસ અને ભૂગોળના વિષયો લેવા એ વિદ્યાર્થીઓની પસંદગી ઉપર છે. આ વર્ગોમાં હાથ અને આંખની કેળવણી તરીકે ચિત્ર, સુથારી કામ અને માટી કામ (Claymodeling) ના વિષયો શિખવવામાં આવે છે. સને ૧૯૦૯—૧૦ માં ૧૮૬૪ વિદ્યાર્થીઓ આ વર્ગોનો લાભ લેતા હતા. આ વર્ગો તરફ લોકોની

રુચિ વધતી જતી હોવાથી કંઇક રીતું ધોરણ દાખલ કરી વિશેષ વર્ગો ઉઘાડવા કેળવણી ખાતું વિચાર ચલાવેછે. મૅન્યુઅલ ટ્રેનિંગ વર્ગોના શિક્ષણની દેખરેખ તથા પરીક્ષાનું કામ કલાભવનના પ્રિન્સિપાલ વર્કશોપ સુપરિન્ટેન્ડન્ટની મદદથી કરે છે.

ચિત્રના વર્ગો હાઇસ્કૂલોને અંગે હોય છે અને મૅટ્રિક્યુલેશન વર્ગ સિવાય બધાં ધોરણોમાં ત્યાં એ વિષય ફરજિઆત છે. કેટલીક દેશી શાળાઓમાં તથા મેલ અને ફીમેલ ટ્રેનિંગ કૉલેજોમાં પણ ચિત્રનો વિષય શિખવાય છે.

## ૧૧. યુરોપ વગેરે દેશોમાં કેળવણી માટે મોકલાતા વિદ્યાર્થીઓ.

જૂદી જૂદી જાતના અને ધંધાના કેટલાક વિદ્યાર્થીઓને જૂદા જૂદા વિષયોનો અભ્યાસ કરવા માટે વખતો વખત યુરોપ મોકલવામાં આવ્યા છે અને આવે છે કેટલાકને જાપાન તથા અમેરિકા પણ મોકલવામાં આવ્યા છે. આ વિદ્યાર્થીઓએ સાધારણ રીતે નીચે જણાવેલા વિષયો લીધેલા છેઃ—(૧.) કૃષિ વિદ્યા, (૨.) જંગલ સંબંધી જ્ઞાન, (૩.) વૈદક અને શસ્ત્રવિદ્યા, (૪.) ઉદ્યાન વિદ્યા, (૫.) પાકશાસ્ત્ર અને પાઠશાળાની વ્યવસ્થા, (૬.) વિદ્યુત શાસ્ત્ર, (૭.) સંગીતશાસ્ત્ર, (૮.) યંત્રકલાવિજ્ઞાન, (૯.) કર્મગત યંત્ર શાસ્ત્ર અને યંત્ર રચના, (૧૦.) રસાયન પૃથક્કરણ, (૧૧.) સાર્વજનિક અને ખાનગી હિસાબી જ્ઞાન, (૧૨.) ઘડીઆળની બનાવટ, (૧૩.) ગૃહોપસ્કરની બનાવટ, (૧૪.) કાયદાનું અધ્યયન, (૧૫.) શિક્ષણ શાસ્ત્ર; (૧૬.) સમાજ શાસ્ત્ર, (૧૭.) શિલ્પશાસ્ત્ર, (૧૮.) વ્યાપાર શાસ્ત્ર, (૧૯.) ભાષા શાસ્ત્ર, (૨૦.) ખનિજ શાસ્ત્ર અને ધાતુ શોધન વિચાર, વગેરે. દરેકો અભ્યાસક્રમ પુરો કર્યા પછી પાછાં આવેલામાંના ઘણાને રાજ્યમાં નોકરી આપવામાં આવેલી છે. બહારના વિદ્યાર્થીઓને—યુનિવર્સિટીની અગર સરકારની વિલાયત જઇ અભ્યાસ કરવા માટેની શિષ્યવૃત્તિઓ ધારણા કરનારાઓને-પણ શ્રીમન્ત ગાયકવાડ મહારાજ તેમની આર્થિક જરૂરીઆત પુરી પાડવાને મદદરૂપે કેટલીક શિષ્યવૃત્તિઓ આપે છે. જે નોકરો પોતાના અભ્યાસમાં વધારો કરવાને અગર તે પુરો કરવાને યુરોપ જવાની ઇચ્છા દર્શાવે છે તેમને તેમની રજા મંજુર કરીને તથા નાણાં ઉછીનાં ધીરીને અને કેટલેક પ્રસંગે અમુક રકમ બક્ષિસ આપીને પણ અનુકૂળતા કરી આપવામાં આવે છે. કેટલાક વિદ્યાર્થીઓને હિંદુસ્તાનમાંનાં જૂદાં જૂદાં સ્થળોએ પણ શિષ્યવૃત્તિઓ આપી વિદ્યા અને હુન્નર શિખવા મોકલવામાં આવે છે.

## ૧૨. લાયબ્રેરી અને રીડિંગરૂમો (પુસ્તકાલયો અને વાંચનાલયો.)

લોક સમૂહમાં જ્ઞાન ફેલાવવાના અને તેમની જીજ્ઞાસા જાગ્રત કરવાના તથા હિંદુસ્તાન અને ઇતર સુધરેલા દેશોમાં ચાલતી બુદ્ધિ વિષયક અને ઔદ્યોગિક ચળવળના સંસર્ગમાં તેમને રાખવાના અન્તિમ હેતુથી જે ગામોમાં લાયબ્રેરી અને રીડિંગરૂમોની સવડ ન હોય ત્યાં તે ઉઘાડવા માટે શ્રીમન્ત મહારાજા સાહેબે એક મોટી રકમ મંજૂર કરેલી છે. સને ૧૯૦૯-૧૦ માં વડોદરા રાજ્યમાં ૮૧ સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ, અને ૧૦૪ મિત્રમંડળ લાયબ્રેરીઓ હતી. રીડિંગ રૂમો (વાચન શાળાઓ) ૪૨ હતી. આ ઉપરાંત રાજ્યમાં જૂદે જૂદે ઠેકાણે ઉદારચિત્ત પુરૂષોએ આસરે ૪૦ લાયબ્રેરીઓ સ્થાપેલી છે. આ સર્વ સંસ્થાઓ ઉપરાંત વડોદરામાં એક સેન્ટ્રલ લાયબ્રેરી વાચનાલય સહિત સ્થાપવામાં આવેલી છે અને પેલેસ લાયબ્રેરીનાં સર્વ પુસ્તકો શ્રીમન્ત મહારાજા સાહેબે એ લાયબ્રેરીને સોંપી દીધાં સ્ટેટ લાયબ્રેરીઝના ડિરેક્ટર મિ. ડબ્લ્યુ. એ બોર્ડન એ લાયબ્રેરીના વડા છે અને

ઉપર જણાવેલાં પુસ્તકાલયો પણ તે ખાતાના તાબામાં છે. બીજું એક કિંમતી પુસ્તકાલય "શ્રી સયાજી લાયબ્રેરી"ના નામથી શ્રીમન્ત સંપતરાવ ગાયકવાડે સ્થાપેલું છે.

### ૧૩. ઉપસંહાર.

કેળવણીની પ્રગતિ તે દેશની પ્રગતિની અને રાજાની પોતાની પ્રજા પ્રત્યેના ધર્મની કસોટી છે. શ્રીમન્ત ગાયકવાડ મહારાજ પોતાના એક *ભાષણમાં કહે છે." * * * **રાજાના નાના મોટાની તુલના લોકો તેમના ઓછાવત્તા ઉત્પન્ન ઉપરથી કરે છે. પરંતુ તેમની વાસ્તવિક તુલ્યના લોક કલ્યાણની તેમની પદ્ધતિપરથી કરવીજોઇએ.** * * * " આ સૂત્ર "કેળવણીની પ્રગતિ "ના દિગ્દર્શનથી વડોદરાના મહારાજા સાહેબ કેવું યથાર્થ અમલમાં આણે છે તેનો વિચાર વાચકગણને કરવાનું સોંપી લેખ પૂર્ણ કરવામાં આવે છે. પ્રભુ ! એવા નૃપવરને વડોદરા રાજ્યની પ્રજા ઉપર સદૈવ રાખો.

નાથ.

---

# પૂર્વ પશ્ચિમની સ્ત્રીઓ.

( શ્રીયુત સી. ડી. નાણાવટી બી. એ. ભરૂચ )

એક લેખક કહે કે ' If a girl were asked before birth whether she would like to be born in the East or the Wast, she would probably reply 'And why must I be born at all!" ( જો કોઇ પણ ? આત્માને જન્મ પહેલાં તે પૂર્વ કે પશ્ચિમના દેશોમાં અવતરવા ઇચ્છે છે તે સંબંધી પ્રશ્ન કરવામાં આવે તો તે કદાચ એમ પણ ઉત્તર આપે કે તેણે શા વાસ્તે જન્મવુંજ જોઇએ ? ) પુર્વ પશ્ચિમના બધા દેશોમાં સ્ત્રીઓની સ્થિતિ શોકજનક છે. સમગ્ર જગતમાં પુરૂષનો મોટો ભાગ બુદ્ધિ, નીતિ અને આર્થિક સ્થિતિમાં અધમ સ્થિતિને પ્રાપ્ત થએલો છે, પરંતુ સ્ત્રીઓની એથી પણ અધિકાધિક અધમ સ્થિતિ છે.

પૂર્વના દેશોમાં સ્ત્રીસન્માન સચવાતું નથી, તેમની સાથે કીંકરીવત્ વર્તન રાખવામાં આવે છે. પરંતુ પશ્ચિમના સુધરેલા દેશોમાં સ્ત્રીઓ ઉત્તમ સ્થિતિ ભોગવે છે. સ્ત્રીઓ પુરૂષ સમાન હક ભોગવે છે, સંસારમાં પુરૂષગમ ઉચ્ચ ગણાય છે, તેનાથી આખા સમાજને ઉચ્ચતા અને શુદ્ધિની પ્રાપ્તિ થાય છે: આવું આવું કથન ઘણા પાદરીઓ તથા અન્ય યુરોપીઅનો કહે છે. વસ્તુ સ્થિતિ મોટે ભાગે તદ્દન ઉલટી છે એમ ત્યાંના તત્વજ્ઞો અને સમર્થ લેખકો સંકોચ વિના કહે છે.

પૂર્વ અને પશ્ચિમ બંનેનાં ધર્મ અને સાહિત્ય અવલોકતાં સિદ્ધ થાય છે કે તેમાં સ્ત્રીઓને દેવી તુલ્ય ઉચ્ચ પદવી આપી છે. ઇસસક્રાઇસ્ટની માતા મેરીને દેવી તરીકે ગણી છે. મહા કવિ શેક્સપીઅરે નાયક કરતાં નાયિકાને ઉચ્ચ સ્થાન આપ્યું છે. તેના ઘણા ખરા નાટકો સંબંધી Ruskin ( રસ્કીન ) કહે છે કે 'The catastrophe of every play is caused always by the folly or fault of a man; the redemption if there be any is by the virtue and wisdom of a woman; failing that there is none.'

---

* મરાઠી ઉપરથી.

( પુરુષના અપરાધ કે મૂર્ખતાથી દરેક નાટકમાં ઉપપ્લવ ઉત્પન્ન થયો છે, સ્ત્રીના સદ્‌ગુણ અને ધીરતાથી તેમાંથી મુક્તિ થઇ રહે છે. ) મહાન નવલકથાકાર Scot ( સ્કૉટ ) પણ આવાજ વિચાર દર્શાવે છે. Wordsworth ( વર્ડસ્વર્થ ) તો સ્ત્રીના આદર્શ ઉચ્ચતમ દર્શાવે છે. શ્રેષ્ઠ સ્ત્રી સંબંધી લખતાં તે કહે છે કે 'Common thoughts are piety; her life is gratitude' ( તેના સામાન્ય વિચારો ધર્મથી ઓતપ્રોત થયા હોય છે અને જીવન ઉપકારથી ગર્ભિત હોય છે. ) Browning ( બ્રાઉનીંગ ) તો કહે છે કે 'She is the propagator, the emblem of eternity; men's immortality, a dynamic force and a saviour of man. ( તે જીવનપ્રદાતા છે, અનાદિ અનંતકાળનું ચિન્હ છે, મનુષ્ય માત્રની અમરતા છે, વેગવાન બળ છે અને માણસનો તારક છે. ) ભારતવર્ષમાં કવિ ભવભૂતિએ સતી સીતાની દુર્ઘટ કસોટીદ્વારા સ્ત્રીહૃદયનું ઉચ્ચપણું બતાવી આપ્યું છે. કવિકુલાલંકાર કાલિદાસે એવા ઉત્કૃષ્ટ પ્રકારે શકુન્તલાના હૃદયના ઔદાર્યનું દર્શન કરાવ્યું છે કે રાજા દુષ્યન્ત તેને પતિ છતાં પણ માનને ગલિત કરી તેને નમન કરે છે. સરસ્વતીચંદ્રમાં ગુણસુંદરી પણ પોતાના પતિના કુટુંબમાં શાંતિ પ્રસારી પતિને કિંચિત્ પણ પ્રતિકૂલતા ન નડે એમ બુદ્ધિપૂર્વક વહન કરે છે. યોગિનીમાં યોગિની સ્ત્રી પોતાના પતિને અદ્‌ભૂત જ્ઞાન સમર્પે છે અને યોગિનીકન્યા અનેક ચમત્કાર દર્શાવી આધ્યાત્મિકજ્ઞાન અને રસવિદ્યાનું રહસ્ય પોતાના પતિને સમજાવે છે. પૂર્વ પશ્ચિમની સ્ત્રીઓ સમીપ આવા ઉત્કૃષ્ટ આદર્શ છતાં આધુનિક સમયની સ્ત્રીઓની સ્થિતિ નિકૃષ્ટ છે એ માણસજાત માટે શોચનીય છે.

પશ્ચિમના દેશોમાં સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. તેઓ પાઠશાળામાં પણ શિક્ષણ લે છે, ગહન વિષયોનું અધ્યયન કરે છે અને સંપાદન કરેલા જ્ઞાનને પ્રકાશમાં લાવવા અનેક સાધનદ્વારા યુક્તિ પ્રયુક્તિઓ રચે છે, છતાં પણ અનેક સ્ત્રીઓનું જીવન વિપત્તિના વાદળથી છવાયલું હોય છે. પુખ્ત ઉમરે આવતાંજ સ્ત્રીઓને પતિ મેળવવાની વાંછના સ્વાભાવિકજ થાય છે. પ્રતિષ્ઠાપૂર્વક સુખમય જીવન નિભાવવા માટે અને માતા થવાની ઇચ્છા પૂર્ણ કરવા માટે તેમને ભારે અભિલાષા થાય છે, યુરોપની પદ્ધતિ પ્રમાણે, પતિપસંદગી માટે તેને અતિશય ફાંફાં મારવાં પડે છે, ચાહપાણીના, નાચરંગના અને પ્રાર્થના મંદિરના મેળાવડામાં યોગ્ય પતિની શોધમાં તેને આથડવું પડે છે. તેના અંતઃકરણને અનુકૂળ આ હીલચાલ ન હોય તોપણ આકર્ષક થવા માટે નવીન નવીન વસ્ત્રાલંકાર સજ્જ કરવા પડે છે અને એક પાર્ટીમાંથી બીજી પાર્ટીમાં એમ ભટકાં મારવાં પડે છે. પોતાને માટે પાલક અને પ્રેમી મેળવવા માટે અસંખ્ય ખુશામતો અને ઢોંગ કરવા પડે છે.

કુલીનપતિની પસંદગી મેળવવા માટે સંગીત, નૃત્ય, ઉચ્ચ શિક્ષણ અને સામાજિક શુદ્ધ વર્તનની આવશ્યકતા હોય છે. યુરોપના દરેક શહેરમાં વર્તન શીખવનારા અધ્યાપકો હોય છે, તેઓ સમાજમાં ભપકાવાળા અને આકર્ષક કેમ દેખાવું તથા હાવભાવ કેવા રાખવા તે સંબંધી શિક્ષણ આપે છે. સર્વ યુરોપીય સ્ત્રીઓને સંગીતનો શોખ હોય છે એવું નથી પણ શ્રેષ્ઠપતિ મેળવવામાં આ નિપુણતા સાધનભૂત થાય છે, તેથીજ તેઓને બળાત્કારથી આની પાછળ મંડ્યા રહેવું પડે છે. પાંચ પાંચ કલાક સુધી મેજપર પીઆનો વગાડતાં તેમને બેસી રહેવું પડે છે. એક ઓરડામાં આંગળીઓ થાકી જાય, મન કંટાળી જાય અને

સંગીતના સ્વરથી કર્ણો બ્હેર મારી જાય છતાં પણ ભવિષ્યમાં સુપતિપ્રાપ્તિમાં તે ભાગ્યશાળી થાય માટે ગોંધાઇ રહેવું પડે છે, અને તેમની માતાઓ તેમને મારી મચડીને બેસાડે છે. સ્ત્રીઓનો આ વ્યાપાર છે. જેમ પુરુષવર્ગને ધંધા માટે હવાતીઆં મારવાં પડે છે તેમ સ્ત્રીઓને લગ્ન માટે હવાતીઆં મારવાં પડે છે. હાલનો ઇંગ્લાંડનો બર્નાર્ડશૉ નામનો મહાન લેખક પોતાના 'Man and Superman' નામના નાટકમાં આવાજ ઉદ્ગારો કાઢે છે.

આટલું છતાં પણ જો મન ગમતો પતિ મળી લગ્ન થાય છે તો ઠીક, નહિતો સ્વાભાવિક માતા થવાનો ઉમંગ તેમનો મંદ પડી જાય છે. ૨૫–૩૦ વર્ષની વય સુધી તેઓને લગ્ન પ્રસંગ મળતો નથી તો તેઓનાં હોંસ કોડ ઉડી જાય છે અને રાતદિવસ નિસાસા નાંખ્યા કરે છે, અને પુરુષો બજાવી શકે એવી કઠિન નોકરીની ધુંસરીમાં જોડાવું પડે છે. આથી સ્ત્રીઓને વ્યક્તિ વિકાસના સંજોગો ઓછા થતા જાય છે અને મગજમાં અન્ય કોઇ વિષયની ધૂન પેસી જાય છે તથા ભાવિ જીવનમાં મહાન્ વિપત્તિ વેઠવી પડે છે.

હિંદુસ્થાનમાં કુમારીકાઓ ૧૧–૧૨ વર્ષ સુધી સહેજસાજ શાળાઓમાં શિક્ષણ લે છે, અને ૧૧–૧૨ વર્ષની વય થતાંજ લગ્ન કરી નાંખવાનાં હોવાથી તેમને શાળાનો ત્યાગ કરવો પડે છે. નાત જાતના કારણવશાત્ બેટીવ્યવહારના કુંડાળાં અતિશય સંકુચિત હોવાથી અને પતિ થવા યોગ્ય પુરુષવર્ગ ગણ્યો ગાંઠ્યો હોવાથી યોગ્યપતિ સુભાગ્યે કોઇનેજ મળે છે. ૧૩–૧૪ વર્ષ થતાંજ તેઓ ગૃહસ્થાશ્રમની ધુસરીમાં જોડાય છે. અવિભક્ત કુટુંબની યોજના (Joint family system) પ્રચલિત હોવાથી પતિગૃહમાં સાસુ નણન્દની આજ્ઞાનુસાર રહેવું પડે છે, લઘુ–નહિવત્ જેવા શિક્ષણથી મન સંકુચિત હોવાથી સ્ત્રી વર્ગ મૂર્ખ અને અવિચારી રહે છે તેથી પરગૃહથી આવેલી વહુને સાસુ નણન્દ મ્હેણાં ટોણાંથી પજવે છે. પતિના પ્રેમનું પાત્ર થયેલી આવી બાળાના સંસારસુખનું સ્વરૂપ નીચે પ્રમાણે હોય છે.

> श्वश्रु पश्यति नैव पश्यति यदि भ्रूभङ्ग वक्रे क्षणा ।
> मर्मच्छेद पटुमपि प्रतिक्षणं ब्रूते ननान्दा वचः ॥
> अन्यासामपि किं ब्रवीमि चरितं स्मृत्वा मनोवेपते ।
> कान्तः स्निग्ध दृशा विलोकयति मामेतावदागः सखि ॥

(સાસુ તો સામું જોતી જ નથી, કદાચ જુએ છે તો વાંકી આંખના કટાક્ષથી જુએ છે; નણંદો ક્ષણે ક્ષણે હૃદયના મર્મ ભેદાઇ જાય એવાં વાક્યો બોલે છે; બીજાઓનાં વર્તન માટે પણ શું કહું ! કહેતાં મન કંપી ઉઠે છે; મારો પતિ મારા ઉપર મીઠી આંખથી જુએ છે એટલુંજ હે સખિ, જાણે મારું પાપ થયું છે.) આ સર્વ જો તે બાળાઓ મુંગે મોઢે ગળી જાય તો ઠીક નહિતો અહર્નિશ ક્લેશ જાગ્રત રહે છે અને સ્ત્રીના લોહીનું શોષણ થાય છે. પ્રસંગે જો તે સગર્ભા કુમળી વયમાં થાય છે તો તેનાં મન તથા શરીરને ઘણાં દુઃખો ખમવાં પડે છે. અને અપરિપક્વ સ્થિતિમાં રહી જીવનપર્યન્ત દુઃખ દેખે.

માતાઓ અજ્ઞાનના ભંડાર હોવાથી કન્યાઓને સુશિક્ષણ બાળવયમાં તો મળતુંજ નથી. શાળાઓમાં બહુધા પુરુષોચિત શિક્ષણક્રમ હોવાથી સ્ત્રીયોગ્ય બુદ્ધિ વિકાસ જોઇએ તેવો થતો નથી. જો તેનો પતિ બુદ્ધિશાળી હોય અને શ્રમ લેઇ શિક્ષણ આપે છે તેનું ભાવિ સુધરે

છે. પણ બાળલગ્ન થયાં હોય છે તો પતિના અભ્યાસમાંજ તે વિઘ્નરૂપે સાલે છે અને પતિ પત્ની ઉભય જીવનપર્યંત અર્ધદગ્ધ રહે છે, કદાચિત્ પુરૂષ વિદ્વાન, વિચારશીલ અને વિનીત હોય છે તો સ્ત્રી છેકજ કનિષ્ટ હોય છે, તેથી તેના તરફ તદ્દન બેદરકાર રહે છે અને અજ્ઞાનતિમિરમાં તે આખો જન્મારો સબડાયા કરે છે, અને સ્વ. સાક્ષર શ્રી નવલરામના શબ્દ પ્રમાણે 'ભાઇનું ચિત્ત તો ભૂગોળ અને ખગોળમાં રમે છે પણ પેલીનું ચિત્ત તો ચુલા માંય' એવું કજોડું થઇ રહે છે. ભૂગોળ અને ખગોળનો વિદ્વાન ચુલામાં ચિત્ત વાળીને પણ પોતાના જેવી બનાવે એવા દૃષ્ટાંતો તો હિંદુસંસારમાં વિરલ છે તેથીજ શ્રીમુખે કહ્યું છે કે 'આરે સંસારમાં એકજ મોટી ખોડ, સરખે સરખી જોડ ન દીઠી કોઇની.'

પશ્ચિમની સ્ત્રીઓ જ્યારે બેહદ મેળાવડામાં ભાગ લે છે, ત્યારે હિંદુસ્થાનમાં સ્ત્રીથી પુરૂષ સમાન ભાગ લેવાતો નથી. દરેક ધર્મકાર્યમાં લોકની મેદનીની મધ્યે પુરૂષ પોતાની પત્ની સાથે બેસી શકે છે, પરંતુ પુરૂષ જેટલીજ ધર્મ અને નીતિના કાર્યમાં રસ લેતી હોય તોપણ સ્ત્રી મેળાવડામાં કે ઉત્સવમાં પોતાના પતિ જોડે બેસી શકે નહિ અને તેટલી સ્વતંત્રતાથી ભાગ પણ લેઇ શકે નહિ. આથી સ્ત્રી પુરૂષ પરસ્પર સંપર્કમાં આવતાં નથી અને બંનેના મનોરાજ્યો ભિન્નપદ્ધતિપર રચાય છે અને એ મનોરાજ્યના પ્રજારૂપી વિચારો ભિન્ન રહે છે; ભિન્ન વિચારોને પરિણામે બંનેનાં વર્તન ભિન્નતર થાય છે. આના પરિણામે સ્ત્રીપુરૂષ પરસ્પર દૂરજ રહે છે અને પરસ્પર જીવન સુખી કરવાને બદલે પ્રસંગે દુઃખનાં કારણ થઈ પડે છે.

યુરોપમાં અનેક સ્ત્રીઓને પતિના અભાવે નોકરીની ખટપટમાં પડવું પડે છે. પોસ્ટ ઑફીસમાં તો એટલી બધી સ્ત્રીઓ છે કે તે ખાતું સ્ત્રીમય હોય એમ લાગે છે. કેટલીક સ્ત્રીઓ હોટેલમાં રાંધનારીઓ, કચરો કાઢનાર તથા બુટ સાફ કરનાર તરીકે મજુરી કરે છે. અવિભક્ત કુટુંબની વ્યવસ્થાના અભાવે સ્ત્રીઓને આ દુઃખ મુંગે મોઢે સહન કરવું પડે છે, અને એવી કંગાલ સ્થિતિમાં જીવનનિર્વાહ કરવો પડે છે કે તેનું બારીકાઇથી અવલોકન કરનારને કમકમાટ છૂટે છે.

હિંદુસ્થાનમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષ કરતાં ઘણી ન્યૂન છે તેથી અને 'ડોસો કુંવારો રહે પણ ડોશી કુંવારી ન રહે' એ પ્રચલિત ભાવના પ્રમાણે કોઈ પણ સ્ત્રી કુંવારી રહેતી નથી. છતાં બાળલગ્ન મોટા પ્રમાણમાં થતાં હોવાથી તથા અન્ય અનેક કારણોથી વિધવાઓની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી છે. અવિભક્ત કુટુંબની વ્યવસ્થાના પ્રતાપથી તેમજ પડદાની પદ્ધતિથી વિધવાઓ કંગાળ જીવનની શૃંખલામાંથી મુક્ત રહી શકે છે. બાળવયથી નૈતિક અને ધાર્મિક સંસ્કારો દૃઢ સ્થપાયલા ન હોવાથી નિરર્થક જીવન વિધવાઓ ગાળે છે અને ભારરૂપ થઈ પડે છે નિરાધાર વિધવાઓને પેટપોષણ માટે સખત વૈતરું કરવું પડે છે. વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ ઠેર ઠેર સ્થપાય અને ત્યાં જો વિધવાઓ યોગ્ય રીતે શિક્ષણ પામે તો તેઓ દેશને ઉપકારક થાય અને દેશની સાથે તેમનું પણ કલ્યાણ થાય; તેથી આવી સંસ્થાઓને પ્રજાએ ઉત્તેજન આપવું ઘટે છે.

યુરોપમાં અને હિંદુસ્થાનમાં મજુર વર્ગની સ્ત્રીઓને કુમળી વયથીજ કારખાનામાં સખ્ત કામ કરવું પડે છે. જર્મનીમાં બાળકનું મરણપ્રમાણ ઘણું મોટું છે તેનું મુખ્ય કારણ માતાઓ બાળકને ધવડાવતી નથી એ છે, માતાઓ કારખાનામાં મજુરીએ જાય છે અને છોકરાં ઘેર મહોલ્લામાં રમ્યા કરે છે. કોઇ કોઇ સ્ત્રીઓને આખો દિવસ ઉભા રહેવું

પડે છે અને તેમનો શારીરિક બંધારણ ઘસાઈ જઇ તૂટી જાય છે. ગૃહનું કાર્ય તેમને મોડી રાત સુધી જાગીને કરવું પડે છે. આમ છતાં પણ તેમનું વેતન અતિ ન્યૂન છે. આ પ્રમાણે મજુર વર્ગની સ્ત્રીઓ પૂર્વ ને પશ્ચિમમાં બને કેડાએ રીબાય છે.

હિંદુસ્થાનમાં કોઇ કોઈ જ્ઞાતિઓમાં પુરુષ એકથી વધારે સ્ત્રીઓ કરે છે, આથી પ્રથમ પરણેતરને શોકપનું સાલ થાય છે અને ઉભય સ્ત્રીઓ પતિ સાથે કલેશ કરી દુઃખના ડુંગર થઈ પડે છે. આ પણ સ્ત્રીઓને જેવું તેવું દુઃખ નથી. પશ્ચિમના મુલકોમાં સ્ત્રી અને પુરૂષો અરસપરસ કંટાળી જાય છે તો છૂટાછેડા મેળવે છે અથવા તો નામનો સંસાર ચલાવે છે, મી. ઑગસ્ટ બેબેલ નામનો એક જર્મન લેખક લખે છે કે 'By far the greater number of married men could not support a second wife...... As a rule, they have already two and more wives. One is legitimate and the others are illegitimate.'

(ઘણા પરણેલા પુરૂષો બે સ્ત્રીઓનું ભરણપોષણ કરવા શક્તિવાન થતા નથી...... સામાન્યતઃ તેમને બેજ ગેરીઓ હોય છે, એક પરણેતર અને બીજી રખાત હોય છે.) સ્ત્રીઓની ત્યાં કેવી ગતિ હશે તેનો ખ્યાલ આથી સહજ આવે એમ છે.

હિંદુસ્થાનની સ્ત્રીઓ અજ્ઞાન અને અશિક્ષિત હોઇ આખો દિવસ કુથલી કર્યા કરે છે અને જોશી અને સામુદ્રિકોના હાથમાં સપડાય છે; તથા ભૂતપલિત, ડાકણ અને એવી અંધશ્રદ્ધા સેવી દુઃખી થાય છે. યુરોપમાં પણ તેવીજ રીતે સાધારણ સ્ત્રીઓ ગપ્પાસપ્પામાં અને નવલકથામાં દિન નિર્ગમન કરે છે અને પુર્વોક્ત વહેમોના ભોગ થઇ પડે છે.

યુરોપની સ્ત્રીઓનો મુખ્ય આદર્શ ઉત્તમ મનોબળ છે. સાંસારિક તથા રાજકીય હકો મેળવવા એ તેમનું હાલ મુખ્ય લક્ષ્યસ્થાન છે. કષ્ટ પરંપરા સહન કરીને પણ તેઓ એ હકો મેળવશે એમ જણાય છે. મીસીસ ચુલક્રી નામની એક સ્ત્રી લેખક કહે છે કે ભવિષ્યમાં સ્ત્રી સર્વોપરી થશે. જેમ સ્ત્રીઓ અસલ પરવશ અને નિરાધાર હતી તેમ ભવિષ્યમાં પુરૂષો નિરાધાર અને સ્ત્રીઓના આશ્રિત થશે, આગળ વધી તે એમ કહે છે કે ભવિષ્યમાં સ્ત્રીઓ દુનિયાઉપર રાજ્ય કરશે અને તે વખતની દુનિયા વધારે સુખમય થશે. ઉચ્ચ સ્ત્રી પોતાનો પતિ પોતેજ પસંદ કરશે. જેમ આજ સ્ત્રીઓ પુરૂષનાં પુંછડાં ગણાય છે. તેમ પુરૂષો સ્ત્રીઓનાં પુંછડાં ગણાશે. ભવિષ્યનો આધાર સ્ત્રીજાતિ છે. અને ભવિષ્યમાં ઉચ્ચ પુરૂષ નહિ પણ ઉચ્ચ સ્ત્રી થશે.–There will be a superwoman not a super-man. અંકુશ વિનાનું મનોબળ કેવા વિચાર ઉપજાવે છે તેનું આ દૃષ્ટાંત છે. ધર્મબળ અને હૃદયબળ વિનાનાં વિકૃત મનોબળની આવી સ્થિતિ થાય છે. આવા વિચાર તો આ દેશની સ્ત્રીઓને સ્વપ્નમાં પણ ભાગ્યેજ આવતા હશે. યુરોપની સ્ત્રીઓને ધર્મબળ અને હૃદયબળ કેળવવાની ખાસ જરૂર છે.

હિંદુસ્થાનમાં સ્ત્રીઓમાં મનોબળની ખામી છે. પતિપ્રેમ પાછળ પ્રાણ ત્યાગ કરનાર પ્રેમદાઓ આ સમયમાં પણ નીકળે છે; ઘરડી ખખ થઇ માતાઓ શરીર અને આત્માના રૂધિરમાં પોતાનાં બાળકોને પોષતી માલમ પડે છે, છતાં પણ દૃઢ મનોબળ વિનાનું તેમનું હૃદબળ ઝળકતું નથી. અજ્ઞાનરૂપી આવરણ આ તેમના હૃદબળને ઢાંકી દેઈ સડવા દે છે, માટે તેમને સુશિક્ષણની આવશ્યકતા છે.



The late R. B. Krishnalal Ochhavram.

The 'Lakshmi Art'—Bombay.

આમ છતાં પણ અનુભવ અને સ્વપ્રયત્નથી તેમનું ઇંગ્રેજીનું જ્ઞાન હાલના યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો કરતાં ઓછું નહોતું. તેમના પિતાશ્રી તેમને ઉર્દુનો ખાનગી અભ્યાસ કરાવતા હતા પણ કરતાં ગવનો તેમને હદ ઉપરાંત શોખ હતો.

**યુવાવસ્થા.** શરૂઆતમાં તેમને રૂ. ૧૨ ની હંગામી કારકુનની જગ્યા મળી અને થોડીક મુદત વિત્યા બાદ આશરે ૨૦ વર્ષની ઉમરે અમદાવાદના કલેક્ટર સાહેબની ઇંગ્રેજી ઓફીસમાં તેમને રૂ. ૧૫ ની કાયમની જગ્યા મળી. એમની કામ કરવાની પદ્ધતિથી તેમના કામનાં વખાણ થવા લાગ્યાં અને ઉપરી અધિકારીની ઉત્તરોત્તર પસંદગી થવાથી એજ ઓફીસમાં તેમને બીજા કારકુનની જગ્યા મળી.

**પ્રદર્શન.** ઘોડાની ઓલાદ સુધારવા અને વધારવાનું વાસ્તવિક જણાતાં નામદાર સરકારે અમદાવાદમાં ઘોડાનું પ્રદર્શન ભરવાની શરૂઆત કરી અને તે વખતના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ કર્નલ હમ્ફ્રીની સેક્રેટરી તથા સ્વર્ગસ્થ રા.બા. કૃષ્ણલાલની આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે નિમણુંક કરવામાં આવી. પ્રતિ વર્ષે ઘોડાનું પ્રદર્શન વધુ અને વધુ ફતેહમંદ થવા લાગ્યું કેમકે તે સ્વર્ગસ્થની સંપૂર્ણ કાળજી અને અથાગ મહેનતનું પરિણામ હતું. કર્નલ હમ્ફ્રી એમના કામથી બહુજ પ્રસન્ન હતા. અને તેમની સ્વર્ગસ્થના ઉપર સંપૂર્ણ મહેરબાની હતી. એમના કાર્યથી સંતોષ થતાં નામદાર સરકારે એમને રાવસાહેબ બનાવ્યા અને એક સાધારણ સેકન્ડ ક્લાર્ક ને આવું માન મળતાં સર્વ કોઇને આનંદ તથા આશ્ચર્ય થયાં.

સરકારી વાલી ઘોડાની માવજત વિષે તેમને સારૂં જ્ઞાન હતું. દરેકની ઓળખ એવી તો સંપૂર્ણ હતી કે પ્રદર્શનમાં ઘોડીને તેનું વછેરૂં આવતાંજ સ્વર્ગસ્થ તેની ઓલાદ વિષે સત્વર જણાવી દેતા. જે જે લોકો પ્રદર્શનમાં પોતાનાં જનાવરો લાવતા તે સર્વે સ્વર્ગસ્થના ગુણાનુવાદ ગાતા હતા, અને તેનું મુખ્ય કારણ એજ હતું કે તે સર્વ તરફ સ્વર્ગસ્થની શુદ્ધ અંતઃકરણની પ્રેમની લાગણી હતી; કેમકે સર્વની હકીકત તેઓ શાંતિથી સાંભળતા અને ઘટતી સર્વ મદદ આપવામાં સર્વદા ઉત્સાહી ને કાળજીવાળા રહેતા.

સ્વર્ગસ્થ રા. બા. કૃષ્ણલાલને ભરૂચના કલેક્ટર સાહેબના હેડ ક્લાર્ક નિમવામાં આવતાં તેઓ ભરૂચ દશ વર્ષ સુધી રહ્યા. તે દરમ્યાન એક બે પ્રદર્શન ભરાયાં પણ તેઓ અમદાવાદમાં હેડ ક્લાર્કતરીકે આવતાં પ્રદર્શનમાં જાણે નવું જીવન ઉમેરાવા લાગ્યું હોય તેમ થયું અને એમની સાથે ડા. ભટ્ટ પણ સપ્રેમ ઉત્સાહથી એ કામમાં મશગુલ થવા લાગ્યા.

ઘોડાના પ્રદર્શન સાથે ખેતીવાડી અને ઢોરનાં પ્રદર્શન ભરાવા લાગ્યાં અને એવડા ઉત્સાહથી તેને અધિકાધિક ફતેહમંદ કરવામાં વિજય મળ્યો.

મુંબાઇ અને સુરતમાં ભરાયલાં ખેતીવાડીના પ્રદર્શન વખતે અમદાવાદ જીલ્લાના ખેડુતોને લઇ તેમને મોકલવામાં આવ્યા હતા.

**સરકારી નોકરી.** રોજનું કામ રોજ પુરૂં કરવાની ટેવ એમનામાં મળતી તે આખર સુધી હતી અને તે વિષયે અમદાવાદ જીલ્લાના મહેરબાન કલેક્ટર સાહેબના નીચેના લેખથી ખાત્રી થઇ શકશે.

# IN MEMORIAM.

*Rao Bahadur Krishnalal Ochhavram, Died at Ahmedabad, 13th February 1912.*

Krishnalal Ochhavram, Rao Bahadur, is dead. If ever it was true of a man that his place could not be filled it is true of him: he was essential to so many things that they seem impossible now that he is gone. What will the Ahmedabad horse and cattle shows be without that dominating, ubiquitous figure, quaintly garbed in snuff-coloured smock and loose mauve *phenta*, that wonderful voice, now drawling, now raucously strident, directing all things and all men, without the kindly glance from behind these gold rimmed spectacles, the indulgent smile beneath that grizzled, walrus like moustache? How will the famine-striken cattle fare now that the soul of charity, the essence of organization, has departed from the midst of the relief-camps? And where shall we look for another such preacher and exponent of scientific agriculture?

No believer in resting on well-earned laurels, the Rao Bahadur had, since his retirement from Government service, five years ago, taken up the role of country gentleman, and a fine one he made. He acquired land, tilled it and, as occasion arose, added to his holding. No absentee land lord he, but a practical enterprising farmer whose methods and crops were an object-lesson to the countryside: no dilettante fancier, but as sound a judge as he was an ardent lover of live-stock. When the monsoon failed last year Krishnalal, debarred from the excitements of his annual cattle and horse shows, turned his energies to demonstrating how quick-growing fodder crops could be raised and animal life preserved. For the past three months he had been bearing, as a labour of love, the brunt of the executive work of the Ahmedabad Famine Charitable Relief Committee, and the nine hundred odd head now cared for in the three cattle Kitchens are there mainly as a result of his whole-hearted practical exposition of the life-saving tenets of his religion. His days were spent at the camps, his nights in devising improvements in and additions to them; and he expired almost in the act of penning a letter about opening a fresh one.

As Head Clerk to successive Collectors he was notorious as a drafter of communications which required softening down. An officer once asked him why he favoured such strong language, and the reply was characteristic. "Sir," said the old gentleman, slapping his chest, "I say to myself. 'Krishnalal, you are Collector of Ahmedabad; what do you say to this?' and then I write what I *should* say." He never quite lost his fire-eating proclivities, but they cloaked one of the mildest natures which ever breathed.

Though he leaves neither widow nor child his loss will be felt almost as that of a father by hundreds who were privileged to call themselves his friends. Indefatigable to the very end, he died, as he would have wished, in his self imposed harness and flushed with pride that his work had, only a few days before, been seen and commended by the highest authority in the Presidency.

As the shrunken waters of the Sabarmati bear his ashes, past the scenes of his labours of yesterday, to that rest which his strenuous life knew not and desired not we who tarry by the riverbank may take comfort in the assurance of the welcome with which the Master will receive this good and faithful servant; "Krishnalal, well done."

14th February 1912.

H. L. P.

ઘણા એક કલેકટર સાહેબોના હાથ તળે સ્વર્ગસ્થે નોકરી કરી હતી અને કેટલીક વેળા એમને "મામલત" આપવાનું પૂછવામાં આવતું, ત્યારે પૂરા માનથી તેઓ ના પાડતા અને તેનું કારણ એ હતું કે તેમણે એવોજ નિશ્ચય મૂળથી કરેલો હતો કે એકજ ઉપરી અધિકારીના હાથ તળે નોકરી કરવી.

**છપનીઓ** છપ્પના મહા દુષ્કાળ પછી ડા. ભટને સાથે રાખી બેહજાર ઉપરાંત ગાયો અને તેટલીજ સંખ્યાના બળદ પસંદ કરી અમદાવાદ જીલ્લાના ખેડુતોને તગાવી તરીકે તેમણે વહેંચ્યા હતા.

**નોકરીનું છેવટ.** પેન્શનપર જતા પહેલાં એમને નોકરીની મુદતમાં વધારો કરી આપવાનું પૂછતાં પોતાનો સતોષ જણાવી માન સાથે ના પાડી તેમણે પેન્શન લીધું ત્યારે નામદાર સરકારે એમની નોકરીની કદર કરી એમને રાવબહાદુર બનાવ્યા.

**ઉત્તરાવસ્થા.** ખેતીવાડીનો સ્વાભાવિક શોખ હોવાથી સ્વર્ગસ્થે કેટલીક જમીન મેળવી અને તેમાં ખેતી સંબંધી સુધારા વધારાના પ્રયોગ શરૂ કરવા માંડયા. તે માટે જે જમીન રાખી હતી તેનું નામ "કૃષ્ણ—વિલાસ—ઉપવન" આપ્યું હતું. હાલના જમાનાને અનુસાર તેઓ નવી ઢબ—રીત પ્રમાણે ખેતી કરતા અને બીજા પાસે તેવી કરાવવા આગ્રહપૂર્વક પ્રયત્ન કરતા. તે ઉપરથી માયાળુ સરકારે પ્રસન્ન થઈ થોડા સમય ઉપર કોરોનેશન પ્રસંગે એમને એક સન્માનપૂર્વક દાખલો આપ્યો હતો.

## સામાન્ય.

**વ્યાયામ.** જો કે કૃષ્ણલાલનો સ્વર્ગવાસ ૬૫ વર્ષે થયો છતાં તેમની શારીરિક સંપત્તિ હાલના જુવાનોને પણ અદેખાઈ કરવા જેવી હતી. અને આ પ્રમાણે હોવાનું કારણ તેમને વ્યાયામની એક સરખી નિયમિત ટેવ હતી, તેજહતું. તેઓ બાળપણથી દેહાંત સુધી નિયમિત કસરત જેવી કે દંડ કરવા, બેઠક કરવી, મગદડ ફેરવવા અને ઘોડે સ્વારી કરવી વિગેરે કરતા હતા. ઘરમાં કસરત કરવા ઉપરાંત તેમને ઘોડેસ્વાર થઈ ફરવાનો

ઘરોજ શોખ હતો. તેમની પાસે જે "છબીલી" નામની ઘોડી હતી તેનું હજુ પણ તેમના પરિચયનાં મનુષ્યો સ્મરણ કરે છે. અવસાન સમયે તેમની પાસે બે ઘોડા–એક કાળો (કૃષ્ણ) અને બીજો લાલ હતા.

**ધર્મ.** તેઓ નિયમિતરીતે અવસાન સમય સુધી પ્રાત:કાલે ફક્ત ઠંડા પાણીથી સ્નાન કરી પૂજન, ધ્યાન, ધારણા, જપથી પરવારી ઈતર સંસારિક કાર્યમાં પ્રવેશતા. કુટુંબનો ધર્મ જોકે સ્વામિનારાયણ માર્ગનો હતો અને તેમાં શ્રદ્ધાવાન હતા તોપણ "શ્રી શ્રેય: સાધકઅધિકારિ" ના એઓ હિમાયતી થયા હતા. શક્તિઅનુસાર દ્રવ્ય ખરચી તેને અધિકાધિક ફતેહ મળે તે બદલ સદા સર્વદા તેઓ ઉત્સુક રહેતા. રાજા કાકા " નો ૧૯૬૭ નો અમદાવાદમાં મળેલો, સાધન સંમારંભ " પ્રત્યેક અધિકારીને યાદ રહેશેજ.

**શોખ.** તેમને સંગીતનો અદ્‌ભૂત શોખ હતો અને સિતાર, તાઉસ વગાડવાનો તેમને અભ્યાસ હતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી તેઓ પોતે કહેતા કે સંગીતથી શ્રમિત મનને આરામ અને આનંદ પ્રાપ્ત થાય છે. મોરલી અથવા બંશી જ્યારે જ્યારે તેઓ વગાડતા ત્યારે તે સાંભળવા માટે સ્ત્રી પુરૂષો એકત્ર થઇ, સ્તબ્ધ ઉભાં રહી પૂર્ણ પ્રસન્ન થતાં હતાં.

તેમને દેશી અને યુનાની દવાનો અદ્‌ભુત શોખ હતો અને એમના સંગ્રહ કરેલા દુકા—નુખશા એટલા તો અનુભવસિદ્ધ છે કે જ્યારે પોતે કોઈને પણ તે બતાવતા ત્યારે તેને બેશક ફાયદો થતોજ હતો.

પોતે વિદ્યાવિલાસી હતા. સંસ્કૃતનું જ્ઞાન જો કે સામાન્ય હતું તોપણ ઉર્દુ પર તેમનો સારો કાબુ બેસી ગયો હતો અને " નઝીર " ની કવિતાના તેઓ ઉપાસક હતા એમ જણાવતાં આનંદ થાય છે જે કાંઇ કરવું તે એકનિષ્ઠાથીજ કરવું, નિયમિતપણેજ કરવું અને નિરંતર નિમકહલાલપણેજ રહેવું, પ્રમાદ કરવો નહીં, સર્વ કોઈ ને તનમનધનથી યથાશક્તિ સહાયકારી થવું અને સદા સર્વદા પ્રસન્ન રહેવું એ તેમના અનુભવના સિદ્ધાંતો ( Practical principles ) હતા. પ્રસન્નકર એવું શરૂઆતમાં તેમનું નામ રાખેલું હતું, પણ તેમને ' કીકુભાઇ " અગર " રાવ સાહેબ " ના નામથી સર્વે કોઇ જાણતા અને બોલાવતા.

**સ્નેહ**—તેમના અંતરના મિત્રની સંખ્યા એકજ આંગળીના વેઢા પર ગણાય તેટલીજ હતી, છતાં જે કોઇ એમના પરિચયમાં આવતા તેઓ સર્વ સ્વર્ગસ્થના મિત્રજ થતા હતા. નિસ્વાર્થી શુદ્ધ પ્રેમ રાખવો એ તેમનો આશય હતો.

**છેવટ**—રા. બા. કૃષ્ણલાલભાઇ માત્ર થોડીજ મિનિટની માંદગી ભોગવી હૃદય(Heart) ના રોગથી સ્વર્ગવાસી થયા. જેઓએ એમને જોયા છે, જાણ્યા છે, અને જેઓએ એમનો પરિચય કર્યો છે અને સ્નેહ સંબંધ રાખ્યો છે તેઓ સ્વર્ગસ્થને નિરંતર યાદ કરે છે અને કરશેજ. તેઓશ્રીની ઉચ્ચ અભિલાષા એવી હતી કે તેમનો આત્મા અખિલ વિશ્વના શાંતાકાર તેજ સાથે મળી–ગયો છે એક રસ થઈ ગયો છે–એવી આ લખનાર મિત્રની સંપૂર્ણ ખાત્રી છે. ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

---

॥ ॐ श्री ॥

# इष्टपदप्राप्त श्रीमान् मास्तर साहेबना रहस्यमय जीवनतुं दिग्दर्शन.

અનુસંધાન ફાલ્ગુન પૃષ્ટ ૩૨૪.

( શ્રીયુત ગોવર્ધન. ઇ. પટેલ. બી. એ.—મુંબઇ ).

" અર્પું આજે મુજ હૃદયના પ્રેમનું જે તળાવ,
તે માંહિથી કરદ્વયભરી અઞ્જલિ પ્રેમ ભાવ. "

## प्रथम अञ्जलि.
## શરીર સામગ્રી.

" And can Thy soft persuasive *Look*,
That *Voice* that might with music vie,
Thy *Air* that every gazer took
Thy matchless Eloquence of the *Eye*;
[ Can They Fade ? ] "

" જોઉં હું **નેત્રો** કે જોઉં હું **નાસિકા**,
હરિ સર્વાંગે વહાલો અલબેલો,
સુંદર આ **સ્મિત** સખિ ! છે ક્યાંહિ જોયું !
હરિ પેલો ચંદ્ર પણ લાગે મને મેલો— "

* કમલની કલિકાઓના આકારનું અનુકરણ કરતાં છબદ્ ઉંડાં ગંભીર નેત્રવાળી, શ્રી વિષ્ણુ ભગવાનના વેગમૂર્તિરૂપ વાહન વિહંગરાજ સાથે સામ્યદર્શાવતી નાસિકાવાળી, તથા જ્ઞાન, ભક્તિ અને યોગરૂપી સાધનનું દર્શન કરાવતા રેખાત્રય વાળા વિશાલ અને ભવ્ય ભાલવાળી મુખમુદ્રાના ચંદ્રના અમૃતમય અંશુઓનો જેમને સ્પર્શ થયો હતો એવા સદ્‌ભાગી સજ્જનો.

चराचर जगज्जालसदनं वदनं तव ।
गलद्गगनगांभीर्यं वीक्ष्यामि हृतचेतसा ॥ એ યશોદાની ઉક્તિનું

ફલિતાર્થ પૂર્વક નિદર્શન અનુભવતા હોય તેમ તેમના મનોહારિત્વ પૂર્ણ ગગનગાંભીર્યના દર્શનથી પોતે કૃતિતાર્થ થાય છે એ પ્રકારની ઉત્સાહજનક અપૂર્વતાને માણતા હતા.

" અનેક પ્રસંગે પોતાના શરીરની દુર્બળતાના અવધિરૂપ સ્થિતિને પ્રાપ્ત થવાના પ્રસંગોમાં પણ સદ્‌ગુરુ તથા વર્ગ નિમિત્ત પોતાના દુઃખમાત્રનું અવગણના પૂર્વક વિસ્મરણ કરી પ્રાપ્તકર્તવ્યધુરાને અડગપણે વહન કરનાર " ; **શ્રીમન્ માસ્તર સાહેબનું શરીર** બાલવયમાંથીજ અત્યંત સ્ફુર્તિને પ્રતીત કરાવતું હતું.

સ્ફુર્તિવાળું શરીર હોવા છતાં યોગ્ય ઉમર થતાં તેમને તેમના પિતા તરફનો શ્વાસ ( Asthma ) નો વ્યાધિ લાગુ પડેલો હતો; અને **તેની અસરથી તેમના જીવનમાં અનેક પ્રકારના વિલક્ષણ ફેરફારો થયા હતા.** આ વ્યાધિને નિવૃત્ત કરવાને તેમણે અંતઃકરણમાં

કુદરતના નિયમો વડે સ્વાધીનમાં રાખવાના પ્રયત્નો ચલાવવા શરૂ કર્યા, ને પૂર્વે પણ તેમનું વ્યાધિનિરોધનું બળ અસાધારણ રીતે જાગી ગયું હતું. અનેક નહિ સહન થાય તેવા શારીરિક વ્યથાના પ્રસંગોમાં પણ તેઓશ્રીએ અડગપણે શ્રીમન્ નૃસિંહાચાર્યના લેખોની નકલો કરવાનું તથા બીજી લેખ સંબંધી વ્યવસ્થાઓ ગોઠવવાનું કાર્ય શ્રદ્ધા અને ઉત્સાહ પૂર્વક ચલાવ્યા કર્યું હતું.

આરોગ્ય સંબંધમાં અમેરિકાનાં માસિકો, પુસ્તકો, યાંત્રિક સાધનો તથા કસરત વગેરેની રીતિઓ (Systems)નો તેમણે અનેક પ્રસંગે ઉપયોગ કર્યો હતો. એટલુંજ નહિ પરંતુ તે તે બાબતોના અનુભવોથી ચર્ચાદ્વારા તથા લેખદ્વારા અસંખ્ય મનુષ્યોને તેમણે તે સર્વનો લાભ આપ્યો હતો.

આવી પડેલા વ્યાધિને શત્રુરૂપે નહિ ગણતાં તેમણે મિત્રરૂપે તેને પોતાના શરીરમાં સ્થાન આપ્યું હતું; અને તેના ફળરૂપે કોઈ વિલક્ષણ સંકેતથી આ વ્યાધિ પણ જાણે તેવોજ ભાવ તેમના પ્રતિ સેવતો હોય તેમ તેમને પ્રવાસના પ્રસંગોમાં, વ્યાખ્યાનો આપવાના સમયમાં તથા એવાં ખાસ કર્મો કરવાના વખતોમાં જાણે અનુકૂળ થઇ જઇને સરળતા કરી આપતો હતો.

કુદરતના નિયમોના પાલનથી અને યોગ્ય કસરત કરવાથી ગમેતેવા વ્યાધિઓ દૂર થાય છે. તેવા નિશ્ચયને ધારણ કરી તેમણે આહાર વિહારમાં ફેર કરવા માંડયો. સાદોજ ખોરાક અને મરી મશાલા વિનાના સાત્વિક પદાર્થોના સેવનથી, અમુક સમય ફરવા જવું અથવા સ્કુલમાં અમુક નિયમની ગતિથી દૂર સુધી ચાલતા જવું, આવવું એવા નિયમથી, અને સેન્ડોના કસરતના યંત્રથી (Exerciser)થી તેમણે આ વ્યાધિને દબાવવાનો આજથી પંદરેક વર્ષ પહેલાં આરંભ કર્યાનું અનુમાન પહોંચી શકે છે.

જમીનમાં એક વખત બીજક દૃઢ રોપાઈ ગયા પછી યોગ્ય પોષણ મળતાં તે જેમ ઉગી નિકળી વધવા માંડે છે તેમ તેઓશ્રીના અંતઃકરણમાં આરોગ્ય સંબંધનું પૂર્વોક્ત બીજક રોપાઇ ગયા પછી વિવિધ અન્ય સાધનોના પોષણથી તેની ઉત્તરોત્તર વૃદ્ધિજ થતી ચાલી. જ્યાંત્યાં આરોગ્ય માટેના વિચારોની શોધ કરવાની જીજ્ઞાસા વૃત્તિએ તેમની પાસે Whitning, Surediror momemrts, Soon Swobodi, Nit jiten વગેરે અંગ કસરતની રીતિઓ સમયાનુસાર આકર્ષી આણી.

વિદ્યાર્થીઓના તથા સાધકબંધુઓના સમૂહમાં આ બધા વિચારોને પરોપકાર વૃત્તિથી ફેલાવતા તેઓ તેમની સાથે શિયાળામાં પ્રાતઃકાળે વહેલા ફરવા જઇ દોડવાની, કુદવાની, તથા પૂર્વે જણાવેલી રીતિઓમાંની કસરતો કરતા હતા.

સાંજના વખતમાં પણ ફરવા જવું, ક્રીકેટનો કોઈ કોઇ વાર આનંદ લેવો તથા ફુટબોલની રમત રમવી વગેરેમાં પણ તેઓ અત્યંત ખંતથી ભાગ લેતા. આ સર્વ ક્રિયાઓના તેઓશ્રીજ નેતા (Leader) હતા અને એવા તો રસથી તેઓ સર્વને આ ક્રિયાઓમાં યોજી દેતા કે જે વડે આખો દિવસ તેજ આનંદનું ભાન સર્વ ભાગ લેનારને રહ્યા કરતું હતું.

આહાર વિહારના નિયમોના દૃઢ પાલનથી તેઓશ્રી આ અસાધ્ય વ્યાધિને શમાવી દેવાના સાહસમાં વિજયી થયા. થોડાં વર્ષ શરીરનું સુદૃઢ આરોગ્ય ભોગવ્યું નહિ એટલામાં તો ભગંદરના વ્યાધિએ નવિન સાધનો અને સહનશીલતાનું બળ તેમનામાં પ્રકટ કર્યાં. ગમેતેવો મજબુત બાંધાનો સુદૃઢ મનુષ્ય પણ જે જાતના દુઃખને સહન ન કરી શકે તેવા આ દુઃખને સહન કરતી વખતે તેમણે વિલક્ષણ બળનું સર્વ સંબંધીઓને ભાન કરાવ્યું હતું. ડોકટરનો પણ જીવ ન ચાલે તથા હાથ ધ્રુજી ઉઠે તેવા વાઢકાપ (Operation) ની ગંભીર અણીને વખતે ડોકટરોની ખાસ સલાહ છતાં પણ તેમણે કલોરોફોર્મ સુંઘવાની ના પાડી હતી અને સર્વના આશ્ચર્ય વચ્ચે તેમણે વાઢકાપનો સઘળો સમય અપ્રતિમ ધૈર્ય સેવ્યું હતું.

નવિન જીવન પ્રાપ્ત કર્યું હોય તેવું તેમનું શરીર પુનઃ સતેજ થયું અને પૂર્વ કરતાં પણ અધિક ઉત્તમ સાધનો તેમણે પોતાના તરફ આકર્ષ્યાં. દીર્ઘશ્વાસ, પ્રાણાયામ, તથા ફેફસાંનું બળ વધારવાની રીતિઓ ( Systems ) અને યંત્રો ( Apparatus ) નો તેમણે હવે વધારામાં ઉપયોગ કરવો ચાલુ કર્યો. શ્વાસ ( Asthma ) ના વ્યાધિના દરદીઓ ફેફસાંની જે કસરતો કરવામાં પાછા પડે છે તેવી કસરતો તેમણે કરવા માંડી તથા Neumoxytor; Spirometer; અને Breathing Tubes જેવાં સહાયક સાધનોથી તેમની હવા લેવા તથા મુકવાની શક્તિમાં ઘણોજ વધારો કર્યો.

આ સર્વના ઉપયોગથી તેમના શરીરમાં આશ્ચર્યકારક ફેરફારો થયા. તેમના સ્નાયુઓ ( Muscles ) તથા શરીરના માપમાં ઉત્તમ પ્રકારનો વધારો થયો. થોડાં વર્ષ આ પુષ્ટ સ્નાયુમય સ્થિતિનો આનંદ ભોગવી અન્ય અનેકને તેતે સાધનોથી પુષ્ટ કરતા તેઓશ્રીને પુનઃ વળી કેટલીક અવ્યવસ્થાથી વ્યાધિનો હુમલો થયો.

આ વખતે તેમણે નવિન ઉત્સાહથી નવાંજ સાધનોનો ઉમેરો પોતાના પૂર્વોક્ત પ્રયત્નોમાં કર્યો. જળોપચાર ( Hydropathy ) ના પ્રયોગો તથા ક્રોમોપથી ( Cromopathy ) ના સિદ્ધાંતોનો તેમણે આ સમયે અનુકુળ કરવા માંડ્યો. લુઇકુન્ડે ( Lovis kutne ) ના જળથી રોગ મટાડવા ( Water-cure ) વગેરે પ્રયોગથી તેમણે પુનઃ પૂર્ણ આરોગ્યની સ્થિતિ પ્રાપ્ત કરવા માંડી. ટબમાં ઠંડા પાણીમાં બેસવા વગેરેના પ્રયોગો સાથે તેમણે Turkish-Vapor-Bath) જેને આપણા લોકો " નાસ લેવો " કહે છે તેનો ઉપયોગ પણ ચાલુ રાખ્યો, તથા આંતરડાને ધોવાના નલિકાયંત્ર ( Douche ) નો પણ ઉપયોગ સાથે સાથે નિયમિત રીતે ચલાવ્યો.

( અપૂર્ણ ).

## શ્રીભક્ત.

શ્રી ગુર્જર સાહિત્યપરિષદ્ ને     સચિત્ર માસિકનું

## अभिनंदन.*

( ફાગન કે દિન ચાર—એ લયમાં ).

પરિષદ ગુર્જરી ! આજ, દઉં અભિનંદન તુજને— પરિ૦
પ્રકટ્યાં જેમાં વેદ પુરાણો, એવી પુનિત ગીર્વાણ,
સુતા તેહની ગિરા ગુર્જરી, તેહ તણી તું પ્રાણ —દઉં૦
અક્ષય, પ્રેમ, દયા, નર્મદ, ને, નવલ, નંદ, શણગાર !
દલપત, મહીપત, ગોવર્ધન બલ ! છે તુજ જયજયકાર —દઉં૦
વીરક્ષેત્ર–નરેન્દ્ર–ચંદ્રનાં, અમૃતકિરણોમાંહી,
સાક્ષર–પુષ્પ અનેક કરે સ્મિત, તુજ ઉદ્યાને આંહી —દઉં૦
આ શ્રેયસ્કર અવસર સમયે, તુજ ઉન્નતિનું ગાન,
કરે ભક્ત આ વદી પ્રેમથી, " જયભારત સંતાન " — દઉં૦(ગો૦ર૦)

* વડોદરામાં ભરાયેલી પરિષદની પહેલા દિવસની બેઠકની શરૂઆતમાં સાહિત્ય ભક્તોને સુંદર આર્ટપેપરપર શ્રીમન્ રણછોડભાઇ તથા શ્રીમન્ સંપતરાવ ગાયકવાડનાં બે બાજુએ છાપેલાં બે સુંદર બ્લરક સાથે રંગીન અને પુષ્પની બોડરવાળી આ અભિનંદનની સુવર્ણ અંકિત પ્રતો વહેંચવામાં આવી હતી.

# पत्रपेटी.

" આ ભક્ત માસિકના વાંચનથી મને નિરંતર, શારિરિક, માનસિક તેમજ વ્યાવહારિક કાર્યોમાં ઉત્તમ લાભ મળ્યાજ કરે છે અને તેના માસિકને અત્રે વસતા આપણા ભાઇઓમાં બહોળો ફેલાવો કરવાનો પ્રયાસ કરવો તે મારી ફરજ છે " હં. કુ. કલકત્તા.

આપના પત્રને માટે ઉપકાર માનવામાં આવે છે અધિપતિ.

" આપના ગયા અંકમાં શ્રી **વિશ્વબંધ સ્મારક** શ્રી ભક્તકિરણાવલી પ્રથમ રશ્મિ વાંચના આનંદ થયો છે, અમે કેટલીક નીચેની વિગતો **શ્રી વિશ્વબંધ** સ્મારક સંબંધમાં જાણવા માગીએ છીએ અને તે પછી આ સ્મારકમાં અમારાથી બને તે સહાય આપવા વૃતી છે તો કૃપા કરી અમને પ્રત્યેક બાબતપર આપ ખુલાસો કરશો. "

પ્રિયભાઇ!                                                                    **કલ્યાણ.**

આપના પત્રમાં માગેલી હકીકત સંબંધમાં અમે કંઇજ જણાવી શકીએ તેમ નથી. આ સ્મારક ફંડ સારૂં થાય અને તેના આશયો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય તે માટે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના અધ્યક્ષપણા નીચે એક કમિટી સ્થાપવામાં આવેલી છે, જેમાં શ્રીયુત કીસનદાસભાઇ જેઠાભાઈ કણિયા બી.એ. સામળદાસ કાલેજના સસ્કૃત પ્રોફેસર તથા શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મ્હેતા બી. એ અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઓફિસર સાહેબ અને અન્ય સંભાવિત સજ્જનો છે–તેથી આ સ્મારકના કાર્ય સિદ્ધિ માટે શંકા ઉઠાવવાનું પ્રયોજન નથી. આપને તેમ છતાં આ સંબંધમાં સઘળીજ વિગતો જોઇતી હશે તો ઉપર જણાવેલ કોઇપણ સદ્‌ગૃહસ્થને વિનંતી કરવાથી ખુલાસો થશે.                                                                    **આધિપતિ.**

---

# श्रीभारतवर्षीय औदीच्यब्रह्मसमाज ॥

**શ્રી ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજનું નવમું સંમેલન કાઠીઆવાડમાં આવેલા શ્રી બીલખામુકામે આ બ્રહ્મસમાજના પ્રમુખ મહાત્માશ્રી નથુરામશર્માના " આનંદાશ્રમ "માં ચાલતીશાલના જ્યેષ્ઠસુદિ ૨–૩–૪ ( સન ૧૯૧૨ ના મે માસની તારીખ ૧૮–૧૯–૨૦ ) ને વાર શનિ, રવિ, સોમ એ ત્રણ દિવસ થવાનું છે. તેની છાપેલી નિમંત્રણ પત્રિકા.**

**શ્રીભારતવર્ષીય** ઔદીચ્યબ્રહ્મસમાજના ગયે વર્ષે રાજનગરમાં ( અમદાવાદમાં ) થયેલા આઠમા સંમેલનસમયે થયેલા ઠરાવ પ્રમાણે, આ વર્ષે આ બ્રહ્મસમાજનું નવમું સંમેલન બીલખામુકામે આ બ્રહ્મસમાજના પ્રમુખ પૂજ્યપાદ મહાત્મા **શ્રીનથુરામશર્મા**મહારાજતરફથી તેઓશ્રીના શ્રીઆનંદાશ્રમમાં સંવત્ ૧૯૬૮ના જ્યેષ્ઠસુદિ ૨–૩–ને ૪ વાર શનિ, રવિ, ને સોમ તા. ૧૮–૧૯–૨૦ મી માહે મે સને ૧૯૧૨ના દિવસોએ થશે

આગળનાં સંમેલનોએ આપણે આપણી જ્ઞાતિમાંથી શું શું નઠારું દૂર કરવાનું છે, તથા શું શું શુભ ગ્રહણ કરવાનું છે તે શબ્દોવડે વારંવાર નક્કી કર્યું છે. હવે આપણે કરવાયોગ્ય ક્રિયાઓને આચારમાં મૂકી આગળ વધવાનું છે.

આપના તરફ આ નિમંત્રણપત્રિકા મોકલવામાં આવે છે, માટે આપણી જ્ઞાતિની ઉન્નતિમાટે પ્રયાસ કરવા ઇચ્છતા આ સંમેલનમાં ભાગ લેવા અવશ્ય અહિં પધારશો એવી ખાત્રી છે. આપ આપના ગામની તથા આપની આસપાસના ગામોની આપણી જ્ઞાતિમાંના

નારાઓએ **બીલખા**સુધીની યા જૂનાગઢસુધીની ટીકીટ લેવી. ગુજરાતમાંથી આવનારે વઢવાણ કે પથા ધોળાને માર્ગે યા રાજકોટને માર્ગે આવવું, તેમજ પોતે કઇ તારીખે કઇ ગાડીમાં આવશે તે આગળથી અવશ્ય લખી જણાવવું, કે જેથી જુનાગઢ અને **બીલખા**ના રેલ્વે સ્ટેશનોએ બનતી ગોઠવણ કરવાનું સ્વયંસેવકોને અનુકૂળ પડે.

આ સંમેલન માત્ર આપણી જ્ઞાતિની ધાર્મિક અને વ્યાવહારિક સ્થિતિની ઉન્નતિનિમિત્તે થતું હોવાથી આ સંમેલનમાં કોઇને કોઇ પણ રાજકીય વિષયઉપર તથા કોઈ પણ મતપંથના ખંડનમંડનઉપર ચર્ચા કે ભાષણ કરવા દેવાની અનુમતિ આપવામાં આવશે નહિ.

વર્તમાનપત્રના વૃત્તાંતલેખકો તથા સ્થાનિક અધિકારીઓ આદિ યોગ્ય ગૃહસ્થોને સ્વાગતમંડળના પ્રમુખતરફથી અનુમતિપત્ર મળશે, અને તેમને બેસવાની ગોઠવણ કરી આપવામાં આવશે, પરંતુ આવા ગૃહસ્થોથી ત્યાં બોલવાનું, ટીકા કરવાનું, મત દેવાનું કે એવું બીજું કોઇ પણ જાતનું કામ અથવા ચર્ચા કરાશે નહિ. તેમજ તેમણે સમાજના ધોરણને શાન્તિથી અનુસરવું પડશે.

સંમેલનના દિવસોએ નિયમના કાર્યક્રમનું સૂચીપત્ર અગાઉથી બહાર પાડવામાં આવશે.

કોઈ પણ પ્રતિનિધિએ સમાજમાં કાંઇ દરખાસ્ત, ભાષણ કે બીજું કાંઇ કરવાનું હોય તે બને તો તેની વિગતસાથે આગળથી આ સમાજના પ્રમુખશ્રીને લખી જણાવવું, કે જેથી વિષયવિચારમંડળપાસે તે રજુ કરી શકાય.

સંમેલનને લગતું દ્રવ્ય અથવા બીજું દ્રવ્ય મોકલનાર કે ભરનારને આ સંમેલનના મંત્રીઓની સહીવાળી છાપેલી પહોંચ આપવામાં આવશે.

હવે પછી આ બ્રહ્મસમાજનું સર્વ કામ નિયમપૂર્વક વ્યવસ્થાથી ચાલે એવી ચોકસ ગોઠવણ થવાની છે, માટે સ્વજ્ઞાતિનું હિત ઇચ્છનારા જૂના, મધ્યમ અને નવા વિચારના સર્વ જ્ઞાતિબંધુઓએ અવશ્ય આ સંમેલનમાં ઉત્સાહપૂર્વક આવવાનું છે આપણી જ્ઞાતિમાં કેટલાક વિદ્વાનો, જાગીરદારો, શ્રીમંતો, વેપારીઓ, અધિકારીઓ, ડૉક્ટરો, વૈદો અને વકીલો આદિ છે, તેઓએ પોતાના વ્યાવહારિક વ્યવસાયસાથે પોતાની જ્ઞાતિના હિતમાટે તન, મન અને ધનથી હવે આગળ આવવાની અગત્ય છે.

આનંદાશ્રમ **બીલખા**થી થોડે દૂર રમણીય ને લગભગ એકાંતભાગમાં છે. ત્યાં તનમનને શાંતિ પ્રાપ્ત થવા ઉપરાંત ગ્રીષ્મઋતુમાં પણ ઉષ્ણતાની અસર જણાતી નથી. પાસે ગિરનારપર્વત હોવાથી તેનો રમણીય દેખાવ દૃષ્ટિએ પડે છે. ગિરનારની, પ્રભાસપાટણની ને દ્વારકાની યાત્રા કરવાની કાઠીઆવાડમાંના પ્રાચીનસ્થળો જોવાની જેમને ઇચ્છા હોય તેમને આ નિમિત્તે તે લાભ પણ અનાયાસે મળી શકે એમ છે, માટે સર્વ વિવેકી બંધુઓએ આવી શુભ તકનો ઉત્તમપ્રકાર લાભ લેવો ઉચિત છે, અને પોતાના વ્યવસાયી બંધુઓને સહાયતાથી સાથે લાવી તેમને પણ આ શુભ પ્રસંગનો લાભ અપાવવો ઉચિત છે.

આ સંમેલનસંબંધી સર્વ પત્રવહેવાર આ સંમેલનના મંત્રીઓને શરનામે કરવો.

| | |
|---|---|
| જ્ઞાતિસેવકો | જ્ઞાતિસેવક |
| **જમિયતરામ નરભેરામ ત્રવાડી** | **ગણપતરામ અનુપરામ ત્રવાડી.** |
| **ભાઈશંકર ધનજી દવે.** | **પ્રમુખ, શ્રીભારતવર્ષીય ઔદીચ્ય.** |
| **મંત્રીઓ. શ્રીભારતવર્ષીય ઔદીચ્ય** | **બ્રહ્મસમાજના નવમા સંમેલનનું** |
| **બ્રહ્મસમાજના નવમા સંમેલનનું** | **સ્વાગતમંડળ.** |
| **સ્વાગતમંડળ.** | |

સચિત્ર માસિક

# શ્રી ભક્ત.

લવાજમ અગાઉથી પોસ્ટેજ સાથે.

| | |
|---|---|
| હિંદુસ્તાનમાં | રૂ. ૩—૦—૦ |
| હિંદુસ્તાન બહાર. | રૂ. ૩-૧૨—૦ |

ફેધરવેટ કાગળ પર છપાતું !!

# મહાત્મા શ્રી ગૌરાંગપ્રભુનું

# સચિત્ર ચરિતામૃત

## નામના ગ્રંથનો પૂર્વવિભાગ.

( આસરે ત્રણસો પાનાનો અપૂર્વ ગ્રંથ ) ફેધરવેટ કાગળ પર છપાય છે.

મૂલ્ય. રૂ. ૩—૦—૦

આ અમૂલ્ય ગ્રંથ અમારા પ્રત્યેક ગ્રાહકોને ભેટ આપવામાં આવશે.

આ ભેટના પુસ્તકમાં રાખવામાં આવેલાં ચિત્રો તમે તમારા

ડ્રોઇંગ રૂમમાં રાખવા જરૂર લલચાશો

એવા તે સુંદર અને મનોહારી છે.

અધિક આષાઢનો અંક કાઢવામાં આવે છે.

જામિયતરામ લક્ષ્મીરામ પંડિત,

અધિપતિ અને પ્રકાશક.

રાયપર—અમદાવાદ.

# श्रीभक्त.

## हालरडुं.

(श्री ज. पु जोषीपुरा, अेम अे वडोदरा)

हिंडोले हिंचकावुं मारा बाळुडा, हैये हेत धरावुं
हॉंसे हुलरावुं मारा बापुडा, नींदरडी हुं करावुं–हिंडोले १
सुखे रे सुतो छे मारो लाडको, मोंघो लाखनो हीरो,
वाउ ने वला रे बधी भागजो, सुतो छानो छे वीरो हिंडोले २
आछी आछी रे तेनी गोदडी, माथे ओढण आलु,
आघां पाछां बधां हो थई जजो, खेंची नांखशे पाछुं–हिंडो. ३
बोल न पोपट मीठा बोलडा, मारो बाळक जागे,
मधुरी मेनां रे म्हो तुं बांधजे, रखे अे उंघ त्यागे–हिंडोले ४
हां हां रे उठीने शूरा खेलजो, गखीश खेल रचावी,
व्हाला कुंवर कोडे कूदजो, पूरीभून मचावी–हिंडोले. ५
वाय छे धीरा धीरा वायरा, झोंकां हां हां रे आवो,
अळुळुळु हांरे करुं पोढजो, जोगी जोग जगावो–हिंडोले. ६
सोणांबाई सोंपुं तारी सोडमां, सोजीलो नंदलालो,
हुलावी फुलावी गजी राखजे सुतो हांहांरे कालो हिंडोले ७

...ા સ્વચ્છ કરી રોગથી બચો
...જાતની આ શાકુંતલ સુગંધી અગરબત્તી
...થી હવા સ્વચ્છ કરી મન પ્રસન્ન રાખો
પીળી તોલા ૧ ના તોલા ૨૪ ના શેર

| | | | |
|---|---|---|---|
| | રૂ | ૧ | ના રૂ |
| ...તુરીની | ,, ,, ૦ાા | ,, | ૧૦ |
| ...બરની | ,, , ૦ા≈ | ,, | ૭ાા |
| | , ,, ૦ા | ,, | ૫ |
| ... કાળી | , ૦ા– | ,, | ૬ા |
| ...ી | ,, ,, ૦)≈ | ,, | ૩ાા |
| ...ી | ,, ,, ૦)≈ા | ,, | ૩)≈ |
| ...તી | ,, , ૦)–ા | , | ૧ાા– |
| ...તી હલકી | ,, , ૦)૦ાા | , | ૧ |

...ની ઘણી ઝીણી નંગ ૧૦૦ ના રૂ ૧ા
...ી પી ખર્ચ દરેકનું જુદું
...સિવાય બીજી હલકી પણ જે ભાવની જોઇશે
...ે મળશે દરેક ઠેકાણે એજન્ટો જોઇએછીએ
...પાન, ઉત્તમ જાતની ટેરીયો, ગોવા
...વા, પીતર અને દીવાપસંદ વગેરે માટે તાકીદ
...ઓછા રૂ )૩ અગાઉથી મોકલી ઓર્ડરો નોંધાવો.
...જરી કિનારી છેડાના ધોતીયા ખેસ, રૂમાલ,
...ા, સાડીઓ વગેરે મંગાવો જરી સાચી
...ીયન એજન્સી, સાવકાર પેઠ, મદ્રાસ

## મેલેરીયા, ઇનફ્લ્યુએનઝા અને સાધારણ પ્લેગ માટે

બાટલીવાળાનુ એગ્યુ મીક્ષચર અથવા ગોળીઓ કીમત રૂ ૧

બાટલી વાળાનુ ટુથ પાઉડર, દેશી તથા અંગ્રેજી ઓષધીઓ જેવી કે માયાફળ અને કારબોલીક એસીડમાથી રસાયણીક રીતે બનાવવામાં આવે છે વી પી કીમત ૪ આના

બાટલી વાળા દાદરનો મલમ કી ૪ આના

ઉપની દવાઓ દરેક ઠેકાણે તેમજ
**એચ૦ એલ૦ બાટલીવાળા,**
વરલી લેબોરેટરી, દાદર મુબઇ—
એ ઠેકાણેથી પણ મળશે.

**મનુષ્ય ધર્મ અથવા આત્મદેવની ઉન્નતિ.**

શ્રીયુત વૈદરાજ શામજી માધવજી ત્રિવેદી વિરચિત ડેમી બારપેજી આસરે ૧૦૦ પૃષ્ટનુ પુસ્તક અમને મોકલવામાં આવ્યુ છે તે પહોચ્યુ છે વિવિધ શ્લોક આપી જુદા જુદા વિષયોને વધારે અસરકારક કરવામાં સારો પ્રયત્ન કરવામાં આવ્યો છે પુસ્તકમા સ્વર્ગવાસી શ્રીયુત વિપ્રવર્ય જીઠાભાઇ જીવનભાઇ, મેદરડાનુ ચિત્ર આપી તેને આકર્ષ કર્યું છે મૂલ્ય. ૦—૬—૦

## વિષયાનુક્રમ.




આ માસિક 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમા શા સાંકળચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

અને તેનું પરિણામ એવુ તો રૂડુ આવ્યુ છે કે અમારી વાચનારી આલમને માટે આપણી ગુર્જરી ભાષાના ઘણા વિદ્વાન લેખકોના અમૂલ્ય લેખો આ માસિકમા પ્રકટ કરવાને અમે સદ્‌ભાગી થયા છીએ

**श्रीमानोनी अमूल्य सहाय**

જેમ અમને વિદ્વાનોની ઉત્તમ સહાય મળી છે તેમજ આ માસિકને ઉત્તમ રૂપમા પ્રકટ કરવામા અમને અનેક ધાર્મિક અને ઉદાર શ્રીમાનોની સહાય પણ મળી છે જેમની સહાય વગર આ માસિક ભાગ્યેજ આટલુ લોકપ્રિય થઇ શકયુ હોત!

**सर्वथी वधारे सहाय तो वाचकोनी संख्याए आपी छे**

ગમે તેટલા ઉત્તમ લેખો અમારા માસિકમા પ્રકટ થવા પામ્યા હોત અને ગમે તેટલી શ્રીમાનોની સહાય અમને મળી હોત પણ જો અમને વાચનારી પ્રજા તરફથી આવકારદાયક સહાય ન મળી હોત તો અમારો આ પરિશ્રમ નિષ્ફળ સરખોજ થાત પણ અમે પરમેશ્વરનો ઉપકાર માનીએ છીએ કે તેમની કૃપાથી અમારી વાચનારી આલમે અમને મોટી સખ્યામા સહાય આપી અમને આભારી કર્યા છે અને આ સહાયમા દિનપ્રતિદિન અણધાર્યો વધારો થતોજ જાય છે **એ શ્રીભકતની વધતી જતી લોકપ્રિયતાનો સચોટ પુરાવો છે.**

**उपकार निवेदन.**

અમારા **સુજ્ઞવાચકો,** અમને સહાય અર્પનાર **શ્રીમાનો** અને જનસમાજ માટે અનેક ઉપયોગી વાચન પ્રકટ કરવાના અમારા પ્રયત્નમા અવકાશ ઓછો હોવા છતા પણ પરિશ્રમ લઇ સમયે સમયે ઉત્તમ લેખો અર્પનાર **વિદ્વાન** લેખકોનો આ સ્થળે અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. અને પરમેશ્વર પાસે નમ્ર યાચના કરીએ છીએ કે વાચકો, શ્રીમાનો તથા વિદ્વાનો તરફનુ સહાય મોટા પ્રમાણમા પ્રાપ્ત કરાવી **શ્રીભક્તનાકાર્યને** સર્વોત્તમ વિજય પ્રાપ્ત કરાવો અસ્તુ ॥



# શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં કરેલી પાદપૂર્તી માટે શ્રી કુન્દનને

# અભિનંદન.

શ્રી કુન્દન (હીમ્મતલાલ ડાહ્યાભાઈ દવે) ને શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા પાદપૂર્તિના સ્મરણાર્થે શ્રી પ્રેમાનંદ કૃત **સત્યભામા-રોષદર્શિકા** નામક નાટક ભેટ મળ્યુ છે, તે માટે તેમને અંત:કરણપૂર્વક અભિનંદન આપતા અમને આનંદ થાય છે. તેમને મળતા માનમા ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ એવી અમારી પ્રભુપ્રતિ પ્રાર્થના છે. (અધિપતિ)



### પાદપૂર્તિ માટે અપાએલી લીટી.

અંગુલી અધરે અડાડી ચકિતા
જો આ મૃગાક્ષી ઉભી.

### શ્રી કુન્દન રચિત પાદપૂર્તિ.

ચિંતામા પિગળીજતી વિરહી,
એ અશ્રુથી આક્ષી ધરે,
"દ્હાયો એ રમણ અહી
મુજભણી આવ્યો નિહાળ્યો હશે!
કે ભ્રાન્તિ મનની હશે!"
નહી હજી નિશ્ચે કરી તે શકી
અંગુલી અધરે અડાડી ચકિતા
જો આ મૃગાક્ષી ઉભી

વડોદરા તા ૭-૪-૧૯૧૦

Art Bombay



શ્રીસદ્‌ગુરૂ પરમાત્મા શ્રીમાન્ અચ્યુતાનંદ સ્વામી.

જન્મ અધિક જ્યેષ્ઠ કૃ ૧ સવત ૧૮૯૬ સ્વરૂપસ્થિતિ–હરદ્વાર ભાદ્રપદ કૃ ૮ સવત ૧૯૫૬

॥ ૐ શ્રીઁ ॥

# योगीराज श्री अच्युतानंद स्वामी

( નિનામાનંદ હરિદાસ પુના. )

**आलंबन**

મનુષ્ય માત્રને આગળ વધવામાં આલંબનની અપેક્ષા હોય છે જેને જે દિશામાં આગળ વધવુ હોય તેને તે દિશામાં આગળ વધેલા પુરૂષોનુ દૃષ્ટાંત ઉપકારક નિવડે છે અને આથીજ પ્રવૃત્તિની ભિન્ન ભિન્ન શાખાઓમાં અને ક્ષેત્રોમાં મનુષ્યની દૃષ્ટિ અનુકુળ આલંબન શોધવાને મથતી હોય છે

**इतिहास अने पुराणोनो उपयोग**

ઇતિહાસો અને પુરાણો, દંતકથાઓ અને ગાથાઓ, જીવનવૃત્તો અને નાટકો, અનેક રસભરી વાર્તાઓ—અને નવલ કથાઓ વગેરે જો કોઇપણ રીતેજન સમાજને ઉપકારક હોય તો તે ભિન્ન ભિન્ન વ્યક્તિઓને ભિન્ન ભિન્ન પ્રકારનાં આલંબન પુરાં પાડે છે મનુષ્યને આગળ વધવાની, મોટા થવાની, સુખી અને વધારે સુખી થવાની અમર્યાદ, ન નિવારી શકાય તેવી ઇચ્છા હોય છે અને તેથી આગળ કેમ વધવુ, કેમ થવુ, સુખી-વધારે સુખી કેમ બનવુ એ શોધી કહાડવા તે અનેક ફાંફાં મારે છે

**ते शुं शोधे छे ?**

તેના અંતઃકરણમાં સહજ પ્રશ્ન વારંવાર એજ ઉઠે છે કે મારી દિશામાં કોઇ પૂર્વે આગળ વધ્યો છે ? કોઇ મોટો થયો છે ? કોઇ સુખી-અધિક સુખી થયો છે ? અને તેને અનુકરણ કરવામાં ઉપયોગી થાય એવુ એકાદ પણ દૃષ્ટાંત જો મળી આવે છે તો તત્કાળ તે તે પુરુષના માર્ગમાં પ્રયત્ન કરવા માંડે છે અને વિજય માટે અથાગ પરિશ્રમ ઉઠાવે છે

**व्यवहार अने परमार्थ**

ભિન્ન ભિન્ન પ્રજાઓમાં ઉત્કર્ષને પ્રાપ્ત કરવાના—સુખને પ્રાપ્ત કરવાના અનેક માર્ગો વિચારવામાં આવ્યા છે પાશ્ચાત્ય પ્રજા ધર્મ ( religion ) અને વ્યવહારને તદ્દન ભિન્ન રાખે છે, અને વ્યવહારને અને ધર્મને કંઇજ લાગતુ વળગતુ નથી એમ માને છે ત્યારે અત્રત્ય પ્રજામાં વ્યવહારને અને ધર્મને પરસ્પર ઉપકારક માનવામાં આવે છે કોઇ વ્યવહારને પરમાર્થના સાધન રૂપે સ્વીકારે છે, ત્યારે કોઇનો ધર્મને ઉભયની પરમ સિદ્ધિનો હેતુ માને છે, અને સમર્થનમાં શાસ્ત્રો અને પુરાણોમાંથી યોગ-ભક્તિ અને જ્ઞાનની સિદ્ધિવડે ઉભયની સિદ્ધિનાં દૃષ્ટાંતો પુરાં પાડે છે એટલુજ નહિ પણ ગયા સૈકામાં હતા અને આજ પણ તેજ સાધનો વડે ઉભય સિદ્ધ કરનાર સત્પુરુષો છે એમ જાણી કોકોને જણાવે છે

**नास्ति योग समंबलं**

કર્મયોગ—ભક્તિયોગ—જ્ઞાનયોગ વડે અનેક સામર્થ્યો પ્રકટે છે એ જેમ આપણાં શાસ્ત્રો જણાવે છે, તેજ પ્રમાણે મંત્રયોગ, તંત્રયોગ જંત્રયોગ વડે પણ તેવાંજ સામર્થ્યો પ્રકટે છે એ વાતોને જણાવનાર પણ અનેક ઉલ્લેખ મળી આવે છે, એટલુજ નહિ પણ તે તે સાધનો વડે પ્રાપ્ત-સામર્થ્યપુરુષો પણ શોધકને જડી આવે છે એ વાતો જણાવતાં અત્યંત આનંદ થાય છે

**ગુપ્તરત્નો.**

જગતમાં અનેક રત્નો છે. કોઈ કોઈ મહારાજાઓના મુકુટને અલંકૃત કરતાં પ્રતીત થાય છે ત્યારે કેટલાંક માત્ર વિશ્વના પેટી—પટારામાં ગુપ્તજ રહે છે, અને મનુષ્ય દૃષ્ટિ તેમને ક્વચિતજ ઓળખે છે. વિચારોના સંબંધમાં ઘણીવાર આમજ બને છે. એક વિચાર આજે આખા વિશ્વને વંદનીય થઇ રહ્યો હોય છે ત્યારે તે કરતાં અધિક હિતકર વિચાર ભાવિમાં સેવવા અર્થે જગતના ગુપ્ત ભંડારમાં પડ્યો રહે છે.

**સ્વામીના જીવન વૃત્તનો ઉપયોગ.**

શ્રીમાન્ અચ્યુતાનંદ સ્વામીનું જીવન વૃત્ત આપણી દૃષ્ટિ સમીપ અનેક જાણીતા વિચારોને—સત્યોને આપણા અભ્યાસઅર્થે ખડાં કરશે અને કેટલાંક પુરાણાં છતાં આપણી દૃષ્ટિને નવીન એવાં ઘણાં સત્યોને પ્રકાશમાં મૂકશે એમ ધારી આપના વાચક વર્ગ માટે તે પૂજ્ય જીવન અત્ર પ્રકટ કરવું ઉચિત ધાર્યું છે. આ મહાપુરુષ વિષે આપણી ગુર્જર પ્રજા બહુ જાણીતી નથી. તેને આ સત્પુરુષના જીવનવૃત્તમાંથી કોઇને કંઈ આચરવા યોગ્ય પ્રાપ્ત થશે એમ અમારૂં માનવું છે.

**જન્મ અને માતા પિતા.**

શ્રીમાન્ અચ્યુતાનંદ સ્વામી ઉર્ફે દામોદર ગુરૂનો જન્મ શકે ૧૭૬૨—સંવત ૧૮૯૬ ના અધિક જેઠ કૃષ્ણ પ્રતિપદા અને બુધવારને દિવસે આશરે નવ—દશ વાગે થયો હતો. એમના પિતા વે. શા. સં. રા. રા. રામકૃષ્ણ ભટ હતા અને તેમનાં માતુશ્રીનું નામ જાનકી બાઈ હતું. તેમને એક મોટો તથા એક નહાનો એમ બે ભાઈ હતા અને તેમના પિતા વૈદકનો ધંધો કરતા હતા.

**બાલ્યાવસ્થા.**

શ્રીમાન્ અચ્યુતાનંદનું વય ચાર વર્ષનું થયું તે સમયે તેમનામાં સમજણના અંકુરો જણાવા લાગ્યા. તેમના પિતાનો સ્વભાવ ઘણોજ સખત હતો. તે મોટા કર્મઠ હોવાથી પ્રતિદિન પ્રાતઃકાળે ત્રણ વાગે ઉઠતા અને બાળકોને પણ તે સમયે ઉઠવાની ફરજ પાડતા ગમે તેવી ઠંડી હોય તોપણ ટાઢાપાણીથી સ્નાન કરવુંજ પડતું. જો કોઇ બાળક, આ નિયમમાં સ્ખલન કરતું તો તેને તેના સ્ખલન માટે શાસન કરવામાં આવતું સ્નાન કર્યાં પછી કોઇ બાળક જો કદાચ કોઇ બીજાને સ્પર્શ કરેતો તેને પુનઃ ઠંડા પાણીથી સ્નાન કરાવવામાં આવતું. સ્નાન પછી પ્રત્યેક બાળકને ઓછામાં ઓછા બારથી એકસો આઠસુધી સાષ્ટાંગ દંડવત શ્રી સૂર્યનારાયણને અર્પણ કરવા પડતા. આ સિવાય પ્રાતઃસંધ્યા વગેરે કરવામાં આવતાં. જમી રહ્યા પછી બાળકોને પોતાનાં જમવાનાં વાસણ હાથે ધમવાં પડતાં અને તેમને તેમની જગાએ પાછાં વ્યવસ્થાથી ગોઠવવાં પડતાં. સ્વામી અચ્યુતાનંદનો સ્વભાવ બાલ્યાવસ્થાથી આગ્રહી—નિશ્ચયી અને હઠીલો હતો. પિતાનો સ્વભાવ ઘણોજ તીવ્ર હતો પણ માતાનો સ્વભાવ ઘણોજ માયા અને મમતા વાળો હોવાથી એમની બધી હઠો પુરી કરવામાં આવતી. આઠમા વર્ષે તેમને ઉપનયન સંસ્કાર આપવામાં આવ્યો અને ત્યાર પછી તેમને મરાઠી અભ્યાસ કરાવવા માટે શાળામાં મૂક્યા. અસલી ધારા પ્રમાણે તેમને વેદનો મુખપાઠ ઘેર કરવો પડતો. નવમા વર્ષના આરંભ આતો એમણે બે એક પોથીનો અભ્યાસ પુરો કર્યો. બુદ્ધિમાન હોવા છતાં તેમનો સ્વભાવ ઘણોજ રમતીયાળ હતો અને તેથી કદી કદી તે શાળામાં જવાના સમયે દફતર સ્લેટ સર્વ

રમતા ઉપડી જતા અને જાણે શાળામાંથી ભણીને પાછા આવતા હોય નહિ તેમ શાળા છુટવાના સમયે ઘર તરફ વળતા.

**માતાની ધમકી અને કાશીયાત્રા.** એક દિવસ શાળાના સમયમાં તેમના માતુશ્રીએ શ્રી દામોદરને રસ્તામાં છોકરાં સાથે રમતા જોયા. તેથી તે ઘેર પાછા આવ્યા ત્યારે તેમણે કહ્યું "કેમ રે દામોદર આજે નિશાળના વખતે રસ્તામાં રમતો હતો કે-ઉભો રહે આજે બપોરે તારા મહેતાજી પાસે આવી તારી ખબર લેવરાવીશ. વળી તારા પિતા ઘેર આવશે ત્યારે સાંજે પણ તારી વાત છે" । આ ધમકીના શબ્દો કાને પડતાંજ કડવું મોઢું કરી, પાટી પુસ્તકનું દફતર લઇ તેઓ શાળા તરફ જવા નિકળ્યા. રસ્તામાં વિચાર આવ્યો કે આજે પુરી મજાહ થવાની છે. શાળામાં મહેતાજીનો માર ખાવાનો છે અને સાંજે પિતાજીનો પ્રસાદ ચાખવાનો છે. આ મારનું કારણ આ મરાઠી વિદ્યા છે તેટલા માટે આ વિદ્યાદેવીને જળસમાધિ આપી હું કાશી યાત્રા કરવા ઉપડી જાઉં તો કેમ । થોડીજ ક્ષણમાં આ નિશ્ચય પાકો થઇ ગયો અને પાટી પુસ્તક નદીમાં પધરાવી પોતે કાશીયાત્રા માટે ચાલવા માંડ્યું.

**પલાયન મન પ્રવાસ** કાશીક્ષેત્ર જતાં રસ્તામાં એક સંધ્યાકાળે એમને એક વેસ્યાની દુકાનની નીચે મુકામ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ભીક્ષા માગીને જે મળ્યું તે ખાધું અને પાણી પીને વેસ્યાની પરવાનગી લઇ તેઓએ એ સ્થાનમાં રાત્રી ગાળવા નિશ્ચય કર્યો. રાત્રીએ એવું બન્યું કે પડોશમાં કોઇના ઘરમાં ચોર પેઠા; આ વાત સમજવામાં આવવાથી ત્યાં મોટી ધુમાધુમ ચાલી અને પોલીસ દોડતી આવી. માણુસોની ઠઠ જામી-આ ધાંધળથી શ્રી અચ્યુતાનંદ જાગી ઉઠયા અને ભય લાગવાથી બારણાની બાજુમાં લપાઇને ઉભા રહ્યા. એક સીપાઇ તે સમયે તેમની આગળથીજ પસાર થતો હતો તેની દૃષ્ટિ આ બારણાં પર પડતાંજ તેમાં ચોર પેઠા હશે એમ ધારી અપશબ્દ બોલવા લાગ્યો અને એટલાપર પોલીસના સિપાઇઓ ચઢી આવ્યા. ચોરો ઘરમાં પેઠેલા છે, એમ ધારી તેઓ ઘરમાં તપાસ કરવા ગયા. હવણાં મને પકડી જશે એ ભયથી શ્રી અચ્યુતાનંદે બહુજ સંકોચાઇને જ્યાંને ત્યાં શ્વાસ પ્રશ્વાસ રોકીને ઉભાજ રહ્યા. જ્યારે સીપાઇઓ ચોર નથી એમ કહી જતા રહ્યા ત્યારે આપણા બાળક મુસાફરે 'સંકટમાંથી છૂટ્યો' એમ કહી પરમેશ્વરનો આભાર માન્યો. આ ઘરને નમસ્કાર કર્યો અને ગામ છોડી પ્રવાસ આરંભ્યો.

આગળ ચાલતાં એક દિવસ બપોરના એક ગામમાં થઇને આપણા બાળપ્રવાસી જતા હતા ત્યારે તેઓ તેમની માસીના દીકરા જે આ ગામમાં અમલદાર હતો તેની દૃષ્ટિએ પડયા. દૃષ્ટિ મળતાંજ ભયકંપ થયો. આ સપડામણમાંથી છુટવું મુશ્કેલ હતું. એવો વિચાર ચાલે છે એટલામાંતો પ્રશ્ન સાંભળ્યો ' કેમરે દામુ તું અહીં ક્યાંથી ? ' સમય સૂચકના વાપરી પ્રત્યુત્તર વાળ્યું ' હું ક્યારનો એ ઘેર આવ્યો છું માસીએ મને બજારમાંથી ભાજી લાવવા મોકલ્યો છે. ચાલો ઘેર આવો છો ? ' એટલું બોલી જાણે માસીના ઘરતરફ જતા હોય તેમ ચાલવા માંડ્યું. છેડું પડ્યું એટલે તેમણે પોતાનો પ્રવાસ પાછો શરૂ કર્યો, પણ પેલો મહીઆઇ ભાઇ જેવો ઘેર ગયો તેવોજ રામકૃષ્ણ ભટજીનો પત્ર તેને મળ્યો. તેમાં દામોદરના નાશી જવા વિષયે જણાવ્યું હતું અને તેની તપાસ કરી પકડી પાછો ઘેર મોકલી આપવા માટે ખાસ સૂચવ્યું હતું. દામોદર તો ઘેર આવ્યોજ નહોતો એ જાણી તરતજ

તેમની તપાસ કરવા માણસો દોડાવ્યાઃ અને બાલપ્રવાસી પકડાયા. બે ચાર દિવસ પરોણા ચાકરી કરી મનનું સમાધાન કરી દામોદરને એક ગાડામાં બેસારી અને રામકૃષ્ણ ભટજી તરફ રવાના કર્યો. પાછા આવતાં એકાદ મજલ બાકી રહી હશે ત્યારે દામોદર વિચારવા લાગ્યા. હવે વળી ઘેર જઇશું તો પ્રથમ કરતાં વધારે માર ખાવો પડશે. માટે અહિંથી પાછા ભાગવું સારૂં, આ સમયે ગાડીવાન ઝોકાં ખાતો હતોઃ અને ગાડું આગળ ચાલ્યું જતું હતું. લાગ સાધી એમણે બાજુ આવેલા એક ખાડામાં ભૂસકો માર્યો, પણ ગાડીવાનને તેની ખબર પડી નહિ. પગમાં વાગ્યું તો ખરૂં પણ આબાદ છટકી જવાયું એ વિચારથી આશ્વાસન મેળવીને લંગડાતા લંગડાતા તેઓ એક ગામમાં ગયા. ત્યાં કોઈ પરોપકારી મીઠાઈવાળો દયા આવવાથી તેમને પોતાને ઘેર એક માસ રાખી દવાદારૂ કરી. સારૂ થતાંજ તે મીઠાઈવાળો તેમની સાથે સાથે લશ્કર ગયો અને રામકૃષ્ણ ભટને તેણે હાથોહાથ સોંપ્યા.

ત્યાર પછી શ્રી દામોદરે રમત ગમતમાં બે વર્ષ ગાળ્યાં. વારંવાર તે માતપિતાને વિજ્ઞપ્તિ કરતા કે મને કાશી મોકલો હું ત્યાં જઇ અભ્યાસ કરીશ. તેમને બીજે ગામ અભ્યાસ કરવા મૂકયા પરંતુ કાશી જવાનો તેમનો સંસ્કાર એટલો તો દૃઢ હતો કે બારમે-અગીયારમે વર્ષે તેમણે ફરીથી કાશી જવાનો માર્ગ લીધો. સોબતમાં એક વાણીયો હતો. તેને તેઓ રસોઇ કરીને જમાડતા અને સુખચેનથી તેઓ કાશી પહોંચ્યા. અહીં તેઓ માધુકરી માગી વેદાભ્યાસ કરતા હતા.

**काशीवास वेद पठन मल्लविद्या.**

વેદાભ્યાસ ચાલતો હતો તેવામાં એક દિવસ ગંગાના ઘાટ પર જતાં એક તાલીમબાજના છોકરાએ વગર કારણે શ્રી દામોદરના માથાપર ટપલુ લગાવ્યુંઃ પોતાનું શરીર કમનાકાત અને સામાનું કદાવર અને બળવાન, એટલે તેની સામે થવાનું થઇ શકે તેમ નહતું. આ પરદેશમાં અશક્ત શરીરે રહેવું એ તેમને અયોગ્ય લાગ્યું. સમય પડે પોતાના શરીરના રક્ષણ કરવા જેટલું બળ તો પ્રાપ્ત કરવુંજ જોઇએ એ વિચાર એમના મનમાં દૃઢ બેઠો. એટલામાં એમના જાણવામાં આવ્યું કે કોઇ શ્રીબાલંભટ દાદાએ ભટજીનો અખાડો સ્થાપન કરેલો છે. આ અખાડામાં જઇ શરીરબળ મેળવવાનો તેમણે નિશ્ચય કર્યો. ત્યાં બરાબર ચાર વર્ષ સુધી તેમણે કસરત કરી, અને તે સમયમાં અખાડાના ગુરૂની એમણે એવી તો ઉત્તમ પ્રકારે સેવા કરી કે તેમનું શરીર સુદૃઢ-બળયુક્ત-પરાક્રમયુક્ત થયું એટલુંજ નહિ પણ ગુરૂની કૃપાથી તેઓને પંદરમે વર્ષે પટ્ટશિષ્ય થવાનું માન પ્રાપ્ત થયું.

**गुरुसेवा**

પૂર્વના પુણ્યયોગથી તેમને ગુરૂ શબ્દનું માહાત્મ્ય સમજાવા લાગ્યું. એમને સ્પષ્ટ થયું કે વિજયની ખરી ચાવી **ગુરૂની** સેવામાં સમાયલી છે. સર્વ પુરૂષાર્થમાં સિદ્ધિ મેળવવાનો સાચો માર્ગ જો કોઇ હોય તો તે ગુરૂ સેવાજ છે. આ વિચાર અંતઃકરણમાં ઉત્તમ પ્રકારે દૃઢ થયો. જે પ્રમાણે શ્રી **એકનાથ** મહારાજે પોતાના ગુરૂશ્રી **જનાર્દન** સ્વામીની અનન્ય ભાવે સેવા કરી છે, તેજ પ્રમાણે ગુરૂ શબ્દનો પૂર્ણ અર્થ ધ્યાનમાં લઇને શ્રી દામોદરે પણ પોતાના ગુરૂની સેવાનો આરંભ કર્યો. ગુરૂના નિવાસ સ્થાનમાં શું શું કામ કરવાનું હોય તે સર્વ તેમણે પ્રથમ સમજી લીધું અને પરમ ઉત્સાહથી તે તેમણે કરવા માડયું. ગાયને પાણી, ચારો જે સમયે આપવાં જોઇએ તે સમયે તે આપતા અને ગાયની ઉત્તમ પ્રકારે સંભાળ લેતા. (અપૂર્ણ.)

# THE SONG IN HEAVEN.

(GOVERDHAN I. PATEL, B A)

Child of Love! thy cradle I swing
With music Sweet I chant thy sleep,
How sound you sleep! O! Baby-king
My Hope—My Joy so deep
Thou art my wealth!
Thou my wealth?—In Heaven and Earth!
May every cloud of grief disperse!
Thou sleepest in calm, I fold thee in shade
May other souls fly off from thee:
Move no fold, for thee 'tis made.
Oh! Birds of Heaven be silent ye
My Lovely Babe disturb no more.
When thou walkest I shall arrange
Pleasing games unknown of yore
for thee to play in pleasures strange:
Then jump and fly in wind and weather
In ecstasy with souls together.
Winds blow lovely, thy breaths become deep
I sing Hellah jullah for thy peace.
O! The Mystic! I lull thee to sleep
My Love—My Life—My ease.
Waken thy powers!
Waken thy Powers? Ah Goddess-fate!
I give up my child to thee and wait;
He is my darling,-he is my joy
My pet is he, my second soul,
He lies in slumber my happy Boy!
In thy Sacred roll his name enrol.

# ધ્યાન માર્ગ
## અને
# તેના પ્રારંભનાં પગથિયાં.

( શ્રી મણિલાલ નથુભાઈ. દેસી બી. એ. અમદાવાદ. )

આજ કાલ ' ધ્યાન ' 'યોગ' અને 'સમાધિ' એ શબ્દો ઘણાના મુખે સાંભળવામાં આવે છે. અને તે પ્રાપ્ત કરવાના વિવિધ માર્ગો પણ એક યા બીજી રીતે દર્શાવવામાં આવે છે. કેટલાક એમ જણાવે છે કે પ્રાણના નિરોધથી ધ્યાન થશે. વળી કેટલાક એમ પ્રતિપાદન કરે છે કે એક ધોળા કાગળ પર કાળું ટપકું કરી તે પર દૃષ્ટિ સ્થિર કરવાથી સમાધિ થશે. અથવા અમુક પ્રકારના ઔષધનું સેવન કરવાથી આવી સ્થિતિ પ્રાપ્ત થશે. વળી એક પ્રકારના પારદર્શક ગોળા પર આંખને સ્થિર કરવાથી તન્દ્રાવસ્થા પ્રાપ્ત થશે. આ પ્રમાણે બાહ્ય સાધનો દ્વારા ધ્યાન અથવા યોગ જેવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવા અનેક ઉપાયો સૂચવાય છે, અને આ માર્ગથી અજ્ઞાન પણ રિદ્ધિ સિદ્ધિ મેળવવાના ઉત્સુક લોકો આનું રહસ્ય સમજ્યાવિના તે માર્ગે દોરવાય છે.

ઉપર જણાવેલી બધી રીતો જોખમ ભરેલી છે, એટલુંજ નહિ પણ તેમાંથી મળતું ફળ ઘણુંજ નજીવું હોય છે આ બધી રીતોમાં ઉપાસકનું ચારિત્ર તથા માનસિક શક્તિ કેવા પ્રકારની છે, તે ઉપર તદ્દન દુર્લક્ષ કરવામાં આવે છે. આ રીતિથી પણ કોઈ મનુષ્ય સૂક્ષ્મ ભુવનની કેટલીક ઘુજરીઓ ગ્રહણ કરવાને શક્તિમાન્ થાય, પણ તેના વિકાસમાં જરા પણ ભેદ પડતો નથી. કેટલીકવાર તો આવો મનુષ્ય તદ્દન અધમાવસ્થામાં આવી પડે છે, કારણ કે સૂક્ષ્મ ભુવનમાં આવી પડતી લાલચોના સામે થવાને તેનામાં જોઈતું માનસિક કે નૈતિક બળ હોતું નથી.

ધ્યાન માર્ગનો ખરો અભ્યાસી સમજે છે કે લાંબો પણ સહી સલામતી ભર્યો માર્ગજ ખરી રીતે ટુંકો માર્ગ છે. તે નિરંતર દરેક કાર્યને વિશાળ દ્રષ્ટિથી જુએ છે, અને પોતાના કામમાં વિજય મેળવવાને ગમે તેટલો પ્રયાસ કરવાને તે સર્વથા ઉત્સુકજ હોય છે. કારણ કે જે વિજય તે પ્રાપ્ત કરવા અભિલાષા રાખે છે, તે વિજય ફક્ત થોડા વર્ષનો નહિ પણ ભવિષ્યજીવનમાં પણ ઉપયોગી થાય તેવો હોય છે.

બ્રહ્મવિદ્યાનો ખરો ઉપાસક પોતાના આત્મબળમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળો હોય છે, અને વિશ્વના ઉન્નતિક્રમના નિયમ પ્રમાણે દરેક આત્માનું છેવટનું ભવિષ્ય કેટલું ઉજ્જવળ હોય છે, તે પણ યથાર્થ રીતે તે સમજે છે. તેથી તે પોતાની સ્વાર્થી ઇચ્છાઓ પ્રમાણે ચાલતો નથી, પણ જે શક્તિઓ જગતના વિકાસક્રમને સાહાય્ય કરે છે, તે શક્તિઓને અનુકૂળ થઇ વર્તે છે.

મનુષ્ય જાતિનું જે ભવિષ્ય અંતે થવાનું છે, તે ભવ્યસ્થિતિ પ્રાપ્ત કરવાને તેણે નૈતિક બળ મેળવવું જોઇએ, એટલુંજ નહિ પણ તેણે મનની શક્તિઓ ખીલવવી જોઇએ. લાગણીઓને ઉન્નત બનાવવી જોઇએ, અને આત્માનો વિકાસ કરવો જોઇએ. આ ગુણો તથા શક્તિઓ પોતાનામાં તથા બીજામાં ખીલવવાને જે અભ્યાસક સંપૂર્ણ મનથી લાગેલો હોય

છે, તે પોતાના જાતિભાઈઓની સેવા કરવાના આનંદમાં એટલો બધો ગરક થઈ જાય છે કે તે પોતાની ઉન્નતિનો સવાલ ભૂલી જાય છે. આવો અભ્યાસક વિશ્વદૃષ્ટિ ( Clairvoyance ) ખીલવવાની સમીપમાં હોય છે.

જે ભવિષ્ય છેવટે મનુષ્ય જાતિ પ્રાપ્ત કરશે, તે અત્યારે પ્રાપ્ત કરવાને તે મથે છે. સેંકડો અને હજારો વર્ષ પછી ઉન્નતિક્રમના પ્રવાહના બળથી મનુષ્યનું મગજ એવી સ્થિતિ પ્રાપ્ત કરી શકશે કે જ્યારે આ સ્થૂળ ભુવનના જ નહિ પણ સૂક્ષ્મ ભુવનનાં આંદોલનો ગ્રહણ કરવાને તે યોગ્ય સ્થિતિમાં હશે. તે વખતે તેની આસપાસ આવેલા સૂક્ષ્મ ભુવનથી, હાલ તે જેટલો સ્થુલ ભુવનથી માહીતગાર છે. તેટલોજ, માહીતગાર થશે. હાલ પણ કેટલાંક બાળકો આવી દૃષ્ટિ સાથે જન્મેછે, અને તે દૃષ્ટિ ૭ સાત વર્ષ સુધી ચાલે છે, પણ તેમની વાતો પર કોઇ લક્ષ આપતું નથી, તેથી તે દૃષ્ટિ ધીમે ધીમે વિલય પામે છે.

તે વખતે વિશ્વદૃષ્ટિ ખીલવવાને અત્યારની માફક બાહ્ય સાધનની જરૂર પડશે નહિ, તે વખતે તો કુદરતના વિકાસક્રમના નિયમાનુસારે મગજ સૂક્ષ્મ આંદોલનો સ્વાભાવિક રીતે ગ્રહણ કરશે. વૃદ્ધિ પામેલો આંતરિક વિકાસ મગજની શક્તિને ખીલવે છે, અને મનુષ્ય જાતિ જેમ જેમ એક પછી એક ગુણો ખીલવતી જાય છે, તેમ તેમ મનુષ્યના મગજપર પણ અસર થવા પામે છે.

આપણે વાસ્તે બે માર્ગ ખુલ્લા છે. કાંતો આપણે સામાન્ય મનુષ્ય જાતિની પેઠે અથડાતા, કુટાતા, પીટાતા, વિકાસક્રમના પ્રવાહબળથી આગળ વધીએ, અને હજારો વર્ષના અંતે આ વિશ્વદૃષ્ટિ ખીલવીએ, અથવા તો આપણે આપણી ઉન્નતિ આપણા હાથમાં લઈ આપણા પુરતા સામર્થ્યથી આપણી આંતરિક શક્તિઓ ખીલવવા પ્રયત્ન કરીએ કે જેથી શારીરિક બાહ્ય સ્થિતિનો ફેરફાર તો સ્વાભાવિક રીતેજ થઇ જાય.

ઉન્નતિ ક્રમમાં શરૂઆતનાં પગથિયામાં તો કાળ પ્રમાણે ઉન્નતિ થાય છે, પણ જ્યારે કોઇ ખરો ખંતીલો મનુષ્ય પોતાની ઉન્નતિનો સવાલ પોતાના હાથમાં લે છે, ત્યારે તો તેનો આધાર તેના આત્મબળ ઉપર રહેલો લાગે છે. ધીમે ધીમે આગળ વધતા આપણા મુસાફર બાંધવો કરતાં એકદમ આગળ વધવું હોય તો આપણે દૃઢ નિશ્ચયબળ અને આત્મશક્તિ ખીલવવાં જોઇએ. વિશ્વદૃષ્ટિ આપણે ખીલવી શકતા નથી, તેનું કારણ એટલુંજ છે કે આપણે નિર્બળ છીએ અને આપણામાં પુરી ખંત નથી.

જો તમારી ઉન્નતિના માર્ગે ચાલવાની ખરી ઈચ્છા હોય તો તમારે ઉન્નતિક્રમનો આ નિયમ સ્મરણમાં રાખવો જોઇએ છે કેઃ—

The demands of consciousness will be met by the growth of the body.

" ચૈતન્યના વિકાસને અનુકૂળ શરીરનો વિકાસ થઇજ જશે "

આ નિયમ એમ જણાવે છે કે શરીર આત્માના વિકાસને અનુસરે છે. જ્યારે આત્માની શક્તિઓ જાગૃત થાય છે, ત્યારે તે શક્તિઓને પ્રદર્શિત કરવાને અનુકૂળ શરીર સાધન સ્વયમેવ થવા માંડશે. આપણામાં વિશ્વદૃષ્ટિ ખીલેલી નથી તેનું કારણ એટલુંજ છે કે ચૈતન્યનો અપૂર્ણ અને વિષમ રીતે વિકાસ થયેલો છે, અને તેથી આપણા મગજ

તંતુઓ ઉપર તેની બહુજ થોડી માગણી થાય છે. સામાન્ય મનુષ્ય તો પોતાના મગજની જેટલી સ્થિતિ હોય તેનો પણ ઉપભોગ કરી શકતો નથી; તો પછી તેનો વિકાસ કરવાની તો આશા જ શી ?

મગજના બંધારણને ફેરવવામાં અને રચવામાં મન કેટલોબધો અગત્યનો ભાગ ભજવે છે, તેનો આપણને હજુ ખ્યાલ પણ નથી. આપણે અનિયમિત રીતે અને અયોગ્યપણાથી વિચાર કરીએ છીએ, તેથી વિચારની મગજ પર શી અસર થાય છે, તે આપણા કબ્જામાં આવતું નથી. પણ ખરા અને સમર્થ વિચારકનું આંતર મન જો તમે તપાસો અને તે મનનો પ્રવાહ મગજ ઉપર કેવી પ્રબળ અસર કરે છે તે જો તમે લક્ષમાં લો તો વિચારશક્તિ મગજ શક્તિને ઉત્પન્ન કરે છે, એ સિદ્ધાંત સહજ તમારા લક્ષમાં આવશે. આ રીતે વિચાર કરવાથી મગજની શક્તિ વૃદ્ધિ પામે છે,—જે વિશ્વદષ્ટિ પામવાને ઘણું અગત્યનું પગથિયું છે.

જો તમે શરીર રચના ( Physiology ) નું કોઇ પુસ્તક અવલોકશો તો તેમાં એવું જણાશે કે દરેક માનસિક શક્તિને મગજના અમુક ભાગ સાથે સંબંધ છે. કોઈ નવીન વિષયનો તમે અભ્યાસ કરવા માંડશો એટલે મગજનાં અમુક પુટના સમૂહમાં ફેરફાર થવા [illegible]ડે છે. મનને શ્રમ આપ્યા સિવાય કોઈ પણ શક્તિનો વિકાસ થવો તેતોઁ અસંભવિત છે. [illegible]ા ઉપરથી પણ એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે મનમાં નવું બાંધવાની રચવાની શક્તિ [illegible], અને જો આપણા ચૈતન્યનો વિકાસ થશે તો તે સાથે મગજનો પણ વિકાસ થશેજ.

જો ખંતથી અને એકાગ્રચિત્તથી મનુષ્ય આ કામ પાછળ મંડયો રહે તો તેવું ધારેલું પરિણામ અવશ્ય આવ્યા વિના રહેજ નહિ. કારણ કે આ તો એક મહાન્ નિયમ છે કે **જે કામ વારવાર કરવામાં આવે છે, તે કામ કરવાની ટેવ પડે છે,** અને જે વિચાર વારંવાર કરવામાં આવે છે, તે વિચાર ચારિત્ર ( Character ) રૂપે પરિણમે છે. આ નિયમને ( Law of repitition ) પુનરાવર્તનનો નિયમ કહે છે. શ્વેતાશ્વેતાતર ઉપનિષદમાં લખ્યું છે કે, જેના ઉપર મનુષ્ય વિચાર કરે છે, તેવો તે થાય છે, અને હાલના પ્રસિદ્ધ વિચારકો પણ જણાવે છે કે મનુષ્ય જેનો વિચાર કરે છે તેવો તે બને છે. સામાજીક સ્થિતિ, બાહ્ય રીતભાત, પહેરવેશ કે અમુક ઢબથી મનુષ્યનું ચારિત્ર બંધાતું નથી, ચારિત્રના બંધારણને મુખ્ય આધાર તેના વિચારો અને લાગણીઓ છે.

જે મનુષ્ય આ વિચારો વાંચે છે, અને તે ખરા છે, એમ કહી કેવળ પોતાનું શિર હલાવે છે, તે મનુષ્ય કાંઇ આગળ વધી શકતો નથી પણ જે પોતાના જીવનવ્યવહારમાં તે નિયમોને યોજે છે તેજ ખરો અભ્યાસક છે. ખરા અભ્યાસકનું ચિહ્નજ એ છે કે બીજાઓ જ્યારે વાંચીને બેસી રહે છે, ત્યારે તે વાંચેલી સત્ય હકીકતોને અમલમાં મૂકે છે.

વિશ્વદષ્ટિ ખીલવવાનો ખરો ઉત્સુક અભ્યાસક આ પુનરાવર્તનના નિયમને શરીરને શુદ્ધ બનાવવામાં, લાગણીઓને ખીલવવામાં, મનનો વિકાસ કરવામાં લાગુ પાડે છે.

આ નિયમનો તે કેવી રીતે ઉપયોગ કરે છે, તેનો કાંઇક ખ્યાલ વાચક વર્ગને આવી શકે, તે માટે આપણે તે વિસ્તારથી ચર્ચીશું.

# પ્રથમનાં પગથિયાં.

આ સ્થૂળ શરીર ટેવને આધીન છે. એ શરીરને અમુક પ્રકારનો ખોરાક ખાવાની, ત્રણ ચારવાર ભોજન કરવાની, વધારે કસરત કરવાની, અથવા બિલકુલ નહિ કરવાની, અમુક પ્રકારનાં વસ્ત્ર પહેરવાની, અને નજીવી બીજી હજારો ટેવો પડેલી હોય છે. આ બધી ટેવોને પોષવામાં મનુષ્યનો આખો દિવસ પસાર થઇ જાય છે.

આ માર્ગના ખરા અભ્યાસકે શાંત ચિત્તથી એક સ્થળે બેસી આ બધી ટેવો પર વિચાર કરવો જોઇએ, અને કુદરતના નિયમોને અને સામાન્ય વિવેકબુદ્ધિને તે કેટલી અનુકૂળ છે, તેનો ખ્યાલ રાખી બાકીની અનુપયોગી ટેવોને જડમૂળથી ઉખેડી નાખવા કમર કસવી જોઇએ.

આ માર્ગના નવીન અભ્યાસીએ પ્રથમતો તદ્દન શુદ્ધ આહાર ગ્રહણ કરવો જોઇએ. કોઈ પણ પ્રકારના માંસના ખોરાકને વાસ્તે સ્થાન મળવું જોઇએ નહિ. માંસ ઘણીવાર રોગિષ્ટ હોય છે, પ્રાણીઓના લોહીના બગડી ગયેલા પરમાણુઓ સાથે મળેલું હોય છે, અને જે પ્રાણીનું તે માંસ હોય છે, તે પ્રાણીના ભય, ત્રાસ અને વિકારો તે માંસમાં રહેલા હોય છે. આવું માંસ શરીરમાં દાખલ કરવું અને સૂક્ષ્મ પ્રકારની શુજરીઓને અનુકૂળ શરીર બનવાની આશા રાખવી એ પરસ્પર અસંગત બાબતો છે. પ્રાચીન તેમજ અર્વાચીન સર્વ યોગ માર્ગમાં આગળ વધેલા મહાન્ પુરૂષોનો એવો અનુભવ છે કે માંસના ખોરાકપર બંધાયેલું શરીર માનસિક વિકાસને લીધે શરીર ઉપર થતો શ્રમ સહન કરી શકે નહિ. આવું શરીર કાંતો તૂટી જાય છે, અથવા તો જ્યારે ઉચ્ચ ચૈતન્ય તેનાપર અસર કરવા માંડે છે, ત્યારે ભાંગેલા વ્હાણ જેવી તેની સ્થિતિ થાય છે.

આ કારણથી યોગ માર્ગના સઘળા કાળના અભ્યાસીઓ બેધડક જણાવે છે કે ખોરાક ફળ, મેવો, દાળ, ઘઉં, ચોખા અને વનસ્પતિનો હોવો જોઇએ. આમાં કાંઇ લાગણીનો સવાલ નથી, પણ આ બાબતના અનુભવીઓ ઘણા જમાનાના અનુભવ પછી ઉપર પ્રમાણે જણાવે છે.

જેઓ માંસનો ખોરાક ખાતા હોય તેવાઓ જ્યારે એકાએક પોતાની ટેવ બદલવા માંડે ત્યારે શરીર સારૂં થાય, તોપણ તેમણે ગભરાવું જોઇએ નહિ એક ખોરાકને બદલે બીજો ખોરાક બદલતા જાઓ અને શરીર ઘણા થોડા સમયમાં નવા ખોરાકને અનુકૂળ થઇ જશે.

કોઇ પણ પ્રકારનો માદક પદાર્થ અથવા દારૂનો તો સ્પર્શ પણ ન કરવો. તેવો પદાર્થ જેમાં નાખેલો હોય તેવી દવા પણ ન લેવી. આ સ્થળે કહી દેવાની જરૂર છે કે કુદરતના નિયમ પ્રમાણે ચાલનાર યોગના અભ્યાસીને દવાની જરૂરજ પડતી નથી. મગજના પરમાણુઓને દારૂ બ્હેર મારી નાખે છે, અને મગજની ઉચ્ચ શક્તિઓ કદાપિ જાગ્રત થતી નથી.

ખરો અભ્યાસક જીવનના નાના નાના બનાવો પર પણ પુષ્કળ લક્ષ આપે છે. તે પોતાની કુટેવોનું બારીક નિરીક્ષણ કરે છે અને મનમાં ઉત્પન્ન થતી અશુભ ઇચ્છાને તત્કાળ જ અટકાવે છે. તે વારંવાર સ્નાન કરી શરીરને શુદ્ધ રાખે છે. તેના અવયવો અને સ્નાયુ-

આ આરોગ્ય સ્થિતિમાં રહે તે માટે તે પુરતી કસરત કરે છે. તે ઉનને પોતાના શરીરને અડવા દેતો નથી અને તે એવાં વસ્ત્ર પહેરતો નથી કે શરીર કોઇ પણ રીતે તંગ રહે.

આ અને આવી અનેક બાબતોમાં અભ્યાસક પોતાના શરીરને નિયમમાં રાખી પોતાની ઉચ્ચ મનોવૃત્તિને અનુકૂળ બનાવે છે. અને જો કે તેની ટેવો નિયમિત હોય છે, તોપણ તે કદાપિ ઉદાસ ચ્હેરાવાળો જણાતો નથી. તેથી ઉલટું તે આનંદી અને ખુશમીજાજનો હોય છે, અને તેનામાંથી આનંદનો પ્રવાહ તેના સંબંધમાં આવતા મનુષ્યો તરફ વ્હેવા લાગે છે.

ખરો અભ્યાસક જનસમાજને છોડી પર્વતોમાં કે ગુફામાં ચાલ્યો જતો નથી. જે સદ્‌ગુણો તે ખીલવવા માગે છે, તે મનુષ્યોની વચ્ચમાં રહીનેજ તેને ખીલવવાના હોય છે.

જે સદ્‌ગુણો તેને ખીલવવાના છે તેમાં નિઃસ્વાર્થતા જેવો બીજો રમણીય ગુણ એક પણ નથી. ઘણીવાર કહેવામાં આવ્યું છે કે સ્વાર્થ એ સઘળા દુર્ગુણનું મૂળ છે. જ્યારે આપણે મનુષ્ય જાતિ તરફ દ્રષ્ટિ કરીએ છીએ, ત્યારે ફક્ત આ એક સ્વાર્થને લીધે જગતમાં કેટલું બધું ઘાતકીપણું, દુર્ગુણ અને દુઃખ ફેલાયાં છે તેનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

એક અથવા બીજી રીતે આ સ્વાર્થના દુર્ગુણના ચેપથી આપણે બધા ખરડાયેલા છીએ. આ ચેપ દૂર કરવાનો સરલ અને ઉત્તમ માર્ગ એજ છે કે આ દુર્ગુણ આપણામાં , એમ કહી દિલગીર થયા વિના પરોપકારનાંજ–પરસેવાનાં કામોમાં ચિત્ત લગાડવું કે જેથી આપણો સ્વાર્થ ભૂલતાં શિખીએ. બીજાઓને મદદ કરવાના વિચારો કરો, યુક્તિઓ રસ્તાઓ શોધી કાઢો અને પ્રસંગ આવે મદદ કરવા કુદી પડો. કેટલું નાનું તે કામ છે, તેપર લક્ષ આપવાનું નથી. આપણી વૃત્તિ કેવી છે તેજ અગત્યની બાબત છે. કંટાળી ગયેલા મુખ તરફ જુઓ અને ઉત્તેજનના વિચારો મોકલો. દિલગીર આંખો જુઓ અને તે મનુષ્યનું હૃદય શાંતિથી ભરી દો. નિર્બળ મનુષ્યને જુઓ અને તેને ધૈર્ય આપો. આ રીતે જીવનની દરેક ક્ષણે આપણે મદદ કરી શકીએ. આ એક આપણા ઉપર બ્હારથી નાખેલી ફરજ છે, એમ ગણીને નહિ પણ આપણો તે સ્વભાવ છે, એમ માનીને આપણે પરસેવાના કામમાં ભાગ લેવો જોઇએ.

આ પ્રમાણે જેમ જેમ આપણે પરોપકારનાં કામો કરતા જઇશું અને અને બીજાઓના સ્વભાવનું નિરીક્ષણ કરી તેમને મદદ કરતા રહીશું તેમ તેમ આપણા હૃદયમાંથી બીજા મનુષ્યો વાસ્તે ખરી પ્રેમની લાગણી ઉત્પન્ન થશે. આ તેમને લીધે આપણે બીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ લક્ષ આપીશું અને બીજામાં રહેલા સદ્‌ગુણના બીજકને પણ પાણી પાઇ આપણે તેને ખીલવવા બનતું કરીશું.

આ નિઃસ્વાર્થ પ્રયત્નથી, વિચારપૂર્વક કરેલી સેવાથી, પ્રેમથી અને દિલસોજીથી અંતરમાંથી તેજ પ્રકટશે, જે તેજ તેને ઉન્નતિના માર્ગપર દોરશે. કારણ કે દરેક મનુષ્યના હૃદયમાં રહેલા ઇશ્વરને જોવાનો પ્રથમ પાઠ તે શિખે છે.

શુભજ્ઞાનના અભ્યાસીએ આ સાથે સત્યને પૂર્ણપણે ખીલવવો જોઇએ; કારણ કે અસત્ય એ આંતર પ્રકાશ આગળ આવેલા પડદારૂપ છે. વસ્તુ -જેવું સ્વરૂપ તેણે દીઠું હોય તેવુંજ જણાવવું. તેમાં રતિમાત્ર પણ ફેરફાર કરવાનો તેને હક નથી. તેની વાણી અતિશયોક્તિના દોષથી મુક્ત હોવી જોઇએ અને તેનાં કાર્યો વિચારપૂર્વક અને ચોકસ ધારણાથી કરાયેલાં હોવાં જોઇએ.

બીજા પણ ઘણા સદ્‌ગુણો ખીલવવા યોગ્ય છે–શુદ્ધતા, નમ્રતા, ધૈર્ય, દઢતા, આત્મશ્રદ્ધા, વફાદારી, ભક્તિ, ચિત્તનું સમાધાન, અને દઢ મનોબળ–જો આવા પ્રકારના સદ્‌ગુણોને પોતાના આદર્શરૂપ ગણીને તે પ્રમાણે જો તે વર્તન ચલાવે તો આ વિશ્વમાં એવી એક પણ સત્તા નથી કે જે તેના વિજયમાં વિઘ્ન નાંખી શકે.

## એકાગ્રતા—એકચિત્તતા.

આપણે જે કામ કરતા હોઇએ તે ઉપર ધ્યાન આપવાથી આપણી ઉન્નતિ ઘણીજ ત્વરાથી થાય છે. જ્યારે આપણે એક વસ્તુ અથવા વિચાર ઉપર એવું ધ્યાન આપી શકીએ કે બીજા વિચારો વચમાં ઘુસી જાય નહિ ત્યારે આપણે એક ચિત્ત થવા માંડીએ છીએ–ધર્મવિદ્યાનો ઉપાસક હોય યા ન હોય, પણ જેનામાં આ એકાગ્રતા અથવા એક ચિત્તતાનો ગુણ ખીલ્યો છે, તે દરેક બાબતમાં વિજયી નીવડે છે.

દરેક પ્રકારની પ્રવૃત્તિમાં મનના સઘળા સામર્થ્યને એક બાબત ઉપર લગાડી તે સવાલનું નિરાકરણ કરવું અને પછી બીજો સવાલ હાથ ધરવો–આ શક્તિ ઘણીજ ઉપયોગી છે. જગતના સઘળા વિજયી પુરૂષોમાં એકાગ્રતા આ મુખ્ય લક્ષણ અનેક વિજયનું સાધન હતું,

આ એકાગ્રતા ખીલવવાનો એકજ માર્ગ છે, અને તે અભ્યાસ છે. આ ગુણ કોઇને આપી શકાય નહિ, તેમ ધનથી ખરીદી શકાય નહિ. દરેક મનુષ્યે જાતેજ તે ખીલવવાને પ્રયત્ન કરવો જોઇએ. અને આ વાસ્તે સૌથી સરલ અને ઉપયોગી માર્ગ એજ છે કે જે જે કામ આપણે કરતાં હોઇએ, તે નાનું હોય કે મોટું હોય, તે દરેક કામ આપણા પૂર્ણ મનથી, આપણી પૂર્ણ ચતુરાઇથી અને પૂર્ણ વિચારપૂર્વક કરવું જોઇએ. તે ઉતાવળ કરીને બગાડી ન નાખવું તેમજ આલસ્ય કરીને રસ વગરનું બનાવવું ન જોઇએ. આપણને પ્રિયમાં પ્રિય મનુષ્યને વાસ્તે જેવા અંતઃકરણથી, ભાવથી અને મનના સામર્થ્યથી કરતા હોઇએ, તેવી રીતે તે થવું જોઇએ.

સંસારી તેમજ ત્યાગી બન્નેને માટે આ એક ઉમદા કેળવણી છે. એકાગ્રતાનો ગુણ ખીલવવો એટલે ભટકતા અને અસ્થિર મનને વશ કરવારૂપ છે. અને જ્યારે વારંવાર અભ્યાસ પાડવાથી મન સ્થિર થાય છે, ત્યારે મનુષ્યને પોતાના આત્મબળમાં એટલી બધી શ્રદ્ધા થાય છે કે જે શબ્દોમાં વર્ણવી શકાય પણ નહિ. જે મન પતાકાના પટ જેવું, કુંજરના કાન જેવું અને શરદ્ ઋતુના અભ્ર જેવું ચંચળ, અસ્થિર અને ક્ષણે ક્ષણે નવા વિચારો કરતું હતું, તે હવે એકાગ્ર બને છે, અને કેળવાયેલા સાધનનું કામ સારે છે જેનો આપણે આપણી ઇચ્છા પ્રમાણે સદુપયોગ કરી શકીએ છીએ.

## ધ્યાન.

મનુષ્ય જે બાબત વારંવાર કરે છે, તેની તેને ટેવ પડે છે. આ પુનરાવર્તનના નિયમનો ઉપયોગ કેવળ મનને ક્ષણમાં ભાવનાના કામમાં કરવામાં આવે છે, એટલુંજ નહિ પણ તે નિયમ મનુષ્યના ચારિત્રમાં ઉચ્ચ સદ્‌ગુણો બાંધવામાં પણ ઉપયોગી લાગે છે. એકાગ્ર થયેલા મનરૂપી સાધનને તે દિવસના અમુક ભાગમાં અમુક સદ્‌ગુણ ઉપર ધ્યાન કરવામાં અથવા અમુક આધ્યાત્મિક સવાલનું રહસ્ય સમજવામાં વાપરે છે.

ધ્યાન કરવાને માટે એક શાંત સ્થળ પસંદ કરવામાં આવે છે પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી આપણે તે શાંત સ્થળમાં પ્રતિદિન નિયમીત વખતે અરધાની

કરોડને સીધી રાખી, અને હાથને ઘુંટણ ઉપર રાખી, આસન વાળી બેસવું જોઇએ. તે પછી જે કોઈ વિચારનું રહસ્ય આપણે સમજવા માગતા હોઇએ તે વિચારને અથવા તો કોઇ પવિત્ર ગ્રન્થના એકાદ શ્લોકને અથવા તો એકાદ મહાવાક્યને મન સંમુખ રાખી ધ્યાન કરવું જોઇએ. બ્હારના બીજા વિચારો અથવા તો બીજાં માનસિક ચિત્રોને આપણા વિચાર પ્રવાહમાં ઘુસવા દેવાં જોઈએ નહિ. આપણે તો ધ્યેય ઉપરજ વિચાર કરવો. દરેક અપેક્ષાથી-દ્રષ્ટિ બિન્દુથી તેની તપાસ કરવી, તે વિચારની સાથે તન્મય થઈ જવું અને તે વિચારનું સત્ત્વ આપણે ચુસી લેતા હોઇએ તેવી રીતે તદાકાર ચિત્તને બનાવવું—આનું નામ જ ધ્યાન.

આવા એકાગ્ર ચિત્તથી કોઇ ઉચ્ચ વિષય ઉપર કરેલા થોડી પળના પણ ધ્યાનથી આત્મિક સ્ફુરણ કેવાં ઉચ્ચ પ્રકારનાં, ભવ્ય અને ઉન્નતિ પ્રેરક થાય છે, તેનો ખ્યાલ આ માર્ગનો અભ્યાસ કરનાર સિવાય બીજાને આવવો મુશ્કેલ છે, તે વખતે કોઇપણ સમયે નહિ ધારેલું સૌંદર્ય આપણી માનસિક દ્દષ્ટિ આગળ દેખાય છે. આ વિચારને બીજા વિચારો સાથે રહેલો સંબંધ અણધાર્યો નજરે પડે છે; અને જેનો આપણને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેવા અતર્ક્ય અર્થો તે વિચારમાં રહેલા માલૂમ પડે છે. દિવસના ધાંધળમય અને પ્રવૃત્તિમય જીવનમાં આવું ઉંડું જ્ઞાન ભાગ્યેજ મળી શકે. ધ્યાનની શાંત પળોમાં જ્યારે મન કોઇ ઉચ્ચ વિચાર કે ભાવ ઉપર તલ્લીન થયું હોય ત્યારે જ આત્મસ્ફુરણની ઝાંખી થવા માંડે છે.

ધ્યાનને વાસ્તે આપણે અમુક સદ્‌ગુણને ચૂંટી કાઢીએ. ધારો કે આપણે નમ્રતાનો ગુણ આપણા જીવનમાં ખીલવવા માંડીએ છીએ; અને આપણે એક અઠવાડીયું કે પખવાડીયું કે માસ સુધી તે સદ્‌ગુણ ઉપર ધ્યાન કરવાનો નિશ્ચય કરીએ છીએ. જ્યારે આપણે મૌન ધારણ કરી શાંતિથી બેસીએ, ત્યારે આપણે દરરોજ પ્રાતઃકાળમાં તે સદ્‌ગુણની ખુબી વિચારવી જોઇએ આ ગુણ મહાપુરૂષોમાં કેવી રીતે પ્રકટી નીકળ્યો હતો ? તે ગુણની શી આવશ્યકતા છે ? તે ગુણ ખીલવવામાં શી શી અડચણો નડે છે ? તે અડચણો શી રીતે દૂર થઇ શકે ! તે ગુણને જીવનવ્યવહારમાં યોજતાં જે વિઘ્નો આવવાનો સંભવ હોય તે કેવી રીતે મટાડી શકાય ? આવી રીતે અનેક બાજુએથી તે સદ્‌ગુણનું ધ્યાન કરી તે સદ્‌ગુણના વિચારને પોતાના મનના એક વિભાગરૂપ બનાવી દેવો જોઇએ. જ્યારે ધ્યાનનો સમય પૂર્ણ થાય અને આપણે આપણા દિવસના વ્યાપારમાં ગુંથાઇએ ત્યારે પ્રાતઃકાળના વિચારોને સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવાનું કામ ઘણું સુગમ થાય છે.

આ પ્રમાણે જે જે સદ્‌ગુણોને આપણે ખીલવવા માગતા હોઇએ, તેમને અનુક્રમે એક પછી એક લેવા જોઇએ. આ પ્રમાણે દિન પ્રતિદિન પુનરાવર્તનના નિયમ પ્રમાણે કામ કરવાથી એક પછી એક સદ્‌ગુણ આપણા ચારિત્રમાં બંધાય છે, અને વિકસેલા મગજમાં ઉચ્ચ પ્રકારની સૂક્ષ્મ દ્દષ્ટિ પ્રકટ થવાનો સમય પાસે આવતો જાય છે.

જેમ જેમ ગુણો અને તે સાથે મનની શક્તિઓ ખીલતી જાય છે, તેમ તેમ આ સઘળો વખત મગજ પણ ધીમે ધીમે બદલાતું જાય છે, અને ઉચ્ચ પ્રકારના આંદોલનો ગ્રહણ કરવાને વિશેષ અનુકૂળ બનતું જાય છે, કારણ કે તે શુદ્ધ ખોરાકના પરમાણુઓથી બંધાતું જાય છે.

જે મનુષ્ય દિન પ્રતિદિન ધ્યાન કર્યોજ કરે છે અને હજારો વિઘ્નો આવવા છતાં પોતાના સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવાના પ્રયાસથી જરા પણ ડગતો નથી, તે મનુષ્ય જે વિચાર ઉપર તેનું મન એકાગ્ર અને સ્થિર થયું હોય તે સિવાયના બાકીના બધા વિચારોને શાંત કરી શકે છે. અન્તે ઘણા વખતની ટેવ પછી પૂર્ણ ભાન છતાં તે ઉત્કટના વિચાનેને પણ જતો કરે છે. બ્હારના સંસ્કારોથી તેમજ અંદરના વિચારોથી જરા પણ અસર ન થાય તેવી મનની સ્થિતિ જો થોડીક મીનીટ સુધી પણ ટકી રહેતો તરતજ તેનું ચૈતન્ય આ સ્થુલ મગજની બહાર નીકળે છે, અને સૂક્ષ્મ શરીરમાં તે પૂર્ણ ભાન સહિત દાખલ થાય છે. આનું નામજ સૂક્ષ્મદષ્ટિ અથવા વિશ્વદષ્ટિ. આ સ્થિતિ પ્રાપ્ત થતાં નિદ્રા અને જાગ્રત અવસ્થા વચ્ચે પૂલ બંધાઈ જાય છે, અને તેવા મનુષ્યના સંબંધમાં બેધડક કહી શકાય કે—

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ॥
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

જે સર્વ પ્રાણીઓને રાત્રિ સમાન છે તેમાં સંયમી જાગે છે. અને જેમાં ભૂત માત્ર જાગે છે તે દેખતા મુનિને રાત્રિ સમાન છે.

વ્હાલા બન્ધુઓ ! આ ઉચ્ચ પદ આ ઉજ્જવળ ભવિષ્ય તમને આકર્ષણ કરતું હોય, જો તે પ્રાપ્ત કરવાની તમારામાં ઉત્કંઠા ઉત્પન્ન થતી હોય તો તે વિચારને–તે ઉત્કંઠાને કેવળ વિચારરૂપેજ દાબી નહિ રાખતાં તેને અમલમાં મૂકવા તમારૂં મનોબળ પૂર્ણ સામર્થ્યથી વાપરો. કોઇ કામમાં ઉતાવળની જરૂર નથી, પણ જે પગલું તમે ભરો તે ચોકસ વિચાર પૂર્વક ભરો. પદ્ધતિસર અને પગથિયે પગથિયે આગળ વધો. સતત આ માર્ગે તમારો વિજય થશે. આ માર્ગે જે જે તમને પ્રાપ્ત થશે તે સદાકાળને માટે થશે. માટે આત્મબળમાં પૂર્ણ પ્રતીતિ રાખી દૃઢ નિશ્ચયથી આગળ વધો, અને જે સ્થિતિ મહાન્ પુરૂષો પ્રાપ્ત કરી શક્યા છે, તે તમે પણ પ્રાપ્ત કરશો. કારણકે આપણું આત્મબળ જો કે તિરોહિત્ છે, છતાં તેનું સામર્થ્ય અનંત છે. અને દૈવીબળમાં વિશ્વાસ રાખી વર્તનારને માટે સદા વિજયજ છે.

---

# *વસંતવિલાસાનુસંધાન.

( મી. સ્વામીનારાયણ, બરોડા કૉલેજ )

' સુંદરી પળમાં પેલી, પતિના કરમાં રમે; '

છંદ હરીગીત.

ગગનભેદી જગત સીંચી ચાંદની ચમકી રહી,
હા ! પુષ્પ પુષ્પે વિટપ વિટપે શી પ્રભા પ્રકટી રહી.
મંદ શીત સમીર તરૂવર કુંજમાં આનંદ તો,
ઉડી ગયો સરવર તીરેથી કમળ પત્રે આગીઓ. ૧

---

* પોષના અંકની સુલેલોને તથા માઘના અંકની વસંત વિલાસ એ કવિતાઓનું આ કવિતા વાંચતાં પહેલાં અવલોકન કરવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે—અધિપતિ.

સુંદરી ગ્રહી વસ્ત્ર કરમાં જળ વિષે ડગલાં ભરે,
એ આગીઓ મૃદુ હાશ્ય કરતો કામિનીનું ચિત્ત હરે.
યુવતી પ્હોંચી [1]પદ્મિની પાસે ધીમે પગ ચાલતી,
શું પદ્મ પુટ પ્રવેશ કરવા [2]પદ્મજા પાછી જતી ! ૨

કમળ દંડ શો હસ્ત તરૂણી લટકુ કરી લંબાવતી,
જો પવન લહરી આવી પદ્મ હલાવી શી ચાલી જતી !
આગીઓ નિજસ્થાન ભ્રષ્ટ થઇ ઉડયો પળમાં અરે,
કર સુંદરીનો કમળ દળથી હૃદયપર પાછો પડે. ૩

દદી મૃગનયની તણી તાણી લીધી એ આગીએ,
પણ ગગનમાં ઉંચે જઇ અદ્રશ્ય થઈ છોડીદીએ,
" હા ! ગયો ! " યુવતી વદી, મુખ ફેરવી પાછું વદે,
" શું પદ્મનયનો બીડીયાં મમ દુઃખથી પદ્મીનીએ. " ૪

ગત પ્રભાકર વિરહથી કે કામીનીના કલેશથી,
લંબાયલા યુવતી તણા કરની હથેલી નીરખી.
વ્યોમ પૂર્ણ હિમાંશુ પ્રફુલિત કાંતીથી કરમાઇ ગયાં,
આ કમળ; ના, ના, **વસંત વિકસિત અંગથી યુવતી તણાં.** ૫

પદ્મવદના ના પ્રિછે પદ્મો તણા એ રહસ્યને,
નિજ મન વ્યથા પ્રતિબિંબ માની વેદના દ્વિગુણિત કરે;
શિથિલ અંગ થતાંજ વસ્ત્રો કર થકી સરકી ગયાં,
વસ્ત્રો સરકતાં ચમકી ઉઠી ચતુર ચપલા પલકમાં ૬

" કેમ તજી શય્યા ભમુ અહિં એકલી આ જળ વિષે,
હા ! નાથ કયાં ? મમ નાથ કયાં ? રસરાજ મ્હારા કયાં હશે !
સાંભર્યું; ઉદ્યાનમાં હું શોધવા આવી હતી,
ખદ્યોતથી ખેંચાઇ ભટકુ સર મહિ હું એકલી. " ૭

× × × ×

કલ્લોલ લોલ લલિતાંગ ધરંતી બાળા,
ઉદ્યાનમાં અહિં તહિં ભમતી રસાલા;
શોધે બધે પથ પથે શીત બાંકડાંએ,
ગૌરી તરૂણી; પણ નાથ નહિ જણાયે. ૮

---

૧ કમલિની ૨ લક્ષ્મી દેવી.

ખીલ્યાં પુષ્પો કેવાં, સ્થળ સ્થળ વિષે મંજુ મધુરાં,
નહિ કો આનંદે, યુવતિ ગતિને મંદ કરતાં;
ફરે જાણે વેગે, નવ જલદ નાદે, ચમકતી,
ભયે ત્રાસી ત્રાસી, નવિન રસિકા રમ્ય મયૂરી. ૯

× × × ×

આમ્ર વૃક્ષે થયો ટૌકો, રસીલી કોકિલા તણો,
સુંદરી સ્તબ્ધ થઈ ઉભી, તન્વંગી વેગ વિરમ્યો;
' કુહુ ' શબ્દ સુણ્યો કર્ણે, અન્ય* નો અહા ! એ સમે,
**સુંદરી પળમાં પેલી, પતિના કરમાં રમે.**

---

# ન્યુયોર્કનું સુધારક ગૃહ.

( લેખક-ઉત્સુક. )

---

નાની વયમાં જે બાલક-બાલિકાઓનો સ્વભાવ કે ચરિત્ર બગડી જાય છે, તેઓને સુધારવાને માટે અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં એક આશ્ચર્યદાયક ' સુધારક ગૃહ ' છે. વિલિયમ આર. જ્યોર્જ નામનો એક સજ્જન તેનો સ્થાપક છે. ન્યુયોર્ક શહેરની ગલી કુંચીઓમાં ભટકતાં ફરતા બેકાર બાલકો અને બાલિકાઓ જોઇને તેનું હૃદય દયાથી પીગળી ગયું હતું અને તેથી તેઓનું ભલું કેવી રીતે કરવું તે બાબતનો વિચાર જ્યોર્જ રાત દિવસ કર્યાં કરતો હતો. તેણે એક અખતરો કરવાની ઇચ્છા કરી. થોડા એક તેવા રખડતા છોકરાઓને શહેરની માઠી સંગતિમાંથી બચાવીને દૂરના કોઇ નિર્જન સ્થાનમાં લઇ જવા અને તેનું પરિણામ શું આવે છે તે જોવું એવો તેણે વિચાર કર્યો. એજ ઉદ્દેશને લક્ષમાં રાખીને તેણે એક સુધારક ગૃહ બનાવ્યું. પહેલાતો તેને તેની અભિલાષા પ્રમાણે સફળતા મળી નહિ, પરન્તુ જ્યારે તે ગૃહ અત્યારે એક નાનું રાજ્ય બની ગયું છે, ત્યારે તેમાંથી આશ્ચર્યજનક પરિણામ નીવડ્યું છે.

ન્યુયોર્કના ' ફ્રિબિલ ' નામના ગામમાં આ નાનું રાજ્યતંત્ર આવેલું છે. પહેલાં ત્યાંના રહેવાસીઓનો મોટો ભાગ ચોરી વગેરે ખરાબ કર્મો કરીને પોતાનું જીવન ગાળતો હતો, અને કેટલાક છોકરાઓ પોતાને ઘેરથી નાસી આવીને અહીં રહ્યા હતા. આ રાજ્યમાં પ્રવેશ કરતાંની સાથે તેઓમાં વિચિત્ર પરિવર્તન દેખાવા લાગ્યું છે. એક છોકરો પહેલાં ચોરીના ગુન્હા માટે બેવાર પકડાયો હતો. છેવટે તે ઘેરથી નાસી ગયો. તેનાં કુટુંબીઓએ તેની જીવનને માટે આશા છોડી દીધી. તે છોકરો નાસતો ફરતો આ સુધારક ગૃહ અથવા ચરિત્ર સુધારક રાજ્યમાં દાખલ થયો. કેટલાક દિવસ પછી તેને પૂછવામાં આવ્યું કે " જિમ્ !

---

* સંતાઇ રહેલા પતિનો.

તને સત્કર્મ કરવાની ઇચ્છા ક્યારથી થઈ ! " જિમે તે સમયે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો: " આ પવિત્ર સ્થાનમાં આવ્યો ત્યારથી. "

વિલિયમ જ્યોર્જનું આ રાજ્ય ૧૦૦ એકર જમીનમાં આવેલું છે. રાજધાનીમાં સાધારણ દેખાવનાં લાકડાનાં બનાવેલાં દસ સ્વચ્છ અને સગવડવાળાં મકાનો છે. તેમાં રહેવાને માટે ૬ ઘર છે. એક ઘર છોકરાઓ માટે, એક છોકરીઓ માટે, એકમાં પુસ્તકાલય, રસોડું, હોટેલ વગેરે. એકમાં નિશાળ, કોઠાર અને બેંક છે, એકમાં અદાલત, જેલખાનું, ઇસ્પીતાલ અને ટપાલ ખાતું છે. સિવાય છોકરીઓને માટે એક જેલખાનું, ઇસ્પીતાલ, કપડાં ધોવાનું સ્થળ, સ્નાન ગૃહ, શિલ્પ શિક્ષાલય વગેરે અલગ અલગ છે. ફ્રિબિલ્લની જમીન બહુ રસાળ છે. દરવર્ષે ખેતરમાં ઘાસ, અનાજ અને તરકારી ખૂબ પાકે છે. રાજ્યમાં કેટલાક ઘોડા, ગાય, બળદ, અને ભેંસો છે.

આ નવીન રાજ્યના રાજા અને પ્રજા સર્વ બાળકોજ છે. તેનું નામ પણ George Junior Republic અથવા ' મી. જ્યોર્જનું બાળક પ્રજાતંત્ર ' એવું રાખવામાં આવ્યું છે. બાર વર્ષથી અઢાર વર્ષ સુધીના છોકરાઓ રાજ્ય ચલાવવા માટે અધિકારી લેખાય છે. ૮ વર્ષથી ઓછી ઉમરના છોકરાઓ અનધિકારી લેખાય છે. અધિકારી છોકરા છોકરીઓને અનધિકારી નાનાં છોકરા છોકરીઓનું રક્ષણ કરવા માટે નિયુક્ત કરવામાં આવે છે અને તેઓ ચાતુર્ય તથા પ્રેમ સાથે તે કાર્ય બજાવે છે. જો કોઇ અનધિકારી નાનો છોકરો પોતાની આજીવિકા ચલાવી શકતો નથી, તો મોટી ઉમરનાઓ તેને સહાયતા કરે છે, સરકારને તેની કાંઈ ચિંતા કરવી પડતી નથી. હાલમાં આ રાજ્યના નિવાસીઓની સંખ્યા ૮૬ ની છે.

આ બાળક રાજ્યનું શાસન કાર્ય ' અમેરિકા' ના ધોરણપર ચાલે છે. સભાપતિ, મંત્રી સભા, પાર્લામેંટ, હાઇકોર્ટ વગેરે સઘળું તેમાં છે. પ્રેસીડેન્ટને દર અઠવાડીએ ૭૦ પૈસાનો પગાર મળે છે, અને બીજા કર્મચારીઓને પણ પગાર મળે છે. ન્યાયાલય, પોલિસ વગેરે વિભાગોમાં કામ કરનારાઓની પરીક્ષા થાય છે. આ પરીક્ષામાં પાસ થવાને માટે છોકરાઓને કાયદાનાં પુસ્તકોનો સારીરીતે અભ્યાસ કરવો પડે છે. ખરા દિલથી કામ કરનારાઓને કોઇ પ્રકારનો પણ ભય રહેલો નથી. રાજ્યનું કોઇ એકાદ પદ મેળવવાને માટે સહુના મનમાં અત્યન્ત ઉત્સાહ જોવામાં આવે છે. જજ, કમિશનર, ડાક્ટર, વકીલ વગેરે સઘળા આ બાળક રાજ્યમાં છે. તે ઉપરાંત સ્કૂલમાં ન જનારા છોકરાઓને સ્કુલમાં હાજર કરાવવાને માટે પણ એક કર્મચારીને નિયુક્ત કરવામાં આવેલ છે. શાન્તિ રક્ષણને માટે પહેલાં ૧૨ સિપાઇઓ હતા, પણ હાલમાં માત્ર બેજ છે, તે પરથી માલુમ પડે છે કે અહીં આવવાથી છોકરાઓના સ્વભાવ અને ચારિત્ર્યમાં કેટલો બધો ફેરફાર થતો હોવો જોઇએ. છોકરાઓની એક નાની સૈનાપણ બનાવવામાં આવી હતી.

આ બાળરાજ્યમાં બે રાજનૈતિક વિભાગો છે. એક ગુડગવર્મેન્ટ પાર્ટી અથવા સુશાસન ચાહનારાઓનો વિભાગ અને બીજો ગ્રાન્ડ ઓલ્ડ પાર્ટી અથવા પરમ પ્રવીણોનો વિભાગ છે. સભ્યોની ચુંટણીના પ્રસંગે અમેરિકાવાસીઓની પેઠે બન્ને પક્ષો પોતાની બડાઇ અને સામાપક્ષની નિન્દા કરવામાં ભારે પ્રવીણ છે. પાર્લામેન્ટના મેમ્બરની ચુંટણી કરવામાં છોકરી-

ઓના પણ હક્ક રાખવામાં આવ્યા છે. વોટ આપવાના અધિકારને છોકરા અને છોકરીઓ બન્ને મોટા માનની નિશાની સમજે છે. આ રાજ્યના સઘળા કાનૂન ન્યુયોર્કના સરખાજ રાખેલા છે. કોઇ પણ અપરાધ માટેનો દંડ ન્યુયોર્કના દંડથી વધુ રાખેલો નથી. નવો કાયદો કરવામાં આવતાંજ તે કાયદાના પુસ્તકમાં લખી લેવામાં આવે છે. કોઇ કોઇ કાનૂન હાનિકર જણાતાં તેને બદલી નાંખવામાં આવે છે.

પહેલાં સીગારેટ પીવાની મનાઇ હતી, પરન્તુ કેટલાક સિપાઇઓ પહેરાના વખતે જ્યારે બહાર જતા ત્યારે સીગારેટ પીતા હતા. આથી ધીરે ધીરે સીગારેટ પીનારા વધવા લાગ્યા. આ માટે એક કાયદો એવો કરવામાં આવ્યો છે કે જો કોઇના મ્હોંમાંથી સીગારેટની ગંધ આવે તો તેનો દંડ કરવો. આ માટે દંડ તરીકે રૂા. ૩ થી ૯ સુધીની જામીનગીરી લેવામાં આવે છે અથવા એકથી ત્રણ દિવસ સુધી વર્કહાઉસમાં કામ કરવું પડે છે. આ સ્થળની ખાવાપીવાની ચીજોમાં અને રહેવા વગેરેની જગ્યામાં જેલ કરતાં કાંઇ ફેરફાર નથી.

જુગાર રમવાનું પણ નિન્દનીય અને દંડનીય લેખાય છે. આથી પહેલાં પાર્લામેંટનો એક સભાસદ આ અપરાધ માટે પકડાયો હતો. તે દિવસે તેને પાર્લામેન્ટમાંથી દૂર કરવામાં આવ્યો હતો, અને તેની 'વોટ' આપવાની સત્તા પણ છીનવી લેવામાં આવી હતી. તે ઉપરાંત તેનો ૨૫ ડાલર દંડ કરવામાં આવ્યો. તેણે દંડ આપ્યો નહિ, તેથી તેને સાધારણ કેદી તરીકે પથર તોડવાનું કામ સોંપવામાં આવ્યું. સુધારક ગૃહના સ્થાપક મી. જ્યોર્જે પોતે આગ્રહીને તેનો દંડ માફ કર્યો, પણ તે માટેને પાર્લામેન્ટે કબૂલ રાખી નહિ તેથી તે પ્રયાસ નિષ્ફળ નીવડ્યો ! કેટલાક દિવસ પથર તોડવાથી તે કેદી ગભરાયો અને બોલ્યો " અને એકદમ બેંકમાં લઇ જાઓ; હું હમણાંજ દંડ ચુકાવી આપું છું."

જૂઠા સોગન ખાવા, જુગાર રમવું, બીડી પીવી અને બીજાં ખોટાં કામો કરવાની વિરૂદ્ધના સઘળા કાયદા તે છોકરાઓએજ બનાવેલા છે. તે ગુન્હાના ગુન્હેગારો તરફ જે સખ્તાઇ વાપરવામાં આવે છે, તે પરથી તે દુર્ગુણો તરફ તેઓનો કેટલો તિરસ્કાર હશે તે સમજી શકાય છે.

જ્યોર્જ સાહેબના રાજ્યનું જેલખાનું પણ આપણાં સાધારણ કેદખાનાં જેવું જ છે. લોઢાની જાળીવાળી નાની કોટડીઓ છે, તેમાં બીછાનું, ખાવા પીવાની સામગ્રી વગેરે સઘળું કેદખાનાના સરખુંજ હોય છે, જેલની ઉપરના ખંડમાં કોર્ટ હોય છે. એક મોટા હોલમાં એક બાજુએ મેજીસ્ટ્રેટને માટે એક મોટું ટેબલ છે. તેની બાજુએ જ્યુરીના સભાસદોને બેસવાની જગ્યા હોય છે. સાક્ષીઓ માટે ન્યાયાધીશની બેઠકની સામે એક જગ્યા પસંદ કરવામાં આવેલી છે, તેની પાછળ સાંભળવા આવનારાઓને માટે કેટલીક બેંચો રાખેલી છે. અદાલતની પાછળના ભાગમાં વકીલોને માટે જગ્યા રાખેલી છે. અહીં તેમની ઓફિસ હોય છે. ત્યાં સાધારણ માણસો આવી શકતા નથી. સાક્ષીઓને નમ્બરવાર એક પછી એક બોલાવીને જુબાની લેવાનો ધારો છે. વકીલો ઉત્સાહ અને પ્રેમ સાથે પોતાનો મુકદમો લડે છે. મેજીસ્ટ્રેટ ગુણ દોષ બરાબર સમજીને વિવેકપૂર્વક પોતાનો મત પ્રકટ કરે છે. આ પ્રમાણે ન્યાયનું કાર્ય સમાપ્ત થાય છે.

સઘળા સરકારી કર્મચારી સચ્ચરિત્ર અને ન્યાય પરાયણ હોય છે. ફક્ત એકવાર એક કર્મચારી લાંચ લેવાના અપરાધ-માટે પકડાયો હતો. તેજ વખતે તેને અધિકારપરથી કાઢી મેલવામાં આવ્યો હતો અને તેને સજા કરવામાં આવી હતી.

ખાવા પીવાના સંબંધમાં આ રાજ્યના નિવાસીઓને પોતાના પુરૂષાર્થ પરજ આધાર રાખવો પડે છે. ' પરિશ્રમ કર્યાવિના કાંઈ મળતું નથી ' એ તેઓનો મૂળ મન્ત્ર છે. દરેક જણ પોતાની કમાઇથીજ પેટ ભરે છે, ફક્ત માંદગીમાં તેમને પરાધિન રહેવું પડે છે.

હોટલ ચલાવવાનું સડક, નહેર, મકાન વગેરે તૈયાર કરવાનું છોકરાઓ પોતેજ માથે લે છે. આ સઘળું કામ કોન્ટ્રાક્ટ લેનાર પગાર આપીને બીજા છોકરાઓ પાસે કરાવે છે. ને જેવું કામ કરે છે તેવું દામ તે મેળવે છે. છોકરીઓ બહુધા ઘરનું કામકાજ કરે છે, અને નાના છોકરાઓ તેમને મદદ કરે છે. અઠવાડિયામાં એકવાર પગાર મળે છે. કદી કોઇ અજ્ઞાન છોકરો કે છોકરી અઠવાડીવાની આવક બે ચાર દિવસમાં ખર્ચી નાંખે છે તો તેને કોઇ તરફથી મદદ કરવામાં આવતી નથી. અઠવાડીયાના બાકીના દિવસ તેને હલકું ભોજન કરીને અને સાધારણ ખીછાના પર સુઇને ચલાવવું પડે છે.

પહેલાં આ રાજ્યના કેટલાક છોકરાઓનું પાલન સરકાર તરફથી કરવામાં આવતું હતું. તેઓ સઘળા સૌની સાથે રહી શકતા નહિ. તેમની ભોજન સામગ્રી કેદખાનાના જેવી હતી. .. સ્થિતિમાં બેકાર રહેવામાં અને પડ્યા પડ્યા ખાવામાં કેટલાક આનંદ માનતા હતા. આથી રાજ્યના પૈસા બહુ ખર્ચાતા હતા અને તેવા બેકારો તરફથી આવક જરાપણ મળતી નહિ. છેવટે એક દિવસ એક સભાસદે ' વ્યવસ્થાપક સભા 'માં એક એવો ઠરાવ રજુ કર્યો કે ' જેઓ શક્તિ છતાં કામ નહિ કરે તેઓને સરકાર કોઈ તરેહની મદદ કરશે નહિ !' સર્વની સંમતિથી આ ઠરાવ પસાર થયો અને અત્યારે સરકાર અશક્તો સિવાયના બીજાઓનું પોષણ કરતી નથી.

અમેરિકાના આ ચરિત્રસુધારકરાજ્યપરથી આપણે ઘણું ગ્રહણ કરી શકીએ તેમ છે. આપણા દેશમાં તોફાની અને અનાચારી છોકરાઓ બહુ છે. આવા છોકરાઓને માબાપ પોતાના ઘરમાં પૂરી રાખે છે અથવા સરકારી ગુન્હો તેણે કર્યો હોય તો સરકાર તેને જેલમાં પુરે છે. આથી છોકરાઓની ઉત્સાહી વૃત્તિનો ધ્વંસ થઇ જાય છે અને નિકૃષ્ટ ભાવનાઓ તેમના હૃદયમાં ઉત્પન્ન થાય છે. આમાંથી છોકરાઓનો ઉદ્ધાર કરવાનો સરલ ઉપાય એ છે કે છોકરાઓને રાત દહાડો લખવા વાંચવામાંજ નહિ ગોંધી રાખીને તેમને નિર્દોષ આમોદ-પ્રમોદ, નાટક, તર્ક, સભા આદિમાં રોકવા જોઇએ. તે સાથે ગૃહકાર્યનો સ્વલ્પ બોજો પણ તેમને માથે રાખવો જોઇએ. બોર્ડિંગ હાઉસોમાં આવી કાર્ય પ્રણાલી બહુ આનન્દદાયિની થઇ પડે છે. છોકરાઓ પણ આનંદ અને ઉત્સાહની સાથે આવાં કાર્યોમાં મન દે છે.

---

## —દ્વૈત, અદ્વૈત—

બે ઝરણાં નિર્મળ દૂરે,
લેખડમાં હયાં ત્યાં જૂરે,
કંકર, કાંટા ઉપર ફરતાં ભાનવિના તે દોડે,
આખર મ્હોટી પુન્યસરિતમાં બન્ને તનને જોડે.
છૂટાં પ્રેમીવડે મળતાં,
ને એક બીજાથી ભળતાં;
જૂદાં જૂદાં જે આથડતાં, મળતાં કેવાં ભળતાં !
એકમેકથી રસબસ થઈને રસ અદ્વૈતે ઢળતાં.
રસ 'હું' 'તું' ને ભૂલાવે,
ને ભેદ સકળ ડૂલાવે.
આ જળ જૂદું, તે જળ જૂદું, જૂદાં હોતાં લાગે,
તત્વસરિતમાં ભેળાં મળતાં, સેવ્ય દાસ સૌ ભાગે.

—કુન્દન—

# મુગલ સમયમાં દક્ષિણનો જમીન ધારો.

( જદુનાથ સરકારના ઔરંગઝેબના ઇતિહાસ પરથી. )

દક્ષિણનો જુનો અ-નિયમિત મહેસુલી વહીવટ.

અકબરના દિવાન ટોડરમલે ઉત્તર હિંદુસ્તાનની મહેસુલી વસુલાતને પદ્ધતિપર આણી હતી. પરંતુ દક્ષિણમાં બિલકુલ કંઈ પણ પદ્ધતિ ન હતી. ક્ષિતા પાડવા, સાંકળ માપણીથી જમીનની માપણી કરવી, દર વિઘે અમુક મહેસુલનો આકાર ઠેરવવો, અથવા જમીનદાર રાજ્ય અને ખેડુત વચ્ચે ખરેખરા ઉત્પન્નનો ભાગ પાડવો એ ત્યાં અજ્ઞાત હતું. એક હળ અને બળદની જોડથી જેટલી જમીન ખેડાય તેટલી દક્ષિણનો ખેડૂત ખેડતો, તેની મરજીમાં આવે તે પાક પકવતો, અને દર હળે એક નાની રકમ સરકારમાં ભરતો. મહેસુલનો દર જૂદે જૂદે સ્થળે જૂદો જૂદો હતો, અને તે ખેતરના ખરેખરા ઉત્પન્નના કંઈ પણ નિશ્ચિત પ્રમાણ વગર આપ ખુદીથી ઠેરવવામાં આવતો, કેમકે ખેતરો તપાસવાં અને પાકના જથા અને કિંમતનો અડસટો કહાડવો એવો ત્યાં રિવાજ ન હતો.

પરિણામ

મહેસુલની બાબતમાં પદ્ધતિ અને નિયમનો તદ્દન આ પ્રમાણે અભાવ હોવાથી ખેડુત વર્ગને નાના વસુલાત કરનારના છંદ અને જુલમના ભોગ થવું પડતું. સુબાઓની ચઢાઇના સામા વિગ્રહો અને એક પછી એક અનાવૃષ્ટિનાં

સઘળા સરકારી કર્મચારી સચ્ચરિત્ર અને ન્યાય પરાયણ હોય છે. ફક્ત એકવાર એક કર્મચારી લાંચ લેવાના અપરાધ માટે પકડાયો હતો. તેજ વખતે તેને અધિકારપરથી કાઢી મેલવામાં આવ્યો હતો અને તેને સજા કરવામાં આવી હતી.

ખાવા પીવાના સંબંધમાં આ રાજ્યના નિવાસીઓને પોતાના પુરૂષાર્થ પરજ આધાર રાખવો પડે છે. ' પરિશ્રમ કર્યાવિના કાંઈ મળતું નથી ' એ તેઓનો મૂળ મન્ત્ર છે. દરેક જણ પોતાની કમાઇથીજ પેટ ભરે છે, ફક્ત માંદગીમાં તેમને પરાધિન રહેવું પડે છે.

હોટલ ચલાવવાનું સડક, નહેર, મકાન વગેરે તૈયાર કરવાનું છોકરાઓ પોતેજ માથે લે છે. આ સઘળું કામ કોન્ટ્રાક્ટ લેનાર પગાર આપીને બીજા છોકરાઓ પાસે કરાવે છે. ને જેવું કામ કરે છે તેવું દામ તે મેળવે છે. છોકરીઓ બહુધા ઘરનું કામકાજ કરે છે, અને નાના છોકરાઓ તેમને મદદ કરે છે. અઠવાડિયામાં એકવાર પગાર મળે છે. કદી કોઇ અજ્ઞાન છોકરો કે છોકરી અઠવાડીયાની આવક બે ચાર દિવસમાં ખર્ચી નાંખે છે તો તેને કોઇ તરફથી મદદ કરવામાં આવતી નથી. અઠવાડીયાના બાકીના દિવસ તેને હલકું ભોજન કરીને અને સાધારણ બીજાના પર રહીને ચલાવવું પડે છે.

પહેલાં આ રાજ્યના કેટલાક છોકરાઓનું પાલન સરકાર તરફથી કરવામાં આવતું હતું. તેઓ સઘળા સૌની સાથે રહી શકતા નહિ. તેમની ભોજન સામગ્રી કેદખાનાના જેવી હતી. આ સ્થિતિમાં બેકાર રહેવામાં અને પડયા પડયા ખાવામાં કેટલાક આનંદ માનતા હતા. આથી રાજ્યના પૈસા બહુ ખર્ચાતા હતા અને તેવા બેકારો તરફથી આવક જરાપણ મળતી નહિ. છેવટે એક દિવસ એક સભાસદે ' વ્યવસ્થાપક સભા 'માં એક એવો ઠરાવ રજુ કર્યો કે ' જેઓ શક્તિ છતાં કામ નહિ કરે તેઓને સરકાર કોઈ તરેહની મદદ કરશે નહિ !' સર્વની સંમતિથી આ ઠરાવ પસાર થયો અને અત્યારે સરકાર અશકતો સિવાયના બીજાઓનું પોષણ કરતી નથી.

અમેરિકાના આ ચરિત્રસુધારકરાજ્યપરથી આપણે ઘણું ગ્રહણ કરી શકીએ તેમ છે. આપણા દેશમાં તોફાની અને અનાચારી છોકરાઓ બહુ છે. આવા છોકરાઓને માબાપ પોતાના ઘરમાં પૂરી રાખે છે અથવા સરકારી ગુન્હો તેણે કર્યો હોય તો સરકાર તેને જેલમાં પુરે છે. આથી છોકરાઓની ઉત્સાહી વૃત્તિનો ધ્વંસ થઇ જાય છે અને નિકૃષ્ટ ભાવનાઓ તેમના હૃદયમાં ઉત્પન્ન થાય છે. આમાંથી છોકરાઓનો ઉદ્ધાર કરવાનો સરલ ઉપાય એ છે કે છોકરાઓને રાત દહાડો લખવા વાંચવામાંજ નહિ ગોંધી રાખીને તેમને નિર્દોષ આમોદ-પ્રમોદ, નાટક, તર્ક, સભા આદિમાં રોકવા જોઇએ. તે સાથે ગૃહકાર્યનો સ્વલ્પ બોજો પણ તેમને માથે રાખવો જોઇએ. બોર્ડિંગ હાઉસોમાં આવી કાર્ય પ્રણાલી બહુ આનન્દદાયિની થઇ પડે છે. છોકરાઓ પણ આનંદ અને ઉત્સાહની સાથે આવાં કાર્યોમાં મન રોકે.

અને ખેતરો કાઢી આપ્યાં જેથી કરીને મહેસુલ વધવાની સાથે રૈયત આબાદ-થઈ. સ્થાનિક સ્થિતિના ભેદ પ્રમાણે પોતાની પદ્ધતિમાં ફેરફાર કરવાનું તે પણ ડહાપણ વાપરતો. જ્યાં ખેડૂતવર્ગ પછાત હોય અને વસ્તી આછી હોય, અથવા જ્યાં ગામો છેક ખૂણે ખોચેરે આવેલાં હોય ત્યાં દર હળે એક નક્કી રકમનું ભરણું કરવાનો જૂનો રિવાજ તેણે જેમનો તેમ રહેવા દીધો. બીજી ઘણી ઘણી જગ્યાએ તેણે ભાગવારી અથવા ખરેખરા ઉત્પન્નનો ભાગ લેવાની પદ્ધતિ દાખલ કરી. આને માટે ત્રણ દરો હતા: (૧) જ્યાં ચોમાસાનો પાક થતો ત્યાં તેનો અડધો સરકાર લેતી. (૨) જ્યાં કુવાના પાણીથી ખેતી કરવામાં આવતી ત્યાં જો ધાન્ય હોય તો સરકારનો ભાગ એક તૃતીયાંશ, અને દ્રાક્ષ, શેરડી, સુવા, કેળાં, વટાણા, અને બહુ મહેનતને પાણી પાવાની તથા લાંબા વખત સુધી ખેડવાની જરૂર હોય એવા બીજા ખાસ અને મોંઘી કિંમતના પાકો હોય ત્યારે ⅓ થી ¼ ભાગ હતો. (૩) જ્યાં ખેતરને નહેરો (પાટ) માંથી પાણી આપવામાં આવતું ત્યાં પાકના સબંધમાં મહેસુલનું પ્રમાણ જુદું જુદું હતું—જે જમીનોને કુવામાંથી પાણી આપવામાં આવતું તેના કરતાં કોઈ વખતે વધારે અને કોઈ વખતે ઓછું હતું.

**જમીનના આકારની ત્રણ રીતો.**

મહેસુલ આકારવાની તેની ત્રીજી રીત તે ઉત્તર હિંદુસ્તાનની ટોડરમલે સુધારેલી અનેક બાબતોના વિચારવાળી રીત જેવીજ હતી. ધાન્ય કે શાકભાજી, ફળ કે બીજી ગમે તે હોય પણ સરકારના ભાગનું ધોરણ અથવા વધારેમાં વધારે હદ કુલ ઉત્પન્નના ચતુર્થાંશ હતી. બી વાવીને કાપણી થાય ત્યાં સુધીના પાકનો માલ અને જાત અને તેનો બજારભાવ ગણ્યા પછી, અને વાવેતર થયેલા ભાગનું બરોબર માપ લીધા પછી દર વિઘે અમુક રૂપીઆના દરે મહેસુલની આકારણી થતી અને વસુલ કરવામાં આવતી. આ ઉપરથી એનું જરીબ (માપણી) નામ પડ્યું છે. મુર્શિદ કુલીના અમલમાં મુગલ દક્ષિણના સુબાઓ (પ્રાન્તો) માં આ પદ્ધતિ ચાલુ થઈ અને તે પછી સૈકાઓ સુધી તે "મુર્શિદકુલી ખાનના ધારા" તરીકે ઓળખાતી હતી.

**મુર્શિદ કુલીખાનનો ધારો.**

તેનો સતત પ્રયાસ અને જાતિ દેખરેખ તેની શ્રેષ્ટ પદ્ધતિમાં મદદગાર હોવાથી થોડા વર્ષોમાં ખેતીનો સુધારો અને મહેસુલનો વધારો થયો. ૧૬૫૮માં બારીકીથી તપાસનાર બીમસેન બરાનપુરીએ ઓરંગાબાદની નજીકમાં પડતર જમીનનો એક કડકો જોયો ન હતો; ઘઉં અને દાળ એક રૂપીઆનાં અઢી મણ વેચાતાં, જુવાર અને બાજરી સાડા ત્રણ મણના ગોળ અધમણનો અને ઘી ચાર શેરનું મળતું.

**ખેતીનો સુધારો અને મહેસુલનો વધારો.**

નાથ.

લડાઈએ તેમનો વિનાશ પૂરેપૂરો કર્યો. હેરાન થયલી રૈયત પોતાનાં ઘરબાર છોડી નાસી ગઈ, છોડી દેવાયલાં ખેતરો જંગલ બની ગયાં; એક વખતનાં ઘણાં આબાદ ગામો મનુષ્ય વગરનાં વેરાન બની ગયાં. શાહજહાંએ ૧૬૩૧ માં ખાનદેશની અડધી મહેસુલ ઘટાડી હતી, પરંતુ આ રકમ પણ મુર્શિદ કુલીના સમય પહેલાં કદી પણ પૂરેપૂરી વસુલ થઈ ન હતી.

**મુર્શિદ કુલીખાનઃ તેનું ચરિત્ર**

આ મુર્શિદ કુલીખાન ખુરાસાનનો વતની હતો અને તે કંદહારના નાસી છૂટેલા ઇરાની સુબા અલિમર્દાન ખાનના અનુયાયી તરીકે ત્યાંથી હિંદુસ્તાનમાં આવી વસ્યો હતો. તેનામાં સૈનિકની બહાદુરી સાથે કારભારીની વડીવટ ચલાવવાની શક્તિ હતી. બલ્ખમાં ઔરંગઝેબના લશ્કરના બક્ષી તરીકે તેણે કાર્યશક્તિ બતાવી આપી હતી, અને જ્યારે ઔરંગઝેબ પાછો દક્ષિણમાં આવ્યો ત્યારે મુર્શિદ કુલી બાલાઘાટના દિવાન તરીકે તેની સાથે ગયો. ઇ. સ. ૧૬૫૩ શહેનશાહ શાહજહાંએ શાહજાદા ઔરંગઝેબને મહેસુલની બાબતોમાં તેની સલાહ લેવાને માટે ઘણા ઉત્તમ શબ્દોમાં તેની ભલામણ કરી. શાહજાદો પણ એવીજ ઉત્તમ રીતે તેની કિંમત સમજતો હતો, અને તેણે પાછળથી થોડાજ વખતમાં તેને 'ખાન' અથવા અમીરનો ઇલકાબ અપાવ્યો. ત્રણ વર્ષ પછી પેનઘાટ પણ તેના તાબામાં સોંપવામાં આવ્યો, અને તે આખા દક્ષિણનો દિવાન થયો. ( ૨૮ મી જાન્યુઆરી ૧૬૫૬ ) પરંતુ બાલાઘાટમાંજ તેણે પોતાના મહેસુલી સુધારા દાખલ કર્યા અને ત્યાંજ તેની નવી પદ્ધતિ પહેલવારકી ફલીભૂત થઈ.

**મુર્શિદ કુલીની મહેસુલ પદ્ધતિ**

ટોડરમલની પદ્ધતિ દક્ષિણમાં ચલુ કરવી એ નવા દિવાનનો સુધારો હતો. પ્રથમ તો વિખેરાઈ ગયલી રૈયતને ભેગી કરીને ગામો ભરવસ્તીવાળાં બનાવી તેમને યોગ્ય નાના મોટા અધિકારીઓ આપી, તેમનામાં નિયમિતજીવન પાછું આણવાને તેણે ઘણો શ્રમ લીધો. જ્યાં ને ત્યાં જમીન માપવાને, બરોબર નિશાન પાડેલાં ખેતરો ( રકબા ) નું દફતર તૈયાર કરવાને, તથા ખરાબાની જમીન અને કહેવાણથી ખેડની જમીનને છૂટી પાડવાને ઘણા અમીનો અને પ્રમાણિક મોજણીદારો મોકલવામાં આવ્યા. કોઈ ગામનો મુખી ( મુકાદમ ) ગુજરી જતો, ત્યારે જે માણસોનું વર્તન ખેતી સુધારવા માટે અને ખેડૂત વર્ગની સહાનુભૂતિ માટે તત્પરતાવાળું ઉત્તમ રીતે જણાતું તેમનામાંથી તે એક નવો મુખી નીમવાની સંભાળ રાખતો. ગરીબમાં ગરીબ રૈયતને ઢોર, બી, અને બીજાં ખેતીનાં જરૂરી સાધનો ખરીદવાને સરકારી તિજોરીમાંથી કરજ ( તગાવી ) આપવામાં આવતું, અને આ ધીરેલું નાણું મોસમપર હફતાથી વસુલ કરવામાં આવતું. ખાનદેશ અને વરાડની રૈયતને નીચાણ જમીનને પાણી પાવા માટે પાણી ભેગું કરવાના બંધ બાંધવા માટે તેણે એક વર્ષમાં ચાળીસથી પચાસ હજાર રૂપીઆ કરજે આપ્યા.

" પક્ષપાત કે રૂશ્વત અટકાવવાને " આ પ્રમાણિક અને પ્રભુનો ભય રાખનાર દિવાન ઘણી વાર માપવાની સાંકળ પોતાને હાથે ખેંચતો " અને પોતાના તાબાના નોકરોનું મોજણીનું કામ તપાસી જોતો. ખેતરો અને ગામોમાં જાતે તપાસ કરતો હોવાથી ખેડૂત વર્ગનો તેનાપર વિશ્વાસ બેઠો; તેણે દરેક દરેક બાબત તપાસીને સંભાળ અને લક્ષપૂર્વક તે-

અને ખેતરો કાઢી આપ્યાં જેથી કરીને મહેસુલ વધવાની સાથે રૈયત આબાદ થઈ. સ્થાનિક સ્થિતિના ભેદ પ્રમાણે પોતાની પદ્ધતિમાં ફેરફાર કરવાનું તે પણ ડહાપણ વાપરતો. જ્યાં ઉદ્ભુતવર્ગ પછાત હોય અને વસ્તી આછી હોય, અથવા જ્યાં ગામો છેક ખૂણે ખાંચરે આવેલાં હોય ત્યાં દર હળે એક નક્કી રકમનું ભરણું કરવાનો જૂનો રિવાજ તેણે જેમનો તેમ રહેવા દીધો. બીજી ઘણી ઘણી જગ્યાએ તેણે ભાગબટાઈ અથવા ખરેખરા

**જમીનના આકારની ત્રણ રીતો.**

ઉત્પન્નનો ભાગ લેવાની પદ્ધતિ દાખલ કરી. આને માટે ત્રણ દરો હતાઃ (૧) જ્યાં ચોમાસાનો પાક થતો ત્યાં તેનો અડધો સરકાર લેતી. (૨) જ્યાં કુવાના પાણીથી ખેતી કરવામાં આવતી ત્યાં જો ધાન્ય હોય તો સરકારનો ભાગ એક તૃતીયાંશ, અને દ્રાક્ષ, શેરડી, સુવા, કેળાં, વટાણા, અને બહુ મહેનતે પાણી પાવાની તથા લાંબા વખત સુધી ખેડવાની જરૂર હોય એવા બીજા ખાસ અને મોંઘી કિંમતના પાકો હોય ત્યારે ૧/૯ થી ૧/૪ ભાગ હતો. (૩) જ્યાં ખેતરને નહેરો (પાટ) માંથી પાણી આપવામાં આવતું ત્યાં પાકના સંબંધમાં મહેસુલનું પ્રમાણ જૂદું જૂદું હતું—જે જમીનોને કુવામાંથી પાણી આપવામાં આવતું તેના કરતાં કોઈ વખતે વધારે અને કોઈ વખતે ઓછું હતું.

મહેસુલ આકારવાની તેની ત્રીજી રીત તે ઉત્તર હિંદુસ્તાનની ક્રમે સુધારેલી અનેક બાબતોના વિચારવાળી રીત જેવીજ હતી. ધાન્ય કે શાકભાજી, ફળ કે બી ગમે તે હોય પણ સરકારના ભાગનું ધોરણ અથવા વધારેમાં વધારે હદ કુલ ઉત્પન્નના ચતુર્થાંશ હતી. બી વાવીને કાપણી થાય ત્યાં સુધીના પાકનો માલ અને જાત અને તેનો બજારભાવ ગણ્યા પછી, અને વાવેતર થયેલા ભાગનું બરોબર માપ લીધા પછી દર વિઘે

**મુર્શિદ કુલીખાનનો ધારો.**

અમુક રૂપીઆના દરે મહેસુલની આકારણી થતી અને વસુલ કરવામાં આવતી. આ ઉપરથી એનું જરીબ (માપણી) નામ પડ્યું છે. મુર્શિદ કુલીના અમલમાં મુગલ દક્ષિણના સુબાઓ (પ્રાન્તો)માં આ પદ્ધતિ ચાલુ થઈ અને તે પછી સેકાઓ સુધી તે "મુર્શિદકુલી ખાનના ધારા" તરીકે ઓળખાતી હતી.

તેનો સતત પ્રયાસ અને જાતિ દેખરેખ તેની શ્રેષ્ઠ પદ્ધતિમાં મદદગાર હોવાથી થોડાં વર્ષોમાં ખેતીનો સુધારો અને મહેસુલનો વધારો થયો. ૧૬૫૮માં

**ખેતીનો સુધારો અને મહેસુલનો વધારો.**

બારીકીથી તપાસનાર ભીમસેન બરાનપુરીએ ઓરંગાબાદની નજીકમાં પડતર જમીનનો એક કકડો જોયો ન હતો; ઘઉં અને દાળ એક રૂપીઆનાં અઢી મણ વેચાતાં, જુવાર અને બાજરી સાડા ત્રણ મણનાં, ગોળ અધમણનો અને ઘી ચાર શેરનું મળતું.

નાથ.

નોટ શેરનો કાંઇ ઓરડર હોય તો તે કામ હમણા મ્હેં મ્હારા ભાગીયાને સોપ્યું છે માટે ત્યાં જાઓ; બાકી ઘી સબંધી કાંઇ ઓરડર હોય તો ધીકટિ પેઢીપર જશો. હું તો હવણાં તંત્રીનું કામ કરૂં છું. આ લ્યો મારૂં કાર્ડ."

"આપ મ્હને ઓળખતા લાગતા નથી. હું આ પત્રનો મેનેજીંગ એડીટર છું. મારૂં નામ સુરજમલ સુરતી."

મી. પુનમચંદ્ર ખસીયાણા પડી ગયા. તેમની રીતભાતમાં એકદમ ફેરફાર થઈ ગયો. મીજાજ ગળી ગયો, અને પાધરાદોર બની ગયા.

"માફ કરજો સુરજમલ ભાઇ—" મી. ઘીયા હસ્ત ધુનનની ક્રિયા કરતા બોલ્યા—"મ્હેં આપને બીલકુલ ઓળખ્યા નહોતા આપને જોઇને મ્હને ઘણો આનંદ થાય છે. આપની ખુરશી જરા નજીક લાવોની. આપણુ બંનેને લાગતું વળગતું છે તે વિષય ઉપર આપણે વાત કરીએ. આપણા પત્રનું હિત આપણા બંનેને મધ્યે છે તોપણ આ ખાતાના એક પ્રમુખ તરીકે મ્હારે માથે ગંભીર જોખમ લટકેલું છે. હેમાં આપે મદદ કરવી ઘટે છે. માટે પ્રથમ તો મહેરબાની કરીને મ્હને સમજાવશો કે તંત્રી તરીકે મારે શું કામ કરવાનું છે ? તંત્રીનું કામ કરવાની મ્હને ઘણી હોંશ અને હુલ્લાસ છે પણ તે કામ કેવી રીતે કરવું ?"

એક તંત્રી તરીકે શું શું ફરજો બજાવવાની છે તે વિષે મી. સુરતીએ સમજાવ્યુ પાડવા માંડી અને જો સબ એડીટર મી. નીછાભાઇ નપોપલાએ ઓફિસમાં પ્રવેશ ન કર્યો હોત તો વાતમાં ને વાતમાં આખો દિવસ નીકળી જાત. મી. નીછાભાઇએ વાતમાં ભંગાણ પાડયું. મી. સુરતીએ મી. નપોપલાની, મી ઘીયા પાસે ઓળખાણ પડાવ્યા બાદ ૧. ઇટાલી ટરકીશ લડાઇ, ૨. ચીનમાં બળવો, ૩. ટિબેટનો અશાંત મામલો, ૪. હાડા સુલ્તાની હકીલાઇ, ૫. ઇરાનમાં પારસી સંસ્થાન, ૬. સીવીલ મેરેજ બીલ, ૭ નેશનલ કોંગ્રેસ, ૮. સંસાર સુધારો, ૯. અંત્યજ વર્ગનો ઉદ્ધાર, ૧૦. સાહિત્ય પરિષદ્ એ વગેરે ચાલતા સવાલો ઉપર "ધનુષ્ય બાણે" શું વલણ ( Policy ) અખત્યાર કરવાની છે તે વિષે નવા તંત્રીને સબ એડીટરે પુછયું.

"એક બે બાબતો સિવાય બીજા સવાલો વિષે મ્હેં હજી કાંઇ ચોકસ વિચાર બાંધ્યો નથી" નવા તંત્રીએ મત આપ્યું—"નેશનલ કોંગ્રેસને મ્હારા અભિપ્રાય મુજબ હજી સુધી ખરો રસ્તો મળ્યો નથી. 'ઉદ્ધત' અને 'વિનીત' એવા બે પક્ષો કરીને શું કહિ કાઢવાનો છે ? સ્વરાજ્યનો બકબકાટ કરે છે પણ સ્વરાજ્યનું રહસ્ય સમજવા જેવું મ્હોડું અને મજબુત મન થયું છે કે તે પ્રથમ નક્કી થવું જોઇએ. મન ક્યારે મજબુત થાય કે તન આરોગ્ય હોય ત્યારે. તનની મજબુતી માટે પૌષ્ટીક અન્ન ખાવું જોઇએ. મ્હેં નક્કી કર્યું છે કે 'ઘી' જેવા પૌષ્ટીક પદાર્થ એક પણ નથી, માટે 'ઘી' જ્યાં સુધી છુટથી નહીં વપરાય ત્યાં સુધી શરીરમાં કૌવત મળવાનું નથી, અને ત્યાં સુધી નાતાકાત શરીરમાં મજબુત મગજની આશા રાખવી વ્યર્થ છે. કેમ ખરૂં કે નહી સુરજમલભાઇ !"

"નીછાભાઇ ! '**ઘીથી થતો ફેરોદ્ધાર**' એ આજનો મ્હારો પ્રથમ ( તૈયાર કરૂં છું."

"સંસાર સુધારો" એનો અર્થ એટલોજ સમજાય છે કે આપણી સંસ્થા

ગઢેલી છે એમ આપણે પ્રથમથી માની લઇએ છીએ. આર્ય દેશની રૂઢી, શુદ્ધિ, બુદ્ધિ, અનુપમ, અકલિત, અચલિત છે. ત્હેમાં સુધારાની જરૂરજ ક્યાં છે ? આપણે પૂર્વકાળમાં ઘણું ચાલી હીમાલયની ઉંચી ટોચે પોહોંચી ગયા છીએ. હવે થાક ખાવાની જરૂર છે. બીજી પ્રજાની નકલ કરી આપણી અધમતા બતાવવા જેવું છે. જાપાન ભલે પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરી હાલની મ્હોટાઇએ પહોંચ્યું હોય પણ તેથી શું ! મ્હેં હમણાંજ વાંચ્યું છે કે-સ્કૉટલેન્ડમાં આરકોના ( Arcona ) નામનું સંસ્થાન સ્થાપવામાં આવ્યું છે. આ સંસ્થાનવાસીઓ કૃત્રિમ જીંદગી છોડી કુદરતી રહેણી કરણી પસંદ કરે છે. શરીરને સૂર્યનો પ્રકાશ અને હવા જેમ બને તેમ પુષ્કળ મળવાથી આરોગ્ય બને છે એવો સિદ્ધાંત ત્હેમને ગળે ઉતર્યો છે અને તે ધોરણે તેમના ન્હાના મ્હોટા બાળકોને પ્રકાશ સ્નાનીઓ ( Sun bath ) બનાવ્યા છે. આપણે ત્યાં તો હજાર વરસના છોકરાઓ નાગા ફરવાની રીત તો અનાદી કાળની પ્રચલીત છે, તે આર્ય નીતિ રીતિનું પશ્ચિમના લોકો હવે અનુકરણ કરવા તત્પર થયા છે. એમતો આફ્રિકાના જંગલી હબસીઓ પણ નાગા ફરે છે પણ તેથી શું ! તેનો રીવાજ તો આપણે ધીક્કારીએ છીએ. એટલે જે આપણી નીતિ રીતિ સુધરેલી પ્રજા પણ ગ્રહણ કરવા લાગી છે તે નીતિ રીતિવાળા દેશમાં હવે સુધારો શાનો ? "

" જર્મન શહેનશાહે થોડા વખત ઉપર કીંમતી ભાષણ આપ્યું છે કે સ્ત્રીઓએ ઘરમાં રહી પોતાનાં બચ્ચાં ઉછેરવાં તથા ઘર કારભાર ચલાવવામાં મશગુલ રહેવું જોઇએ. બાકી જાહેર જીંદગીમાં સ્ત્રીઓએ બીલકુલ માથું મારવાનું નથી. કૈસરના એ ઉદ્ગારનો ગમે તે હેતુ હોય પણ આપણે તો તાત્પર્ય એ કાઢવાનું છે કે એ નીતિ રીતિ આર્યાવર્ત્તમાં લાંબા કાળથી ચાલી આવે છે. આર્ય મહિલાઓ કોઇપણ પ્રકારે માથું ઉંચું ન કરે તેને વાસ્તે આપણા વડવાઓએ ઘણી કાળજી રાખી છે. આપણી સાસુઓ અને નણંદોએ પહેલેથીજ શાસનદેવી સુર્પણખા અને હેડમ્બાનું રૂપ ધારણ કર્યું છે. આવા આર્ય દેશમાં ' સંસાર સુધારો ' એ સિંહને ગધેડાનું ખોળીયું પહેરાવ્યા સમાન થાય છે. "

" તેને બદલે, મી નપાપલા, ' સંસાર કુધારો ' એવું હેડીંગ રાખો તો સારું. આપણી નીતિ રીતિમાં ફેરફાર કરવા જે કોઇ માથું મારે તેને સખત ચીમકી લગાવો. 'ઘેર બેઠા ગંગા '-એ આપણી કહેવત મુજબ ખરી ગંગાજી મુકીને પેલા કપોળ શેઠ ટેમ્સનું જળ પીઇ અશુદ્ધ બન્યા તેને ન્યાતમાં લીધા તે વખોડી કાઢો. બાપની વરશીમાં ઉપર ઘારે બ્રહ્મભોજન અને રૂપીઓ રૂપીઓ દક્ષણાનો લાંબા કાળનો રીવાજ તથા હક છતાં છગનના દીકરા મગને તેના બાપની પાછળ બ્રાહ્મણો ન જમાડયા જેથી ' મોદકની ન્યાત જમાડે તથા રૂપીઓ રૂપીઓ દક્ષણા દે ' એવો હક અમલમાં લાવવાનો દાવો ભુદેવોએ મગન ઉપર કરતાં કોર્ટે સાંભળ્યા વગર કાઢી નાખ્યો એ ઠરાવ ઉપર ખુબ ટીકા કરો. અમારી માશીના દીકરાને બે બૈરીઓ છતાં સાસુ વહુને કજીઓ થતાં માશીએ ત્રીજી બૈરી કરાવી તેને કુધારાવાળા ન્યાત બહાર મુકવા તૈયાર થયા તેમને અનેક પત્નીત્વ (Poligamy) નો શાસ્ત્રાર્થ સમજાવી મુંગા કરી દ્યોતો ઠીક.—".

આટલું ભાષણ થયું એટલામાં એડીટરો ઘેલાભાઇ ઘેવરીયા અને ગાંડાભાઇ ગગનગાંઠીયા રૂમમાં ધશી આવ્યા.

આ નિર્દય પિતાની ઉશ્કેરણીથી ત્રાસ પામેલો બિચારો શંકર ભયથી તે ઝુંપડી છોડી ચાલ્યો ગયો.

* * * *

ઉપરના બનાવને બે વરસ વીતી ગયાં. તે અરસામાં વિનાયકને મકાનની બધી વ્યવસ્થા સોંપી બુઢ્ઢો બાપ મુંબઈમાંજ રહેતો હતો.

ત્રીજા વરસની શરૂઆતમાંજ રઘુનાથ ગુજરી ગયો. ખેતી તથા કંટ્રાક્ટમાં ખોટ આવતી હોવાથી મકાનની જમીન વગેરે વેચી દઈ વિનાયક ધંધો કરવા માટે મુંબઈના પોતાના મકાનમાંજ રહેવા લાગ્યો.

દુઃખમાં દિવસ ગુજારતો શંકર પુના તથા દક્ષિણના દેશોમાં મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેણે શાંતિબાઈ નામની પુનાની એક કુળવાન છોકરી સાથે પોતાનું લગ્ન કર્યું હતું. વિનાયક કેટલીક ખટપટથી ચપલા નામની એક પૈસાદારની મિજાજી છોકરી સાથે પરણ્યો.

એકની એક છોકરીને પચીસ હજારનો વારસો સોંપી ચપલાના પિતાનો સ્વર્ગવાસ થયો. વિનાયકનું નસીબ હવે ખીલી નિકળ્યું. તે ચપલાના દમામમાં તદ્દન અંજાઈ ગયો. ચપલાને વાંચતાં લખતાં ઠીક આવડતું હતું અને તેને અંગ્રેજી શીખવાની પણ ઇચ્છા થઈ હતી.

થોડા જ મહિનામાં ચપલા તથા વિનાયક સ્વતંત્ર થયાં. વારસામાં મળેલા બંગલામાં નવી ફેશન અને ચાલુ સુધારાથી તેઓ રહેવા લાગ્યાં. પાંચ છ માસ પછી શંકર પોતાના કુટુંબ સાથે મુંબઈમાં આવ્યો. તેણે વિનાયકને કરગરીને પોતાની દુઃખી સ્થિતિનો ચિતાર સંભળાવ્યો. અપૂર્ણ.

---

## —ग्रंथ सत्कार—

**શ્રી નવીન વૈદ્યવિદ્યા**—મી. ચુનીલાલ પીતામ્બર ભટ્ટ ( સુપ્રિન્ટેન્ડન્ટ, ગુજરાત કૉલેજ, હોસ્ટેલ ) તરફથી આ પુસ્તક અમોને ભેટ મળ્યું છે જેને અમે સાભાર સ્વીકારી અવલોક્યું છે. આ પુસ્તક શારીરિક હરકોઈ રોગને માટે સાદા, સહેલા અને સસ્તા પ્રયોગો દર્શાવે છે. ડૉ. કુન્હેએ સ્વાનુભવથી સમય તથા શ્રમના અથાગ ભોગે ઇંગ્લીશમાં લખેલા " The new Science of Healing " ના ભાષાંતરનો મી. ચુ. પી. ભટ્ટે ઉપયોગ કરી તે માંહેના સત્યનો જનસમાજને લાભ આપ્યો છે. પુસ્તકમાં વિચારશ્રેણી યોગ્ય નિયમ પુરઃસર પ્રતીત થાય છે. કોઈ પણ વિચારશીળ માણસને તેમાં લખેલી દલીલો અસર કર્યા વિના રહે તેમ નથી. ગરીબોને દાક્તરની ફીથી બચવામાં તેમ તાલેવાનોને કુદરતી ઉપચાર બનાવવામાં આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. વળી **જેમ જેમ સામાજીક સુધારો વધે છે તેમ તેમ કુદરતથી આપણે દુર જઇએ છીએ** તે સિદ્ધાંત આપણને સમજાવી આપણા પૂર્વજોની કુદરતી ક્રિયાઓદ્વારા નિરામયતા મેળવવાની અપૂર્વ રીતિઓ જણાવે છે. આની ગરીબ પ્રજા માટે કિ. રૂ. ૨-૮-૦ સહજ વધુ જણાય છે; પણ તેના ઉપયોગ અને ફાયદા આગળ આ બાબત નજીવી છે. પુસ્તકમાં સમજુતી માટે ચિત્રો પણ આપેલાં છે. આ પુસ્તકનો બહોળો ઉઠાવ થાય છે એમ જાણી અમે ગ્રંથકર્ત્તાને તેમના વિજય માટે મુબારક બાદી આપીએ છીએ.

# પત્ર પેટી.

**પ્રિય ભાઈ-શ્રી.** તા. ૬—૪—૧૨—સાદરા.

વિશેષ આપનો ઉત્સાહ વધારનાર પત્ર વાંચી આનંદ થયો છે ને તે પ્રમાણે બીજો કાગળ આ સાથે મોકલ્યો છે.

હાલમાં આપણી સામાજિક સ્થિતિમાં કેટલાક કારણોથી ઘણા મનુષ્યને પરદેશગમન કરવું પડે છે, તથા અભ્યાસ માટે અગર વેપાર માટે અગર કાંઇ કાંઇ પ્રસંગે પતિ પત્નિને અમુક કાળ વિયોગ ખમવો પડે છે, તેવા વખતમાં આર્યમહિલાની અસલ લાગણી જે હાલના પશ્ચિમના પવનથી વિસરાતાં હાલમાં કેટલીક બ્હેનો સ્થૂલ સંયોગને સંયોગ માની જુદાઇ થવાથી ક્લેશ ભોગવે છે; તેવા વખતે આ સાથેનો કાગળ અનુકૂળ જાણી મ્હેં તમારા શ્રીભક્તમાં છાપવા મોકલ્યો છે, એટલે સ્થૂલ પ્રેમ કરતાં સૂક્ષ્મ પ્રેમ હજારો ગાઉ છેટે હોવા છતાં એક બીજાની લાગણી હોય છે તો તેમાં પણ કેટલું સુખ હોય છે તેનો ભાસ આ પત્રથી થશે. માટે આશા છે કે આ કાગળ છાપશો. લી. સસ્નેહ.

**બ્હેન ચંપાગવરીના પ્રણામ વાંચશો.**

**પ્રાણપ્યારી,**

દેવતા ઉપર પાણીની ત્હેં ધારા કરી છે. ત્હારા કાગળથી મ્હારા હૃદયમાં અમૃત રેડવાથી શાન્તિ થાય તેના કરતાં વધારે શાન્તિ થયેલી છે. જો આ પ્રમાણે ત્હેં ન કર્યું હોત તો મ્હારા માટે જનસમુદાયમાં શું આટલી બધી લાગણી થાત ?

શાસ્ત્રમાં પત્નિને સહધર્મચારિણી શા માટે કહેલી છે તે હવે મ્હને સારી પેઠે સમજાય છે. જે પુરૂષને આજ્ઞાંકિત સ્વધર્મ સમજનારી સ્ત્રી હોય તે ખરેખરો સુખી તથા પુણ્યાત્મા છે. તે સ્વર્ગ તથા મોક્ષની સ્પૃહા રાખતો નથી. સંસાર ત્હેને બંધનકર્ત્તા નથી. તેમ તે ત્હેને નર્કપ્રદેશ જણાતો નથી. ગમે તેવી દુનિયા ખરાબ હોય પણ ત્હેને મન તો રાધા કૃષ્ણને રમવાનું રમણીય સ્થાન વૃંદાવન જ છે. શાન્તિ તથા પવિત્રતાનો તેના ઘરમાં વાસો રહે છે, ને તે હમેશાં દેવતાઓનું નિવાસસ્થાન ગણાય છે. હું ત્હને તેવી કાન્તા થવા તથા તેવું સુખ મ્હને આપવા આતુરતાથી માગણી કરૂં છું. જે પુરૂષને તેવી સ્ત્રી ન હોય ત્હેને વૈકુંઠ પણ નર્ક સમાન છે. તેનું જીવન મરણ સમાન છે. પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે આપણું જીવન તેવું ન થાય. આનંદથી આપણા સંબંધી સાથે સંસારસાગરમાં મુસાફરી કરી ભવસાગરનું નાટક ઋણાનુબંધ અનુસાર નક્કી કરેલો વખત પુરો થતા સુધી પુરૂં કરી પછી બીજી જગાએ સુખમાં પ્રવેશ કરીએ તેવી મ્હારી ઈચ્છા છે. કૃપાળુ પ્રભુ આ ઇચ્છા પૂર્ણ કરો. આપણે ઘરમાં રહીને નાટક ભજવવાનું શરૂ કર્યું હતું, તે મુકી અહીં આવવાથી ત્હારે દીલગીર થવાનું નથી. આ એક સામાન્ય નિયમ છે. જરા, નજર કરી જો. દરેક જગાએ મનુષ્ય ટોળાબંધ રમત કરવા ભેગા થાય છે. પણ રમતની ગમત કરવા જતાં તફાવત પડી જાય છે. ને રમતમાં મશગુલ થઇ ખરેખરી ગમતની રણઝીક પડે છે ત્યારે ગમતના જોશમાં સર્વ પોતપોતાના આનંદમાં જુદા પડી આગળ વધે છે, ને નવા નવા રંગમાં નવા નવા સ્વાંગથી નવી નવી રમતોમાં આનંદ લે છે. તેમાં જે પાછળ રહી જાય છે તે આક્રંદ કરે છે ને આગળ વધેલા સારૂ રોદણાં રૂવે છે. મ્હેં ત્હને તેવી રીતે તજી દીધી નથી, તો તું શા માટે વિલાપ કરે છે જ્યાં જ્યાં હું જઇશ ત્યાં ત્યાં ત્હારા ભીરૂ તરીકેજ રમત કરીશ ને એક દીવસ ફરી પાછા એક બીજાની સોબતમાં રમતની ઝીકનો આનંદ ભોગવીશું.

**લી. ત્હારો હરનાથ.**

# अद्वैत योग.

( શ્રીયુત જગમોહનદાસ વૃન્દ્રાવનદાસ—વોર્ડન રોડ મુંબઈ. )

નદી સાગરને મળે, મળીને તદાકાર તે થાય !
તેવી કન્યા સ્વપતિ કુલમાં, એકરૂપ થઇ જાય !
લગ્ન નથી તે, પ્રેમ તણું એ જીવ સંમેલન છે !
ઐક્ય અનુભવ માનુષ તનુમાં અળગો ગહનજ છે.
ભવનીધિમાંનાં સુખ દુઃખોની લહેરે ભીંજાવીને;
બહિર પ્રેમની ગાંઠ છોડીએ, ભેદ શમાવીને.
પતિપત્નીનાં સરળ હૃદયપર અમૃતરસનો સેક;[1]
સુખ દુઃખોના પાશ કરે દઢ ખીલાવી મનનો ટેક.
આવા પ્રેમી પતિપત્નીનાં પ્રેમ પુષ્પનો સાર;
જગમાં પ્રસરી રસીક હૃદયમાં દૈવી રસ ભરનાર.
ભિન્ન શરીરે, ભિન્ન વિચારે, હોય ભલે કદી ભેદ;
પણ આત્મા તો માત્ર એકજ છે કહેતાં પુરાણ વેદ.
વિશ્વ પ્રવાસે જીવન રથનાં, પતિપત્નીરૂપ ચક્ર;
સમાનતાથી ગતિમય થાતાં માર્ગ કાપતાં વક્ર.
સ્નેહ અને સદ્ગુણ સંયોગો પ્રકટ થાય સુખ દીપ;
જગના મોહ તણું તમ ટળતાં બ્રહ્મ દીસે જગ છીપ.

---

# स्त्री जाति विषे विविध विद्वानोना विचारो.

( શ્રીયુત જગમોહનદાસ વૃન્દાવનદાસ. મુંબઇ. )

સ્ત્રીનો પ્રેમ એ પુરૂષના જીવનને અમૃત છે; તે શિવાય તેને સુખ એ શબ્દની સ્મૃતિ થની જ નથી.

કાર્લીટન.

માતાના સ્વભાવનુ પરિણામ તેના છોકરામા દેખાઇ આવે છે

કાર્ટર.

પુરૂષ પ્રમાણે સ્ત્રીને પણ સુખની જરૂર છે.

કોલ્ટન.

સ્ત્રીમા એવી એક અજબ જાદુઇ શક્તિ છે કે, ગમે તેવો જંગલી મનુષ્ય હોય તોપણ તેને તે પોતાપાસે આકર્ષી લે છે.

ડૉલી.

---

૧ સિંચન.

જે પ્રમાણે આરસામાં જોનારનું પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે જ પતિના સુખ દુઃખાદિ મનોવિકારનું પ્રતિબિંબ પત્નીના મુખ ઉપરથી દેખાઇ આવે છે.

ઇરેઅમત.

સ્ત્રી એ શાંતિની દેવી છે. આ ઉચ્ચ પદ ઉપરથી તેને એંચી નીચે લાવવી એ કેવળ જંગલીપણું છે.

ફ્રેડાયસ.

'પત્ની પદ માટે કઇ સ્ત્રી યોગ્ય ?' એવો વખતે કોઇ મને પ્રશ્ન કરે, તો "જેણે પોતાના માતપિતાના શબ્દનું કદી પણ ઉલ્લંઘન કર્યું નથી, તેજ સ્ત્રી પત્ની થવા યોગ્ય છે" એવો હું તેને ઉત્તર આપીશ.

ફ્રેડાયસ.

સ્ત્રી એ પુરૂષને સભ્યતા શીખવનાર શિક્ષક છે.

ફ્રેડાયસ.

તેનું સૌંદર્ય, તેનું તારૂણ્ય, તેનો આનંદી સ્વભાવ, તેના ગુણ, તેના દોષ, તેની અનેક સ્વભાવલહરી, એ સર્વ પુરૂષના તેની પ્રત્યે પ્રેમ પ્રકટવાના કારણભૂત થાય છે.

ગથે.

જે સ્ત્રી પોતાના પતિને અને બાળકને સર્વદા આનંદમાં રાખે છે તેની પાસે સર્વ જગતમાંની મહારાણીઓના વૈભવ પણ તુચ્છ છે !

ગોલ્ડસ્મિથ.

પતિવ્રતા સ્ત્રીમાં ઇશ્વરના સંપૂર્ણ વૈભવ દેખાઇ આવે છે.

હર્મિસ.

એકલા શોભાયમાન અવયવ હોવાથી સ્ત્રીને ખરૂં સૌંદર્ય પ્રાપ્ત થતું નથી.

હુજેસ.

સદ્ગુણી સ્ત્રી એ જગતમાંની સર્વ વસ્તુમાં એક રમણીય વસ્તુ છે.

હંટ.

સદ્ગુણી સ્ત્રી પ્રાપ્ત થવી એ ઇશ્વરનો સર્વોત્કૃષ્ટ વર છે.

જેરેમીટેલર.

માતા બાલકને ખોળામાં લઇને બેઠી છે એ વખતની તેની પ્રેમદૃષ્ટિ કયો કુશળ ચિત્રકાર દોરવાને સમર્થ છે !

કિંગ્સલે.

સ્ત્રી પુરૂષનો જામીન હોય છે.

લામરટાઇન.

ગૃહમાં શાંતિ પ્રસરાવવી એવું જેને લાગતું હોય, તેણે પોતાની પત્નીની કોઇપણ કૃતિ તરફ સંશયાત્મક દૃષ્ટિથી જોવું નહિ.

રેક્ષેન્સ.

પતિવ્રતા સ્ત્રી અભિમાની હોય પરંતુ સરલ માર્ગી હોય છે.

લૉર્ડબેકન.

સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે સદ્દઇચ્છાથી ધર્મ પાળે છે.

હ્યુપર.

સ્ત્રીના વિનોદ અને ગાંભીર્ય, સુખ અને દુઃખ, પ્રીતિ અને દ્વેષ એ વિરોધી ગુણોએ સ્વભાવ એકત્ર રહે છે.

માસ્ટૅન.

સદ્દગુણરૂપી સ્ત્રીધન સર્વદા પાસે રાખવું.

પ્રેન્ટસ.

વાંચન કરતાં અવલોકથીજ સ્ત્રીનું જ્ઞાન વધે છે.

રૂસો.

આલિંગન અને અશ્રુમય યોગથી સ્ત્રી પુરૂષને ચકિત કરી લે છે.

રૂસો.

અમારા કાયદા કરતાં સ્ત્રીની દષ્ટિમાં વિશેષ સત્તા છે.

સેવીલે.

કોઈપણ દેશ કે રાષ્ટ્રનો સામાજિક, નૈતિક અને રાજકીય દરજ્જો જોવો હોય તો તે દેશ કે રાષ્ટ્રમાં પુરૂષ સ્ત્રીવર્ગ સાથે કેવું વર્તન રાખે છે તે જોવાથી સમજવામાં આવશે. સ્ત્રીને દેવળની દેવીની પેઠે પુજા કરવાથી અને માનપાનથી રાખવામાં આવે છે, કે તેને પુરૂષોની બરોબરીના દરજ્જાથી રાખવામાં આવે છે. અથવા માત્ર વિષયતૃપ્તિ માટેજ । ઉપયોગ સમજવામાં આવે છે, અથવા ઘાણીના બળદની પેઠે મજુરી કરાવવામાં આવે એ વગેરે બાબતોને સૃષ્ટિનો સાધારણ નિયમ " પ્રત્યેક ક્રિયાને પ્રતિક્રિયા હોય છે " Every action has its reaction ની દૃષ્ટિથી વિચારી જોવી. ઉદાહરણ માટે પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ જોઈશું તો જણાશે કે પૂર્વમાં સ્ત્રી એ ગુલામગીરીમાં બંધાઇ ગઇ છે અર્થાત્ પૂર્વમાં મહારાષ્ટ્ર અંધકારમાં ડુબેલો છે; અને પશ્ચિમમાં સ્ત્રીઓને યોગ્ય પદ ઉપર ચઢાવેલી છે અર્થાત્ પશ્ચિમનાં રાજ્યો ઉન્નતિના શિખર ઉપર સ્વાતંત્ર્ય સુખનો અનુભવ લે છે.

માર્ટીન.

સ્ત્રીનું અંતર પ્રેમરજ્જુથી વણાયલું છે.

શેક્સપીયર.

સ્ત્રીના નૈસર્ગિક સદ્દગુણોને શિક્ષણ પ્રકાશિત કરે છે.

શેક્સપીયર.

પુરૂષોને આવશ્યકઃ—શાણાપણું અને શક્તિ છે.

સ્ત્રીઓને આવશ્યક—મૃદુતા અને ભીરતા છે.

સર રીચર્ડ ટવીલ

